સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા મણકો ૧૬-૧૭-૧૮

# ૧ શ્રી શ્રમણ આલોચણા.

# ૨ સ્વ. ઉપાધ્યાય મહારાજશ્રી જ્ઞાનચંદ્રજીસ્વામી તથા શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

# ૩ ચોવીશી–વીશી સ્તવન તથા પ્રકીર્ણ સજ્ઝાયાદિ સંગ્રહ.

★

રચયિતા:

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી કચ્છી

પ્રકાશક:

શાહ દેવરાજભાઈ મોણશી
કચ્છ લાખાપુરવાળા (જી. મુંદ્રા)

: તરફથી જૈન બંધુઓને ભેટ

સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારકગ્રંથમાળા મણકો ૧૬-૧૭-૧૮

# ૧ શ્રી શ્રમણ આલોયણા.

# ૨ સ્વ. ઉપાધ્યાય મહારાજશ્રી જ્ઞાનચંદ્રજીસ્વામી તથા શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

# ૩ ચોવીશી-વીશી સ્તવન તથા પ્રકીર્ણ સજ્ઝાયાદિ સંગ્રહ.



રચયિતા:

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી કચ્છી

પ્રકાશક:

શાહ દેવરાજભાઈ મોણશી
કચ્છ લાખાપુરવાલા. (જી. મુંદ્રા)



કિંમત : વાંચન, મનન અને સદ્‌વર્તન

# નિવેદન

કરેલી કે થઈ ગયેલી ભૂલોનો સાફ દિલથી એકરાર કરવો તેનુંજ નામ આલોયણા કે પશ્ચાત્તાપ કહેવાય.

શ્રી જૈન ધર્મના સાધુજીવનમાં સત્ય, દયા, અહિંસા અને બ્રહ્મચર્ય રોજના જીવનમાં ગુંથાઇ જઈ શકે તેવા છે. તેના સાક્ષાત્કાર રૂપે માનવીમાંથી માનવદેવ બનેલા અનેક ત્યાગી મહાત્માઓ આપણી આંખ સામે મોજુદ છે.

સાધુજીવનમાં છદ્મસ્થપણાને અંગે તેમજ યોગની ચપલતાને લીધે, જાણતાં અજાણતાં કોઈ દોષોનું સેવન થઇ ગયું હોય તો તે દોષોનું વિશોધન કરી આત્માને વિશુદ્ધ બનાવી લેવા માટે શ્રમણ આલોચના એ પરમ સાધન છે.

આ પુસ્તકમાં નિખાલસ હૃદયની સાચી આલોયણાની ઝાંખી કરાવવાનું રેખાચિત્ર યુવાચાર્યશ્રી વિનયચંદ્રજી મહારાજના શિષ્ય લેખકવર્યશ્રી કૃપાચંદ્રજી મહારાજે યથામતિ દોરવા પ્રયત્ન કરેલ છે.

આ પુસ્તક સાધુસમાજ માટે ઉપયોગી અને વ્યવહારૂ બનશે તથા આલોયણાની સાચી સમજ પૂરી પાડશે. શ્રમણવર્યો લેખક મુનિશ્રીના આ પ્રયત્નને વધાવી લેશે અને સહકાર આપશે એવી પ્રાર્થના છે.

—પ્રકાશક

## પશ્ચાત્તાપ

રે, પસ્તાવો, વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે;
પાપી તેમાં ડૂબકી દઈને, પુણ્યશાળી બને છે.

કલાપી



## વંદન

અંતરંગ કર્મોને જીતનાર વીરને વંદન હો!

મુક્તાત્મા વિજેતાઓને વંદન હો!

ક્રિયાશીલ સંતોને વંદન હો!

માર્ગદર્શક પવિત્ર પુરુષોને વંદન હો!

સરળતા જેનામાં વસે છે તેવા સૌને વંદન હો!

—આચાર્યશ્રી નાગચંદ્રજી મહારાજ

સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા : મણકો ૧૯ મો

# શ્રી શ્રમણ આલોયણા

卐

યોજક :

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી કચ્છી

卐

પ્રકાશક :

શાહ દેવરાજભાઈ મોણશી
લાખાપુર–કચ્છ (જી. મુંદ્રા)

આવૃત્તિ ૧ લી     પ્રત ૫૦૦

પ્રકાશક તરફથી જૈન બંધુઓને ભેટ

# આ ગ્રંથ છપાવનારની ઓળખાણ અને ઇચ્છા



શ્રીયુત્ શાહ દેવરાજભાઈ મોણસિં લાખાપુરવાળા જેઓ જ્ઞાન-પિપાસુ અને ધર્મની લાગણીવાળા છે અને જેઓનું કુટુંબ બહોળું છે તેઓ પોતે શ્રીમંત હોવા છતાં જરાપણ અભિમાનવાળા નથી કે કોઈની સાથે કદી પણ તોછડાઇપણું વર્તન તેઓશ્રી દાખવતા નથી. એટલે તેઓશ્રી તદ્દન શાંતિપ્રિય અને સાદી રહેણીકરણીને માનવાવાળા છે; એટલું જ નહિ પણ તેઓએ પોતે પણ સાદાઈ ને જીવનમાં અપનાવી છે. સાદાઇ સાથે ઉદારતા એ તેમનો મોટો ગુણ ગણી શકાય. પોતે જેમ કંજુસાઇને દૂર કરી, સાદાઇ અને ઉદાર-તાનો ગુણ ધરાવે છે તે સાથે સાથે તેઓ પોતાના કુટુંબીજનોને પણ એ જ શીખામણ આપે છે કે—પોતાનો ગોળ છુપાવીને ખાઇએ, બાહ્ય મિથ્યાડંબરમાં કાંઈ પણ કિંમત નથી. શ્રીમંતાઈ સાથે ધર્મ-પ્રેમ, ઉદારતા અને સાદાઇનો ગુણ ધરાવનાર ઉપરોક્ત સદ્‌ગૃહસ્થ પ્રત્યે આપણે આનંદ સાથે ગૌરવાન્વિત બનવું જોઇએ.

શ્રી દેવરાજભાઈ અને તેમના પુત્રો પણ દયાળુવૃત્તિવાળા છે. તેમના ધર્મપત્ની પણ પુણ્યયોગે સારા સ્વભાવવાળા અને ઉદાર છે. તેઓ પણ હમેશાં કાંઇ ને કાંઈ ગુપ્તદાન આપ્યા કરે છે. હાલ તેઓની તબિયત બરાબર ન હોવાથી યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામી દર્શન આપવા પધાર્યા હતા ત્યારે શ્રી દેવરાજભાઇએ મહારાજ શ્રી આગળ કોઈ સારૂં પુસ્તક છપાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ત્યારે તેઓશ્રીની આ ભક્તિથી પ્રેરાઇને આ "શ્રી શ્રમણ આલોયણા" આદિ પુસ્તક સંગ્રહની પ્રેસકોપી તૈયાર હતી તે બતાવીને મહારાજ-શ્રીએ કહ્યું કે:—આ પુસ્તક દરેક સાધુ—સાધ્વીને માટે ઉપયોગી છે. તેમજ ઘણાં શાસ્ત્રોમાંથી મંથન કરી સાર રૂપે તૈયાર કરવામાં આવેલ

છે. આથી દેવરાજભાઇએ આનંદ સાથે આ પ્રેસકોપી લીધી અને એ રીતે છપાવવાની વ્યવસ્થા કરવામાં આવી છે. તે માટે પ્રસ્તુત મહાશયના અમો આભારી છીએ.

તેઓશ્રી તરફથી આ પુસ્તક દરેક સાધુ–સાધ્વી તેમજ તત્ત્વજીજ્ઞાસુઓને વિના મૂલ્યે ભેટ આપવામાં આવનાર છે એ ઉદારતા બદલ પણ અમે તેઓનો આભાર માનીયે છીએ અને ઇચ્છીએ છીએ કે મુમુક્ષુજનો તેનો યથોચિત લાભ લેશે.

આ એક પ્રકારની જ્ઞાનારાધના છે. આ પ્રમાણે સર્વ સાધનસંપન્નજનો જ્ઞાનારાધનાના વિષયમાં પ્રવૃત્ત થતા હોય તો જે અજ્ઞાનને લીધે પ્રાણીઓ દુ:ખી થાય છે તે અજ્ઞાનદુ:ખ મટીને સદ્જ્ઞાન વડે સુખ રૂપ સૂર્યનો અવશ્ય ઉદય થાય. ઈશ્વર સૌને એવી સન્મતિ આપે એજ પ્રાર્થના. ઇતિ.

લી૦ સંઘસેવક

**કાનજી શોજી શાહ**



# સ્વ. જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળાના પ્રગટ થએલા મણુકાઓ

| નંબર | ગ્રંથનું નામ | કર્તાનું નામ |
|---|---|---|
| ૧–૨ | શ્રી આગમસારિણી ગ્રંથ આવૃત્તિ ૧-૨ | સ્વ. ઉપા. શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી |
| ૩ | શ્રી રત્નસાર કુમારનો રાસ | બાલમુનિ કૃપાચંદ્રજી |
| ૪ | શ્રી ભીમશેન રાજાનો રાસ | મુનિશ્રી લાધાજી સ્વામી |
| ૫ | શ્રી જિતારી રાજાનો રાસ | લોકાગચ્છીય તેજમુનિ |
| ૬ | શ્રી પ્રતિક્રમણ સૂત્ર મૂળ | સંગ્રહ |
| ૭ | શ્રી સામાયિક સૂત્ર મૂળ | ,, |
| ૮ | શ્રી જ્ઞાનબોધ | સ્વ. ઉપા. શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી |
| ૯ | શ્રી સામાયિક સૂત્ર સાર્થ: | સંગ્રહ |
| ૧૦ | શ્રી શ્યામસુંદર ને આશાસુંદરી નો રાસ | બાલમુનિ કૃપાચંદ્રજી |
| ૧૧ | શ્રી હરિવાહન નૃપનો રાસ | ,, |
| ૧૨ | શ્રી ધર્મદત્ત ને કર્મદત્તનો રાસ | ,, |
| ૧૩ | શ્રી અજીતશેન શીલવતીનો રાસ | ,, |
| ૧૪ | શ્રી વિપાકસૂત્રની ઢાળો | ,, |
| ૧૫ | શ્રી ચંદ્રધવલનૃપ ને ધર્મદત્તનો રાસ | ,, |
| ૧૬ | શ્રી શ્રમણ આલોયણા | ,, |
| ૧૭ | શ્રી ઉપા. મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર | ,, |
| ૧૮ | ચોવીશી વીશી સ્તવન અને પ્રકીર્ણ સજ્ઝાયો | ,, |



# કર્ત્તાનાં બે બોલ



આ દુઃખમય દુનીયામાં જીવાત્માઓ અરટમાળાની જેમ જન્મ ને મૃત્યુ કરી રહ્યા છે. તે કોઇ વખતે દેવયોનીમાં, તો કોઇ વખતે નારકમાં કુંભીની અંદર, તો કોઇ વખતે તિર્યંચપણામાં, કોઈ વખતે કંગાળમાં કંગાળ સ્થિતિએ, તો કોઈ વખતે રાજા, મહારાજાપણે, કોઈ વખતે એકેંદ્રિયની અંદર, તો કોઇ વખતે દ્વિ, ત્રિ, ચૌરિંદ્રિયપણે. એમ નાના ભવોમાં નાના પ્રકારની વેદનાઓ ભોગવતો રહ્યો છે. આ બધાનું મૂળ શોધીએ તો જ્ઞાનીની દૃષ્ટિએ એકજ અજ્ઞાનતા (હિતાહિતના જ્ઞાન વિનાની અવસ્થા) છે. અને તે અજ્ઞાનતાના યોગે જે કાંઇપણ કાર્ય કરવામાં આવે છે તે સફળ થતું નથી પણ ઉલટું દુઃખોને આપનાર થાય છે. અને જેમ જેમ ગાઢ અજ્ઞાનતાનો ઉદય થાય છે તેમ તેમ આત્મા પોતે જ પોતાનો દુશ્મન બને છે. જો કોઈ વખતે સામાન્ય જ્ઞાન થાય છે તો પણ પાર્થિવ વસ્તુના મોહમાં ફસાઇ પડે છે, તેથી આત્મા પોતે જ સ્વોપાર્જીત યોગ્યાયોગ્ય કર્મો વડે સંસારને વધારે છે એટલે જ મહાત્માઓ કહે છે કે—

**उद्धरेदात्मनाऽऽत्मानं, नात्मानमवसादयेत्**
**आत्मै वह्यात्मनोबंधु—रात्मैवरिपुरात्मनः १॥**

અર્થ:—આત્મજ્ઞાન વડે આત્માનો ઉદ્ધાર કરવો, અજ્ઞાન દશામાં દોરાઇને સર્વથા આત્માનો અધઃપાત કરવો નહિ. કારણકે આત્માનો બંધુ પણ આત્મા જ છે અને તેનો શત્રુ પણ અજ્ઞાનતાને લીધે પોતેજ થાય છે. માટે દરેક વ્યક્તિઓએ અજ્ઞાનને ભૂલી જઈ જ્ઞાન મેળવવા ઉદ્યમવંત થવું.

જેઓ અજ્ઞાનતાથી દૂર થયા છે તેઓને દુન્યવી કોઇપણ પદાર્થ ફસાવી (મોહ ઉપજાવી) શકતો નથી, એટલે તે પુરૂષ પદ્મ કમળનાં પેઠે શુભાશુભ કર્મોથી લેપાતો નથી અને અંતે શાશ્વત સુખના સ્થાનને પ્રાપ્ત કરી, મેળવી અનંત સુખમાં સ્થિરવાસ કરી રહે છે.

અનંતજ્ઞાની મહાત્માઓએ કહ્યું છે કે-

**निर्मानमोहाजित संग दोषा, अध्यात्मनित्याविनिवृत्तकामाः**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-र्गच्छन्त्यमूढाः पदमव्ययंतत् १**

અર્થ:-માન અને મોહના ત્યાગી, તેમજ સંગ દોષના પરિહારી હંમેશાં આધ્યાત્મિક સુખમાં લીન વૃત્તિવાળા, કામ વિલાસથી આત્મવૃત્તિને વારનારા, અને સુખદુઃખાદિ દ્વંદ્વોથી વિમુક્ત એવા અમૂઢ પુરૂષો પ્રસિદ્ધ એવા સિદ્ધિ સ્થાનને પ્રાપ્ત થાય છે. પુનઃ તેઓને જન્મ મરણના દુઃખની ચિંતા રહેતી નથી, તેથી તેઓ નિશ્ચલ પવિત્રતાના ભોગી થાય છે. અક્ષયધામને પામે છે. સિદ્ધાત્માઓને ત્યાં કોઇપણ કર્મનો બંધ હોતો નથી. આવું અનંત શાશ્વત સુખમય સ્થાન મેળવવા માટે ખાસ સમ્યક્ જ્ઞાનની જરૂર છે. અને જ્ઞાન સહિત એક વખત પંડિત મરણ કરેલ હોય તો ભવોની રાશીમાં ભટકવું પડે નહીં. બાકી જગતમાં જન્મેલા પ્રાણીઓનું મરણ તો મોડું યા વ્હેલું અવશ્ય થાય જ છે એ વાત ચોક્કસ છે. પરંતુ ક્યારે મૃત્યુ આવશે તે સર્વજ્ઞ -જ્ઞાની વિના કોણ સ્હમજી શકે ? માટે સમીપમાં રહેલાં મૃત્યુને સ્હમજીને ધર્મારાધના "પાપની આલોચના" કરવી જોઈએ કે જેથી પુનઃ પુનઃ અનંત દુઃખમય સંસારમાં અનેક દુઃખો ભોગવવાં પડે નહીં.

આવા પ્રકારની સ્હમજણ જ્ઞાની મહાત્માઓએ પુસ્તકદ્વારા આપેલ છે. અને સુખને કેમ મેળવી શકાય ? તેના માટે સીધા અને સરળ માર્ગો બતાવેલા છે "અને પોતે પણ એજ માર્ગે પ્રયાણ કરી લોકાંતે રહેલ સિદ્ધાલયમાં બીરાજીત થએલાં છે." એવાં પુસ્તકો-

શાસ્ત્રો વર્ત્તમાન કાળમાં ઘણાં છે. પરંતુ તે બધાંએ કંઇ એકજ વખતે વાંચી શકાય નહિં. અને કદાચ વાંચી શકાય તોપણ બધાથી સ્હમજવા મુશ્કેલ છે. વળી સામાન્ય અભ્યાસીઓથી સંસ્કૃત કે અર્ધમાગધી-પ્રાકૃત ભાષા સ્હમજવી કઠીન છે. એટલા માટે ઘણાં સિદ્ધાંતોનું અવલોકન કરી તે શાસ્ત્રોમાંથી સારભૂત (જેમ દધીનું મંથન કરી માખણ અને પછી ઘૃત સાર-તત્ત્વરૂપે મળે છે તેમ) પદાર્થ—વસ્તુઓ આ શ્રમણ આલોયણા નામા ગ્રંથમાં દાખલ કરેલ છે-બતાવેલ છે.

શ્રી સાધુજીની આલોયણા નામા ગ્રંથ પોતાની મેળે વાંચવાથી એક સામાન્ય બુદ્ધિવાળો માનવી પણ સ્હમજી શકે. એટલા માટે ચાલુ ગુજરાતી ભાષામાં રચેલ છે. તે આદ્યંત વાંચી આ પુસ્તકમાં બતાવેલ માર્ગ "જ્ઞાન" ગ્રહણ કરીને થોડે અંશે પણ વર્તાવ કરે તો પણ તેને જરૂર લાભ થશે એવો પૂર્ણ વિશ્વાસ છે. બાકી તો "स्वयं-प्रज्ञा यस्यनास्ति, शास्त्रंतस्यकरोतिकिम् ?" જ્યાં પોતાનામાંજ પ્રજ્ઞા=સ્હમજવાની શક્તિ ન હોય તો ત્યાં ગમે તેવાં સારામાં સારાં શાસ્ત્રો પણ શું કરે? અર્થાત્ શાસ્ત્રો પણ બુદ્ધિ વિનાનાને શું કરી શકે? છતાં પણ એક વખત ન સમજાય તો બીજી વખત વાંચવું. અથવા જે સમજી શકતો હોય તેની પાસે વંચાવવું કે અભ્યાસ કરવો. એમ કરવાથી જરૂર અજ્ઞાનતાનો નાશ થઇ જ્ઞાન સંપાદન થશે. પણ કેટલાકોની એવી ભ્રમણા હોય છે કે અમુકના રચેલ પુસ્તકમાં શું હશે? પછી પોતાનો રચેલ ગ્રંથ ભલે કચરાપટ્ટીના ડબામાં દાખલ કરવા જેવો હોય. વલી જુદા જુદા ગચ્છ—કે મતવાલાઓ દ્વેષથી કે સામા પ્રત્યે અણગમાથી અથવા પોતે પંડિત છે એવો ઘમંડ હોવાથી, અથવા પોતાને ક્ષતિ લાગશે ઇત્યાદિ કેટલાંક કારણોવશાત્ બીજાના બનાવેલ ગ્રંથો (અમૂલ્ય હોય તો પણ) વાંચતા નથી એ ખરેખર અજ્ઞાનની બહુલતા સિવાય શું હોઈ શકે?" પણ જો તેથી ખિન્ન થઈ, કંટાળો લાવી મૂકી દે તો જ્ઞાન મેળવી શકે નહિં. કારણકે જ્ઞાન મેળવવું એ કાંઇ સ્હેલી વાત નથી. એમાં તો સતત ઉદ્યમ અને પોતાને

તેવા પ્રકારની ચીવટ હોવી જોઈએ. અને તે પ્રમાણે સખ્ત મહેનત કરવા સાથે ધૈર્ય, ક્ષાંતિ રાખે તો આખર "માસ તુષ મુનિની જેમ" જ્ઞાનવાન્ થઈ શકે.

## આ ગ્રંથ રચવાનું કારણ—

કચ્છી વિક્રમ સંવત્ ૧૯૯૬ ના જ્યેષ્ઠ માસમાં જ્યારે ચાતુર્માસ ઠરાવવા વખતે સંમેલન થયું ત્યારે આચાર્ય શ્રી નાગચંદ્રજી મહારાજે મને (કૃપાચંદ) પ્રેરણા કરી ત્યારે મેં સાધુ આલોયણા બનાવવા કબુલાત આપેલ અને તેની જરૂરત પણ છે એમ ધારીને આ અલ્પ પ્રયાસ કરેલ છે. પ્રથમ કાચું લખાણ "મેટર" કરી એક નકલ આચાર્યશ્રીને મોકલાવેલ અને બીજી નકલ ઉપાધ્યાયશ્રી દેવચંદ્રજી મહારાજને મોકલાવેલ. તેઓ બન્નેએ એ મેટર તપાસીને જે સૂચના કરેલ (તેઓનો એટલો ઉપકાર) તે પ્રમાણે મારા ગુરૂદેવ યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીની કૃપા અને સહાયતાથી આ પ્રયાસ કરેલ છે. જો કે આમાં પુરતી કાળજી રાખેલ છે છતાં પણ છદ્મસ્થપણાથી ખામીઓ રહેલી હોય તે સુજ્ઞજનોએ સૂચના કરવા પ્રેમ દૃષ્ટિથી (પણ ક્ષુદ્ર વૃત્તિથી નહિં) કૃપાવાન્ થવું. તો જ્યારે આ ગ્રંથની પુનરાવૃત્તિ થશે ત્યારે જરૂર સુધારો કરવામાં આવશે.

આ બે બોલ તો એક લેખ જેટલા વિસ્તારને પામી ગયા છતાં પણ આ શ્રમણ આલોયણામાં શું શું વિષય છે તે જણાવ્યા નથી તે તો આ ગ્રંથ આદ્યંત વાંચી જવાથી જણાશે અને ત્યારે જરૂર એમ થશે જ કે હું પણ મારા પાપો–દોષોને દૂર કરી પવિત્ર થાઉં. અને જે વ્યક્તિ એ પ્રમાણે કરશે તેનો આત્મા અવશ્ય પવિત્ર થશે. પણ ઉપર ઉપરથી વાંચી કે પુસ્તક હાથમાં લીધું એટલે પૂર્ણ કરે જ છુટકો આમ બેગાડની જેમ તો હજારો વખત વાંચે છતાં પણ એમાંથી કાંઈ મળે એમ નથી. આ પૂર્ણ કરતાં પહેલાં એટલું જણાવવાની જરૂર છે

કે જેને પોતાના પાપોનું પ્રાયશ્ચિત લેવું હોય તેણે તો મનન પૂર્વક અને પોતે કીધેલાં કર્મોને સંભાળી સંભાળી વોસરાવવાં જોઈએ અને પુનઃ તેવાં કે તેને લગતાં અસમ્યક્ કર્મો ન થાય એમ વર્તવું જોઇએ.

આ શ્રમણ આલોયણા ભલે સાધુજી માટે છે પણ જો કોઈ ગૃહસ્થ પણ વાંચીને પોતાના પાપોનો પશ્ચાત્તાપ કરશે તો તેને પણ તેટલીજ ઉપયોગી થશે. ૐવીરઃ ૐવીરઃ ૐવીરઃ

સંવત્ ૧૯૯૭ના
શ્રાવણ વદિ ૮
**કચ્છ—પત્રી**

લિ.
યુવાચાર્ય મહારાજશ્રી **વિનયચંદ્રજી સ્વામીનો**
શિષ્ય **બાલમુનિ કૃપાચંદ્રજી—કચ્છી**



# શ્રી શ્રમણ આલોયણામાં મદદ તરીકે લીધેલ શાસ્ત્રોનું લીષ્ટ.

૧ શ્રીદશવૈકાલિક સૂત્ર. અભયદેવસૂરિ વૃત્તિ. અધ્યયન-૧-૪-૫-૬-૭-૮
૨ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર લક્ષ્મીવલ્લભીદીપિકા. ,, ૨૪-૨૬-૨૮-થી ૩૧
૩ ,, નેમીચંદ્રિય ટીકા
૪ ,, ભાષાંતરને હૈદ્રાબાદી.
૫ શ્રી આચારાંગ સૂત્ર ટીકા દ્વિતીય સ્કંધ ૧૦-થી ૧૯ સુધી
૬ ,, ભાષા. જામનગરી.
૭ શ્રી ચઉશરણ પયન્ના સૂત્ર.
૮ શ્રી આગમ સારિણી ગ્રંથ પૃષ્ટ ૧૦૧-૧૦૪
૯ શ્રી શ્રાવકની બ્રહદાલોયણા
૧૦ શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્ર. અભયદેવ વૃત્તિ. આશ્રવ ને સંવર દ્વાર.
૧૧ શ્રી દશાશ્રુતસ્કંધ. દશાઓ-૧-૨-૩-૬-૭-૯



# શુદ્ધિ પત્રક

| પૃષ્ટ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭ | ૧૦ | કુંદ | કંદ |
| ૩૮ | ૧ | મચ્છરાંનો | મચ્છરોનો |
| ૪૬ | ૧૧ | તરસ્તમાલ | તગર તમાલ |
| ૫૮ | ૨૦ | આઠ આચારો કહ્યા. વિર્યાચારનાં ૩૬ ભેદ થયા. | વિર્યાચારના ૩ ભેદ કહ્યા. |
| ૫૮ | ૨૩ | એ ૩૬ ભેદમાંથી | વિર્યનાં ૩ ભેદ ભેલવતાં ૩૯ ભેદમાંથી. |
| ૬૫ | ૩ | અલકિક | અલૌકિક |
| ૯૨ | ૨૦ | સગભા | સગર્ભા |
| ૧૦૪ | ૧૧ | મ– | મીયાં–સૈયદ |
| ૧૧૫ | ૧૨ | પાદ્ગલિક | પૌદ્ગલિક |
| ૧૧૫ | ૨૩ | ધમેચ્છુઓ | ધર્મેચ્છુઓ |
| ૧૨૭ | ૨૩ | કાનજી શાહ | કાનડ શાહ |
| ૧૩૩ | ૨૩ | મોતીબાઇ | મોનીબાઇ |

| પૃષ્ટ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૮ | ૨૨ | ઠાંણા ૩ થી | ઠાંણા ૨ થી. ચોમાસા-ઓનો જે ફેરફાર છે તે પાછલના લીષ્ટથી જાણવું. |
| ૧૩૯ | ૩ | કનક રામજી | કનય રામજી |
| ,, | ૪ | ,, | ,, |
| ૧૪૩ | ૭ | ઠાં. ૩ | ઠાં. ૪ |
| ૧૪૫ | ૧ | એક | એક ચોમાસો અંજાર |
| ૧૪૫ | ૯ | ઉતર ગુ. | કચ્છ માંડવી. |
| ૧૫૦ | ૧૭ | શરાર | શરીર |
| ૧૫૪ટીપણુ | ૨ | અશાડ. | ચૈત્ર |



શ્રી વિતરાગાયનમ: શ્રી જ્ઞાનરવિ સદ્ગુરૂભ્યોનમ:

# અથ શ્રી શ્રમણ આલોયણા પ્રારભ્યતે.

દુહા :-

અનંત ગુણ ધારક નમું, શ્રી અરિહંત દેવ;
સિદ્ધજ પ્હોતા મોક્ષમાં, કરૂં અહનીશ હું શેવ. ૧
આચારજ છત્રીશ ગુણે, પણવીશ ઉપાધ્યાય;
સત્તાવીશ ગુણે સાધુજી, તાસ વંદુ હું પાય. ૨
સંસાર સ્વરૂપ સમજી કરી, વૈરાગ્ય પામ્યા જેહ;
ગૃહી દિક્ષા શિક્ષાવલી, પાળે આચાર તેહ. ૩
દૂષણ લાગ્યા એહમાં, મૂલોત્તર વ્રત જેહ;
જાણે અજાણે તેહને, આલોઉં ઉમંગે એહ. ૪
આદી મધ્ય અંતમાં, કરવી આલોચના નિત્ત;
ટાલી દૂષણ નિ:શલ્ય થઈ, કરવું જન્મ પવિત્ત. ૫
શાસ્ત્ર ગ્રંથાદિ જોઇને, ગુરૂ કૃપા પામી આજ;
કરૂં આલોચના મુનિ તણી, કૃપેન્દુ કહે મહારાજ. ૬
ભવનાશીની જેહ છે, કર્મ વિદારણ એહ;
આત્મ સ્ફટિક સમ કરે, દેવ ભવ આપે તેહ. ૭
માટે વિનયથી ગુરૂ કને, આલોચે ધરી ઉમંગ;
અનશન કરે નિ:શલ્ય થઈ, અપવર્ગ સાધે ઉત્તંગ. ૮

ભાવના:-

પ્રથમ સાધુજીને વિચારવું જોઇએ કે મારો આત્મા અનાદિકાળથી સંસારરૂપી ભવાટવીમાં ભમતાં ભમતાં મહા-મહેનતે પૂર્વ પુણ્યના જોરથી મનુષ્યભવ પામ્યો. એ ભવ

પામ્યા પછી અનંત દુઃખમય સંસારનું સ્વરૂપ જાણી ચારિત્રીયાવરણીય કર્મના ઉપસમ, ક્ષયોપસમ કે ક્ષયના જોગે, સમકિતપૂર્વક પુણ્યનાં ઉદયથી, શ્રી સદ્‌ગુરૂનાં સંયોગથી કે નિમિતવશાત્ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી દીક્ષા–ચારિત્ર અંગીકાર કીધું. એટલે પાંચ મહાવ્રત, રાત્રિભોજન ત્યાગ, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, દશ પ્રકારનો યતિધર્મ, સત્તરપ્રકારનો સંયમ, અર્થાત્ જ્ઞાનાદિક પાંચ આચારો વિગેરે અંગીકાર કરીને તે નિરતિચારે પાળતાં થકાં પણ પૂર્વ કર્મવશાત્–કે સંયોગવશાત્ મૂલ ગુણ કે ઉત્તર ગુણોમાં જે કાંઇ વિરાધના–દોષ યાને અતિચાર લાગેલ હોય તે શ્રી અરિહંત, સિદ્ધ ભગવંત, શ્રી ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ આલોઉં છું:–

## અનશનની વિધિ:–

અનશન કરવા વખતે પ્રથમ પોતાને અનુકૂળ જગ્યાને પૂંજી પ્રમાર્જિ શય્યા વિગેરેનું પડિલેહણ કરવું. પછી પૂર્વ કે ઉત્તર અથવા ઈશાન ખૂણા તરફ આસન ઉપર પદ્માસનાદિ આસને કે સૂઈ શકાય તે પ્રમાણે આસનથી સૂવું. બીજા ઉપકરણાદિ જે સાથે હોય તેને દૂર મૂકવા. અથવા તેને વોસિરાવી દેવા. પોતાનાં ઉપયોગમાં આવે તે રાખવાં. પછી સર્વજીવો સાથે ક્ષમાપના કરવા માટે નીચેની ગાથા કહેવી.

**खामेमि सव्वे जीवा, सव्वे जीवा वि खमंतु मे।**
**मित्ति मे सव्व भुएसु, वेरमज्झं न केणई. ॥१॥**

જો ગુરૂ મહારાજ નીર્યામિક હોય તો તેની પાસેથી વિધિ કરાવવી. અથવા પોતાની મેળે નીચે પ્રમાણે વિધિ કરવી.

૧ પ્રથમ શ્રી ગુરૂ મહારાજને ત્રણવાર નમસ્કાર કર્યા પછી નાના મોટા સાથે યથાયોગ્ય વંદનાદિ વિધિ કરવી.

૨ જે સંસ્તારક તૈયાર કરી રાખેલ હોય તિહાં આવી તે ઉપર ઉભા—જો ઉભા રહેવાની શક્તિ ન હોય તો બેઠાં થકાંજ બન્ને હાથ જોડી નીચે પ્રમાણે સૂત્ર—વિધિ કરવી.

૧ નવકાર, તિખુત્તો, ઈરિયાવહી, તસ્સ ઉત્તરી, પછી એક લોગસ્સનો કાયોત્સર્ગ કરવો. પછી સ્પષ્ટ લોગસ્સ બોલવો.

૨ બીજી વખતની વિધિમાં પ્રથમ પ્રમાણે કહીને ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવો. પછી સ્પષ્ટ લોગસ્સ બોલવો.

૩. ત્રીજી વખતે અરિહંતોને નમસ્કાર કરી અન્નત્થ ઉસસિએણંથી આખો પાઠ બોલી પછી ત્રણ નવકારનો કાયોત્સર્ગ કરવો. પછી સ્પષ્ટ લોગસ્સ કહી ત્રણ નમોત્થુણં કહેવા. પછી આશન ઉપર સીધા બેસી જ્ઞાનાદિ પાંચ આચારોમાં લાગેલા દોષો નીચે પ્રમાણે આલોવવા.

**શ્રી જ્ઞાનાચાર:-**

**तत्थ पंचविहं नाणं, सुयं आभिणिबोहिअं;**
**ओहिणाणं च तइअं, मणनाणं च केवलं. उत्त. अ. २८—४॥**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનમાં જ્ઞાન પાંચ પ્રકારના કહેલા છે. અને શ્રીનંદીસૂત્રમાં તેનાં ભેદો બતાવ્યા છે. પણ અહીં તો શ્રુત જ્ઞાન તે અંગોપાંગાદિ ૩૨—૪૫ કે ૮૪ સૂત્રો તે કાલિક તથા ઉત્કાલિક એ બે ભેદજ લીધાં છે. તેનાં અતિચારો આલોવવાનાં છે.

**શ્રી દશવૈકાલિક અધ્ય. ૩ જું સંગ્રહ ગાથા ૧૮૪**
**તથા શ્રી ઉત્તરાધ્યયને.**

**काले[१] विणये[२] बहुमाणे[३], उवहाण[४] तहऽनिण्हवणे[५],**
**वंजणे[६] अत्थह[७] तदुभय[८], ए अट्ठविहोनाणमायारो. ॥१८४॥**

એ આઠ પ્રકારનાં અતિચારો કહ્યા, તેમજ जंवाइद्धं વિગેરે ૧૪ પ્રકારનાં જ્ઞાનનાં અતિચારો (આચારથી વિપરીત રીતે કરે તે) કહ્યા છે. તે અતિચારોમાંથી જે કોઈ દોષ લાગ્યો હોય તેમજ વલી--૧. જ્ઞાનવંત પુરૂષના અવર્ણવાદ બોલ્યા હોય. ૨. જ્ઞાની સાથે ખોટા વાદ-ઝગડા કર્યા હોય. ૩. દ્વેષભાવ ધર્યો હોય. ૪. ખોટાં વાંકો દિઠાં હોય. ૫. જ્ઞાનીનાં ઉપકારો ઓળવ્યાં હોય. ૬. જ્ઞાન ભણતાને અંતરાય પાડી હોય. ૭. જ્ઞાનાવરણીય કર્મ બંધાય એવાં આચરણો આચર્યાં હોય. ૮. પુસ્તક, ઠવણી, નવકારવાળી વિગેરે જ્ઞાનોપકરણને પગ લગાડ્યા હોય, આશાતના કરી હોય. ૯. જિહાંતિહાં ઉપયોગ શિવાય મૂકેલ હોય. ૧૦. પુસ્તક ભણતાં, ભણાવતાં, લખતાં, લખાવતાં અને શોધતાં ઉદાસીનતા કે દ્વેષ આણ્યો હોય. ૧૧. જ્ઞાનખાતાનો નાશ કીધો હોય, નિંદા કીધી હોય. ૧૨. જ્ઞાનનાં સાધનોનો નાશ કીધો હોય, કરાવ્યો હોય. ૧૩. ઘણાં પુસ્તકો દેખી ગ્લાનિ અદેખાઈ-ઈર્ષા કે દ્વેષ આણ્યો હોય. ૧૪. વળી પોતાનાં હઠ-કદાગ્રહે, વાંકાઈપણે ઉત્સૂત્ર પરૂપ્યું હોય. ૧૫. પોતાનો મત સ્થાપવા માટે વિપરીત પરૂપ્યું હોય. ૧૬. સિદ્ધાંત-વચનનું ઉપહાસ્ય, અવહેલણા કરી હોય. ૧૭. જ્ઞાનનાં ઉપકરણોની ચોરી કરી હોય. ઇત્યાદિક જ્ઞાનની અવિનય, આશાતના, અભક્તિ, મને, વચને, કાયાએ કરી જાણતાં, અજાણતાં આકુટીએ, અણાકુટીએ, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, ભાવથી, દેશ (એકઅંશ)થી, સર્વથી વિરાધના કરી હોય, અપરાધ કીધો હોય, કરાવ્યો હોય, કરતાને રૂડું જાણ્યું હોય તો અનંતસિદ્ધ,

---

* કાલ ૪ છે. સવાર, બપોર, સંધ્યા અને મધ્યરાત્રિ.

કેવલી ભગવંત, ગુરૂ મહારાજ ને આત્માની સાક્ષિયે મિચ્છા દુષ્કૃત હોજો !.

ઇતિ જ્ઞાનાચાર.

## દર્શનાચારઃ-

ગાથા. શ્રી. ઉત્ત. અધ્ય. ૨૮.

**नादंसणिस्सनाणं, नाणेणविणा न हुन्ति चरणगुणा ।**
**अगुणिस्सनत्थिमोक्खो, नत्थि अमुक्कस्सनिव्वाणं ॥३०॥**

અર્થઃ-સમકિત રહિત પુરૂષને સમ્યક્જ્ઞાન હોતું નથી. તથા જ્ઞાન વિના ચારિત્ર એટલે પંચ મહાવ્રત, અને ગુણ એટલે પિંડ વિશુદ્ધિ-આદિક હોતા નથી. તથા ગુણ રહિતને મોક્ષ-સમર્થ કર્મનો ક્ષય હોતો નથી. તથા કર્મથી મુક્ત થએલા ન હોય તેને મુક્તિપદની પ્રાપ્તિ હોતી નથી. માટે આઠ પ્રકારના દર્શનાચારવડેજ ઉત્તરોત્તર ગુણની પ્રાપ્તિ થાય છે. તેથી આઠ આચારને દેખાડે છે. દશ. અ. ૩ સં. ગા. ૧૮૨

**निस्संकिय[१] निक्कंखिय[२], निव्वितिगिच्छा[३] अमूढदिट्ठीअ[४] ।**
**उववूह[५] थिरीकरणे, वच्छल्लपभावणेअट्ठ ॥ ३१ ॥**

અર્થઃ-જૈન દર્શનને વિષે દેશથી અને સર્વથી શંકારહિત-પણું. ૨. અન્ય દર્શનની અભિલાષાનો અભાવ. ૩. ફળના સંદેહનું રહિતપણું અથવા સાધુઓની નિંદાનો અભાવ. ઋદ્ધિ-વાળા કુતિર્થિકને જોઈ પોતે મોહ ન પામે. એ ચાર પ્રકારનો અભ્યંતર આચાર છે. અને બાહ્ય આચાર આ પ્રમાણે છે. ૫. સમ્યક્ત્વાદિક ગુણવાલાઓની પ્રશંસા કરવી, તેના ગુણોની વૃદ્ધિ કરવી. ૬. સ્વિકારેલા ધર્માનુષ્ઠાન પ્રત્યે સીદાતા જીવોને

પાછા ધર્મમાં સ્થિર કરવા. ૭. ધાર્મિક જનની ભક્તિ કરવી. ૮. તિર્થની ઉન્નતિના કાર્યમાં પ્રવર્ત્તવું.

એ આઠ આચારોથી વિપરીત વર્ત્તાવ કરેલ હોય તે અતિચાર "અનાચાર" કહેવાય છે. તે અતિચારોમાંથી જે દોષ લાગ્યો હોય તે મિથ્યા દુષ્કૃત હોજો.

હવે સમ્યકત્વના ભેદો કહે છે.

સમકિતના બે ભેદો. ૧. ભાવથી. ૨. દ્રવ્યથી.

૧. ભાવથી સમ્યકત્વ=અનંતાનુબંધી કષાય અને ત્રણ મોહનીય કર્મને ઉપશમાવે, ક્ષયોપશમાવે કે ક્ષય કરે તો ઉપશમાદિ સમ્યકત્વ ઉત્પન્ન થાય.

૨. દ્રવ્ય સમ્યકત્વના ૬૭ ભેદ છે. તેમાં વ્યવહાર સમ્યક્ત્વનાં પ્રથમ ૬૧ ભેદ છે અને નિશ્ચય સમકિતના છેલ્લા ૬ ભેદ "ષટ્ સ્થાનક" છે. તેમાં શંકા, કાંક્ષાદિને વિષે દેશ (અંશ)થી કે સર્વથી જે અતિચારાદિ દોષ લાગ્યા હોય તે આલોઉ છું. ઇતિ આગમ સારિણી ગ્રંથે.

૧. દેશથી શંકા તે સર્વ જીવ સામાન્ય હોવા છતાં એક ભવ્ય અને બીજા અભવ્ય કેમ? એમ શંકા કરવી તે.

૨. સર્વ શંકા તે–આ સિદ્ધાંતો પ્રાકૃતમાં બાંધેલ હોવાથી પરિકલ્પિત હશે? એ પ્રમાણે શંકા કરે પણ આલોચે નહિ જે એ શ્યા માટે કીધા હશે?

૨. નિષ્કાંક્ષા તેના બે ભેદ. દેશથી ને સર્વથી.

૧. દેશથી કાંક્ષા તે દિગંબર મત (અથવા અમુક મત) સારો છે એમ તેનો બાહ્યાડંબર દેખીને અભિલાષ કરે.

૨. સર્વથી કાંક્ષા તે બધાએ ધર્મો સારા છે એમ સમજ્યા વિના જાણે, પણ છ જીવની કાયની પીડાને ન જાણે તેમ સત્ય

પ્રરૂપણા પણ ન કરે.

૩. વિચિકિત્સા=તે સાધુ એમ વિચારે કે હું ચારિત્ર પાળું છું પણ તેનું મને ફળ મળશે કે નહિં?

૪. પરપાસંડ પરશંસા=

તે અન્ય પાખંડી મત (મિથ્યાત્વી)ની જાહોજલાલી જોઈને પ્રશંસા કરે.

૫. પરપાસંડ સંથવોવા=

તે મિથ્યાત્વીઓનો પરિચય કીધો હોય (સંસાર વ્યવહારથી પરિચય કરે છે તે નહિં).

એ પાંચ અતિચારોમાંથી સમ્યક્ત્વમાં જે કોઈ અતિચાર લાગ્યો હોય, દેશથી કે સર્વથી, રાત્રિદિવસ સંબંધી તો અનંત-સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો. ઈતિ દશવૈકાલિકે. અધ્ય. ૩.

તથા ધર્મનિમિત્તે આરંભ-સમારંભ કીધાં હોય, કરાવ્યા હોય, અને અનુમોદ્યા હોય. મિથ્યાત્વિ દેવ-દેવીની માન્યતા, પૂજાનો ઉપદેશ આપ્યો હોય. તેમ જાપ, હોમ, હવન વિગેરે કરાવ્યા હોય, ઉપદેશ કીધો હોય ઈત્યાદિ ઈહલૌકિક મિથ્યાત્વ સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં અનુમોદ્યું હોય, તથા આ-લોક અર્થે દેવ, ગુરૂ અને ધર્મની માન્યતા કરી હોય, પોતાનો કે પોતાના માનેલા ગુરૂઓનો મહિમા વધારવા ખાતર ઉપવા-સાદિ તપશ્ચર્યા કીધી હોય. કષ્ટ પડયે તપશ્ચર્યા માની હોય. અન્યદેવની આરાધના કીધી હોય. પાસત્થા પડિવાઈનો પરિ-ચય કીધો હોય. અસંયમો ઉપદેશ (જેમાં હિંસા રહેલી હોય) આપ્યો હોય. ઇત્યાદિક લૌકિક કે લોકોત્તર મિથ્યાત્વ લગાડયું હોય. તથા સાધુને અસાધુ જાણ્યા હોય, અસાધુને સાધુ

જાણ્યા હોય, ઈત્યાદિ ૨૫ પ્રકારનું મિથ્યાત્ત્વ છે તેમાંથી કોઈ મિથ્યાત્ત્વ લાગ્યું હોય, તથા અનંતાનુબંધી ક્રોધાદિક ચોકડી જેનાથી સમકિતનો નાશ થાય એવું આચરણ આચર્યું હોય. ધર્મી જીવોપર ઈર્ષા વિગેરે કરી હોય. દોરા, દામણ, યંત્ર, મંત્રાદિ કીધાં હોય. ઇત્યાદિક સમ્યકત્ત્વને વિષે જે કોઈ દોષ લાગ્યો હોય, લગાવ્યો હોય, અનુમોદ્યું હોય, દેશથી કે સર્વથી વિરાધના કરી હોય, કરાવી હોય, કરતાને અનુમોદી હોય, રાત્રિ દિવસ સંબંધી જાણતાં અજાણતાં જે દોષ લાગ્યો હોય તે અનંતાસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂદેવ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

ઇતિ દર્શનાચાર. શ્રાવક આલોયણાથી.

**ચારિત્રાચાર.** દશવૈ. અધ્ય. ૩ સંગ્ર. ગા. ૧૮૫.

**पणिहाणजोगजुत्तो, पंचहिं समईहिं तिहियगुत्तीहिं**
**एसचरित्तायारो, अट्ठ विहोहोइ नायव्वो ॥ १८५ ॥**

એ આઠ પ્રકારનાં આચારોમાંથી જે કોઇ દોષ લાગ્યો હોય. પહેલા મહાવ્રતમાં લાગેલાં દોષોને આલોઉં છું.

**पढमे भंते महव्वए इतिपाठः** દશવૈ. અધ્ય. ૪ થું.

હે પ્રભુ! પહેલા મહાવ્રતને વિષે ત્રસ અને સ્થાવર, સૂક્ષ્મ અને બાદર એટલે એકેંદ્રિયથી પંચેંદ્રિય પર્યંત જીવોના પ્રાણાતિપાત પોતે ન કરૂં, બીજા પાસે ન કરાવું અને કરતાને અનુમોદું નહીં, તે પણ મન વચન ને કાયાવડે.

હવે પ્રાણાતિપાત ચાર પ્રકારે છે. ૧. દ્રવ્યથી, ૨. ક્ષેત્રથી, ૩. કાલથી. ૪. ભાવથી.

૧. દ્રવ્યથી–છ જીવનીકાય. ૨. ક્ષેત્રથી–તિર્યગ્લોકાદિ. ૩. કાલથી–અતીતાદિ અથવા રાત્રિદિવસ. ૪. ભાવથી–રાગદ્વેષ

સહિત. એ ચાર પ્રકારે પ્રાણાતિપાતથી વિરમું છું, તે જાવજીવ પર્યંત.

દ્રવ્યાદિકથી પહેલાવ્રતની ચઉભંગી છે. દશવૈ. અ. ૧.

૧. દ્રવ્યથી પ્રાણાતિપાત કરે પણ ભાવથી નહીં. ૨. દ્રવ્યથી ન કરે પણ ભાવથી કરે. ૩. દ્રવ્ય ને ભાવથી હિંસા કરે. ૪. દ્રવ્ય ને ભાવથી હિંસા ન કરે. એ ચઉભંગીના વિષે જે કોઈ દોષ લાગ્યો હોય તે.

પ્રાણાતિપાતનું સ્વરૂપ. પ્રશ્ન વ્યા. આશ્રવદ્વારે.

**पाणवहो नाम एस निच्चं जिणेहिं भणिओ–पावो[1], चंडो[2], रूद्दो[3], खुद्दा[4] साहसिआ[5], अणारिओ[6], णिग्घिणो[7]. इत्यादि पढमं अधम्मदारं ( सू. १ )**

શ્રી જિનેશ્વર પરમાત્માદેવે પ્રાણવધને હમેશાં પાપકારી અર્થાત્ [1]પાપ પ્રકૃતિનું બંધન કરવા વાળો [2]ચંડ–ક્રોધના કારણ રૂપ. [3]રૌદ્ર–ભયંકર. [4]ક્ષુદ્ર–દ્રોહનો કરનાર. [5]સાહસિક–વગર વિચારે કરેલો. [6]અનાર્ય–મ્લેચ્છાદિકોએ પ્રવર્તાવેલો. [7]નિર્ઘૃણ–પાપની દુગંચ્છા વિનાનો. [8]શંસ–ક્રૂર અથવા સૂગ-રહિત [9]મહા ભયકારી. [10]પ્રતિભય–બીજાને ભય ઉપજાવનાર. [11]અતિભય–મારણાંતિભયકર્ત્તા. [12]ભયાનક–પ્રાણી માત્રને ભયના સ્થાન રૂપ. [13]ત્રાસના સ્થાન રૂપ. [14]અન્યાયકારી. [15]ઉદ્વેગકારી. પરલોકાદિકની [16]અપેક્ષારહિત. [17]શ્રુત–ચારિત્રાદિ ધર્મથી રહીત. [18]પીપાસા-સ્નેહથી રહીત. [19]દયારહીત [20]અંતમાં નારકમાં લઈ જનાર. મોહ તથા [21]મહાભયનો કર્ત્તા. [22]પ્રાણ ત્યાગરૂપ દીનપણાનો કરનાર એવો કહ્યો છે.

હવે હિંસાના ગુણ નિષ્પન્ન ૩૦ નામ કહે છે:–

**तस्सय इमाणि नामाणि गोण्णाणिहोंतितीसं, तं जहा–**

**पाणवहं[१] उम्मूलणा[२] सरीराओ. इति. ( सूत्र २ )**

૧. પ્રાણુવધ–એકેંદ્રિયના ચાર પ્રાણુથી પંચેંદ્રિયના દશ પ્રાણુ સુધીના પ્રાણોનો નાશ કરવો તે. ૨. શરીરથી જીવનું ઉન્મૂલન કરવું તે–જેમ વૃક્ષને જમીનમાંથી ઉમેળી કહાડવામાં આવે છે તેવી રીતે જીવને શરીરમાંથી કહાડી નાંખવો. ૩. વિશ્વાસના હેતુ માટે અવિસંભ. ૪. હિંસા–વિશેષથી જીવનો ઘાત કરે. ૫. અકરણીય–કરવા યોગ્ય નહિ. ૬. ઘાત કરવો. ૭. મારવું તે. ૮ વધ કરવો તે. ૯. પ્રાણોને ઉપદ્રવ કરવો તે. ૧૦. મન વચન કાયા–અર્થાત્ દેહ, આયુષ્ય અને ઇંદ્રિય એ ત્રણુથી રહિત કરવું તે. ૧૧. આરંભ–સમારંભ કરવો તે. ૧૨. આયુષ્ય કર્મને ઉપદ્રવ કરવો, આયુષ્ય કર્મના ભેદ કરવા, આયુષ્યને ગાળવું, આયુષ્યને સંવર્ત્તન કરવું. ૧૩. મૃત્યુ કરવું. ૧૪. અસંયમ કરવો. ૧૫. જીવની સેનાનું મર્દન કરવું. ૧૬. શ્વાસથી જીવનો અંત કરવો. ૧૭. પરભવમાં ગમન કરાવવું–આ ભવ છોડાવવો. ૧૮. દુર્ગતિમાં પાડવું. ૧૯. પાપ પ્રકૃતિનો વિસ્તાર કરાવવો. ૨૦ જીવિતવ્યનો અંત કરવો. ૨૧. પાપ કાર્યમાં આશક્ત થવું. ૨૨. શરીરનું છેદન કરવું. ૨૩. ભય કરવો. ૨૪. ભવરૂપ ઋણુ વધારવું. ૨૫. વજ્ર સમાન વજન યુક્ત. ૨૬. પરિતાપ–દુ:ખરૂપ આસ્રવ. ૨૭. પ્રાણીના પ્રાણુ કહાડવા. ૨૮. જીવથી રહિત કરવું. ૨૯. પ્રાણુનું લોપન કરવું. ૩૦. ચારિત્રાદિ ગુણુની વિરાધના કરવી.

એ રીતે સમુચ્ચય ત્રીશ નામ પ્રાણુવધના કહેલ છે. તેમાંથી કોઈ પણુ ભેદે હિંસા કરી હોય, કરાવી હોય, કરતા

અનુમોદી હોય. જાણતાં અજાણતાં, રાત્રિ દિવસ સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષીએ મિથ્યા દુષ્કૃત હોજો.

હવે અહિંસાના ગુણ નિષ્પન્ન નામો કહે છે. પ્રશ્ન વ્યા. સંવર દ્વારે.

૧. નિર્વાણનું કારણ. ૨. ચિત્તની સ્વસ્થતા. ૩. સમાધિ. ૪. શાંતિ. ૫. કીર્તિ આપનાર. ૬. શરીરની કાંતિનું કારણ. ૭. મનને રતિ ઉપજાવનાર. ૮. નિવૃત્તિનું કારણ. ૯. શુભ અંગનું કારણ. ૧૦. તૃપ્તિનું કારણ. ૧૧. દયા. ૧૨. વિમુક્તિ. ૧૩. ક્ષમા. ૧૪. સમ્યકત્વની આરાધના. ૧૫. સર્વ ધર્માનુષ્ઠાનમાં મહુતી. ૧૬. બોધિ. ૧૭. બુદ્ધિ. ૧૮. ધૃતિ. ૧૯. સમૃદ્ધિ. ૨૦. ઋદ્ધિ. ૨૧. વૃદ્ધિ. ૨૨. સ્થિતિ. ૨૩. પુષ્ટિ. ૨૪. આનંદ. ૨૫. ભદ્ર. ૨૬. વિશુદ્ધિ. ૨૭. લબ્ધિ. ૨૮. વિશિષ્ટ ઇષ્ટ. ૨૯. કલ્યાણ. ૩૦. માંગલ્ય. ૩૧. પ્રમોદ. ૩૨. વિભૂતિ. ૩૩. રક્ષા. ૩૪. મોક્ષવાસ. ૩૫. અનાશ્રવ. ૩૬. કૈવલ્ય સ્થાનની પ્રાપ્તિ. ૩૭. શિવ. ૩૮. દ્રવ્ય સમ્યકત્વ. ૩૯. શીલ. ૪૦. સંયમ. ૪૧. શીલનું સ્થાનક. ૪૨. સંવર. ૪૩. ગુપ્તિ. ૪૪. વ્યવસાય. ૪૫. ઉન્નત ભાવ. ૪૬. ભાવયજ્ઞ. ૪૭. ઉત્તમ ગુણનો આશ્રય. ૪૮. અભયદાન. ૪૯. અપ્રમાદ. ૫૦. આશ્વાસન. ૫૧. વિશ્વાસ. ૫૨. અભય. ૫૩. સર્વ જીવોને અનાઘાત. ૫૪. ચોકખાઇ. ૫૫. ચિત્તની પવિત્રતા. ૫૬. અતિશય શુચિતા. ૫૭ ભાવ–પૂજા. ૫૮ વિમળતા. ૫૯ પ્રભા. ૬૦ અત્યંત નિર્મલતા.

એ સાઠ પ્રકાર અહિંસાના કહ્યા. તેમાંથી કોઇ પ્રકારે ન વર્ત્તાવાયું હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

એ પ્રમાણે ગુરૂ મહારાજ આગળથી પહેલું મહાવ્રત લીધેલ છે તેમાં પાંચ સ્થાવર, ચાર ત્રસની હિંસા, ત્રણ કરણ, ત્રણ જોગથી એટલે ૮૧ ભેદમાંથી કોઈ પણ ભેદથી વિરાધના થઈ હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

હવે બીજા મહાવ્રતને વિષે લાગેલા દોષોને આલોઉં છું.

**अहावरे दुच्चे भंते महव्वए इतिपाठ.** ( દશવૈ. અ. ૪ )

હે પ્રભુ ! બીજા મહાવ્રતને વિષે, ક્રોધથી, લોભથી, ભયથી અને હાસ્યથી જૂઠું બોલવું નહિ, બોલાવવું નહિ, બોલતાંને રૂડું જાણું નહિ, ત્રણ કરણ, ત્રણ જોગથી તે જાવ જીવ પર્યંત.

હવે મૃષાવાદ ચાર પ્રકારનું છે.

૧. સદ્ભાવ પ્રતિષેધ. ૨. અસદ્ભાવ સ્થાપન. ૩. અર્થાન્તર. ૪. ગર્હા. તેમાં ૧. સદ્ભાવ પ્રતિષેધ તે—આત્મા કે પુણ્ય, પાપ કશું જ નથી. ૨. અસદ્ભાવ સ્થાપન તે—આત્મા સર્વવ્યાપી છે. અથવા તંદુલ માત્ર છે. ૩. અર્થાન્તર તે—ગાયને અશ્વ કહે. ૪. ગર્હા તે—કાણાને કાણો કહે. એ ચાર ભેદ થયા.

વલી ક્રોધાદિક ઉપલક્ષિત દ્રવ્યાદિ ૪ ભેદ છે.

૧. દ્રવ્યથી સર્વ દ્રવ્યોમાં અન્યથા પ્રરૂપણા તે. ૨. ક્ષેત્રથી લોકાલોક પ્રમાણે. ૩. કાલથી રાત્ર્યાદિ. ૪. ભાવથી ક્રોધાદિ.

દ્રવ્યથી મૃષાવાદની ચઉભંગી છે.

૧. દ્રવ્યથી ખોટું બોલે પણ ભાવથી નહિ. ૨. ભાવથી ખોટું બોલે પણ દ્રવ્યથી નહિ. ૩. દ્રવ્ય અને ભાવથી ખોટું બોલે. ૪. દ્રવ્ય અને ભાવથી ખોટું ન બોલે.

મૃષાવાદનું સ્વરૂપ. પ્રશ્ન વ્યા. અધર્મદ્વારે.

जंबूबितियं च अलियवयणं, लहुसग, लहुचवल भणियं, ।यंकरं दुहकरं, असयकरं. इति सूत्र. ५

જંબૂ પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે:-

[1]મૃષાવાદ ગુણ ગૌરવ રહિત છે. [2]ચપળ પુરૂષ બોલે છે. [3]ભયકારક છે. [4]દુઃખકારક છે. [5]અપયશકારક છે. [6]વૈરકારક છે. [7]ચિત્તનો ઉદ્વેગ કરનાર છે. [8]શુભ ફળથી રહિત. [9]માયા અને અવિશ્વાસનો અત્યંત વ્યાપાર છે. [10]નીચ જનોથી સેવાય છે. [11]સુગ રહિત છે. [12]વિશ્વાસ વિનાશક છે. [13]સારા સાધુએ નિંદવા લાયક છે. [14]પરપીડાકારક છે. [15]ઉત્કૃષ્ટ કૃષ્ણ લેશ્યાથી યુક્ત છે. [16]દુર્ગતિમાં લઈ જનાર છે. [17]સંસાર વધારનાર છે. [18]વારંવાર જન્મ કરાવનાર છે. [19]ઘણાં કાલથી પરિચિત છે. [20]ઘણા કાળથી સાથે ચાલ્યું આવે છે. અને [21]અંતે દુઃખ ઉપજાવનાર છે.

હવે મૃષાવાદના ગુણ નિષ્પન્ન ૩૦ નામ કહે છે.

अलियं[1], सढं[2], अणज्जं[3], मायामोसो[4], असंतकं[5]. इति मू. ६

૧. જૂઠું. ૨. માયાવી શબ્દો. ૩. અનાર્ય વચન. ૪. કપટ યુક્ત જૂઠું. ૫. ન હોય તે વાત કહેવી. ૬. ઓછું, અધિક અને નિર્થક બોલવું. ૭. ઈરાદાપૂર્વક મિથ્યા પ્રલાપ. ૮. દ્વેષ યુક્ત નિંદા. ૯ વક્રવચન. ૧૦. માયા-પાપવાળું વચન. ૧૧. ઠગાઈભર્યું વચન. ૧૨. "મિથ્યા કહ્યું" એવું કહ્યા છતાં પાછળથી તેવું જ કરવું. ૧૩. અવિશ્વાસુ વચન. ૧૪. પોતાના દોષ અને બીજાના ગુણને ઢાંકનારૂં વચન. ૧૫. ન્યાયથી ઉપરવટ વચન. ૧૬. આર્ત્તધ્યાન. ૧૭. આળ મૂકવું. ૧૮. મલિન વચન. ૧૯. વાંકુ બોલવું. ૨૦. ગહન-ગૂઢ વચન. ૨૧. મર્મયુક્ત વચન. ૨૨. ગૂઢાચારવાળું વચન. ૨૩. માયા-

પૂર્વક ગોપવેલું વચન. ૨૪. અપ્રતીતિજનક વચન. ૨૫. અસમ્યક્ આચાર યુક્ત વચન. ૨૬. ખોટી પ્રતિજ્ઞા. ૨૭. સત્ય વચન પ્રત્યે શત્રુતાભર્યું વચન. ૨૮. અવહેલનાવાળું વચન. ૨૯. માયાકારી અશુદ્ધ (સાવદ્યકારી) વચન. ૩૦. વસ્તુના સદ્‌ભાવને ઢાંકનારૂં વચન.

એ પ્રમાણે સમુચ્ચય પાપકારી મૃષાવાદના ૩૦ નામ કહ્યા. તેમાંથી કોઈ પણ રીતે જૂઠું બોલાણું હોય, બીજા પાસે બોલાવ્યું હોય, બોલતાને ભલું જાણ્યું હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂદેવ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

**નહિ બોલવા યોગ્ય સત્ય વચન.** પ્રશ્નવ્યા. સંવર દ્વારે.

૧. વળી સત્ય પણ સંયમને ઉપરોધકારક થાય તેવી રીતનું જરા પણ ન બોલવું. ૨. હિંસા અને પાપથી યુક્ત. ૩. ચારિત્રનો ઘાત થાય તેવું. ૪. સ્ત્રીઆદિની વિકથા વાળું. ૫. અનર્થવાદ વાળું. ૬. કલહકારક. ૭ અનાર્ય. ૮ અપવાદ યુક્ત. ૯. વિવાદ ઉપજાવે તેવું. ૧૦. બીજાને પીડા ઉપજાવે તેવું. ૧૧. બળ–જુસ્સાથી ઉચ્ચારેલું. ૧૨. ધૈર્ય યુક્ત ૧૩. લજ્જા રહિત. ૧૪. લોકનિંદાને પાત્ર. ૧૫. માઠું જોયું હોય તેવું. ૧૬. અસમ્યક્ પ્રકારે સાંભળેલું. ૧૭. અસમ્યક્ પ્રકારે જાણેલું. ૧૮. આત્મશ્લાઘાયુક્ત. ૧૯. પરનિંદા યુક્ત. ૨૦. તું બુદ્ધિમાન નથી. ૨૧. તું લેણુદાર નથી. ૨૨. તું ધર્મપ્રિય નથી. ૨૩. તું કુલીન નથી. ૨૪. તુ દાતા નથી. ૨૫. તું શૂરો નથી. ૨૬. તું રૂપવાન નથી. ૨૭. તું સૌભાગ્ય-વંત નથી. ૨૮. તું બહુશ્રુત નથી. ૨૯. તું તપસ્વિ નથી. ૩૦ તું પરલોક સંબંધે નિશ્ચયકારી મતિવાળો નથી. એવાં

પ્રકારનાં વચનો જે જાતિ, કુળ, રૂપ, વ્યાધિ, રોગ વિષેનાં હોય તે વર્જનીય-ત્યજવા યોગ્ય, દ્રોહકારક અને ઉપચારનું ( દ્રવ્યપૂજા તથા ભાવપૂજાનું ) અતિક્રમ કરનારાં હોઇ સત્ય હોય તો પણ બોલવા નહિ. છતાં પણ એવાં વચનો બોલ્યા હોય, બોલાવ્યા હોય, અનુમોદના કરી હોય તો અનંતાસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## બોલવા યોગ્ય સત્ય વચન.

વળી એહવું સત્ય વચન બોલવું કે જે દ્રવ્યે, પર્યાયે, ગુણે, કર્મે ( કૃષિઆદિવ્યાપારે ), બહુવિધ કળાએ અને આગમ-સિદ્ધાંતાદિકે કરી યુક્ત હોય. તેમજ નામ, ક્રિયાપદ, નિપાદ, ઉપસર્ગ, તદ્ધિત, સમાસ, સંધિ, પદહેતુ, યોગિક, ઉણુ-પ્રત્યય, ક્રિયા વિધાન, ધાતુ, સ્વર, વિભક્તિ, વર્ણ, એટલા "વ્યાકરણનાં અંગો" એ કરીને સંપૂર્ણ ( સત્ય ) વચન હોય. પુનઃ ત્રિકાળે ( ભૂત, વર્ત્તમાન, ભવિષ્ય ) સત્ય હોય તે બોલવું.

## સત્ય દશ પ્રકારનું છે:-

(૧) जणवय, (२) संमय, (३) ठवणा, (४) नामे, (५) रूवे, (६) पडुच्चसच्चेय ।
(७) ववहार, (८) भाव, (९) जोगे, (१०) दसमे ओवम्मसच्चेय ॥१॥

એ સત્ય પણ જે પ્રમાણે ભાષા બોલવી તેજ પ્રકારે કાર્ય કરીને ( અક્ષરલેખન કરવા વિગેરેમાં અથવા હસ્તાદિની ક્રિયા સૂચનમાં ) દર્શાવવું.

## ભાષાનાં ૧૨ ભેદ છે:-

(१) प्राकृत, (२) संस्कृत भाषा, (३) मागध, (४) पैशाच, (५) सौरसेनीच;
(६) षष्ठोऽत्र भूरिभेदो, देश विशेषादपभ्रंशः ॥१॥

એ છ ભાષાનું ગદ્ય ને પદ્ય એમ બાર ભેદમાંથી જે વિપરીત રીતે વચન બોલાયું હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

**વચન ૧૬ પ્રકારનાં છે:-**

**वयणतियं, लिंगतियं, कालतियं, तहपरोक्ख पच्चक्खं ।**
**उवणीयाइचउक्कं ज्झत्थंचेव सोलसमं ॥**

અર્થ:—૩. વચન. ૩. લિંગ. ૩. કાલ. ૧૦. પરોક્ષ અને [૧૧]પ્રત્યક્ષ. [૧]ઉપનીત, [૨]અપનીત, [૩]ઉપનીત અપનીત, [૪]અપનીત ઉપનીત અને [૧૬]અધ્યાત્મ એ પ્રકારે સત્ય ભાષા ઉચિત અવસરે ન બોલાણી હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

એવી રીતે બીજું મહાવ્રત ગુરૂ મહારાજ આગળથી લીધેલ છે તેમાં ૩૬ ભાંગામાંથી જે કોઇ પણ ભાંગે જૂઠું બોલાવ્યું હોય, બીજા આગળથી બોલાવાયું હોય, બોલતાને રૂડું જાણ્યું હોય, જાણતાં, અજાણતાં જે દોષ લાગ્યો હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, તો અનંતા સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ તથા આત્માની સાક્ષિએ મિથ્યાદુષ્કૃત હોજો.

**ત્રીજા મહાવ્રતમાં લાગેલા દોષો આલોઉં છું.**

**अहावरे तच्चे भंते महव्वए इतिपाठ.** ( સૂ. ૫.) દશવૈ. અ. ૪.

હે પ્રભુ ! ત્રીજા મહાવ્રતને વિષે. ૧. અલ્પ–થોડા મૂલ્ય વાળી વસ્તુ, ૨. બહુ–ઘણા મૂલ્યવાળી વસ્તુ. ૩. અણું–નાની વસ્તુ. ૪. સ્થૂલં–મોટી વસ્તુ. ૫. સચિત્ત–જીવ સહિત વસ્તુ. ૬. અચિત્ત–જીવરહિત વસ્તુ. એ છ પ્રકારની વસ્તુ રજા શિવાય **લેવી નહિ, લેવરાવવી નહિ, લેતાને રૂડું જાણું નહિ, તે મન, વચન, કાયાથી, જાવ જીવ પર્યંત.**

## વિશેષથી દ્રવ્યાદિક ચાર પ્રકારે છે.

૧. દ્રવ્યથી અલ્પ વસ્તુ. ૨. ક્ષેત્રથી ગ્રામવનાદિક. ૩. કાલથી રાત્ર્યાદિક. ૪. ભાવથી રાગદ્વેષ સહિત.

## દ્રવ્યાદિ ચઉભંગી.

૧. દ્રવ્યથી અદત્તાદાન ગ્રહણ કરે પણ ભાવથી નહિ. ૨. ભાવથી ગ્રહણ કરે પણ દ્રવ્યથી નહિ. ૩. દ્રવ્યથી ને ભાવથી ગ્રહણ કરે. ૪. દ્રવ્યથી ને ભાવથી ગ્રહણ ન કરે.

**અદત્તાદાનનું સ્વરૂપઃ**–(પ્રશ્નવ્યા. અદત્તાદાન દ્વારે.)

**जंबूतइयं च अदत्तादाणं हरं, दह, मरण, भय, कलुसता. इति पाठः** ( સૂત્ર ૯ )

૧. અદત્ત એટલે નહિ આપેલી વસ્તુનું હરણ કરવું. ૨. દાહ–સંતાપ કરનાર. ૩. મરણ ઉપજાવનાર. ૪. ભય ઉત્પન્ન કરનાર. ૫. કલુષતા–કલેશ ઉત્પન્ન કરનાર. ૬. ત્રાસ ઉત્પન્ન કરનાર. ૭. બીજાના દ્રવ્યમાં ગૃદ્ધ બનનાર. ૮. લોભનું મૂળ. ૯. કાલ–અર્ધ રાત્રિમાં કરવા યોગ્ય. ૧૦. વિષમ–પર્વતાદિ કિલાઓમાં આશ્રય કરાવનાર. ૧૧. અધોગતિમાં લઈ જનાર. ૧૨. સંતુષ્ટ નહિ કરાવનાર. ૧૩. વારંવાર અહિત કાર્ય કરાવનાર. ૧૪ અકીર્તિ કરાવનાર. ૧૫. અનાર્યનું આચરણ કરાવનાર. ૧૬. છિદ્ર જોનાર. ૧૭. અપાય–વ્યસનોનો કરાવનાર. ૧૮. ઉન્માર્ગની ગવેષણા કરાવનાર. ૧૯ મહોત્સવાદિકમાં મગ્ન. ૨૦. પ્રમાદવંત–ઉંઘનારાઓની ગવેષણા કરનાર. ૨૧. પિશુનતા કરનાર. ઠગાઈ, આક્ષેપ, ચિત્તવિગ્રહનો કરનાર. ઘાતનો કરનાર. ચપલતાનો કરનાર. અનુપશાંતપણું, દયારહિત કાર્ય કરનાર. રાજપુરૂષોથી રક્ષાએલ. સાધુ પુરૂષોથી નિંદાએલ. પ્રિય જનમાં ભેદ પડાવનાર. બિપરીત

કરનાર. રાગદ્વેષની વૃદ્ધિ કરનાર. ઘણા લોકોનું મૃત્યુ થાય એવો સંગ્રામ કરાવનાર. આડંબર બતાવનાર. પશ્ચાત્તાપ કરાવનાર. દુર્ગતિમાં પરિભ્રમણ કરાવનાર. ભવભ્રમણ વધારનાર. ઈત્યાદિ અદત્ત વસ્તુ દુઃખને આપનાર છે. છતાં પણ જાણતાં, અજાણતાં, રાત્રિ દિવસ સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## અદત્તાદાનનાં ગુણ નિષ્પન્ન ૩૦ નામો.

(પ્રશ્નવ્યા. આશ્રવદ્વારે.)

**चोरिकं[१], परहडं[२], अदत्तं[३], कूरिकडं[४], परलाभो. इतिमूलं.**

૧. ચોરવું, ૨. પારકા દ્રવ્યને હરવું, ૩. નહિ આપેલી વસ્તુ લેવી, ૪. ક્રૂર કાર્ય કરવું, ૫. પારકા ધનનો લાભ લેવો, ૬. અસંયમ, ૭. પરધનમાં ગૃદ્ધ થવું, ૮. લોલુપી થવું, ૯. તસ્કરપણું, ૧૦. અપહરણ કરવું, ૧૧. પરધન હરવામાં હાથચાલાકી કરવી, ૧૨. પાપકર્મ (ચોરીરૂપ) કરવું, ૧૩. ચૌર્યરૂપ, ૧૪. દ્રવ્યનું હરવું, ૧૫. પરધનને લેવું, ૧૬. પરધનને છીનવી લેવું, ૧૭. અપ્રતીતિજનક કાર્ય, ૧૮. પરને પીડાજનક કાર્ય, ૧૯. પરધન લેવા માટેનો ઉદ્યમ, ૨૦. છુપાવવું, ૨૧. વિશેષથી છૂપાવવું, ૨૨. કુડાતોલ, ૨૩. કુળને કલંક લગાડવું, ૨૪. પરદ્રવ્યનો અભિલાષ કરવો, ૨૫. દીનતા દર્શાવવી, ૨૬. વિનાશકારક વ્યસન, ૨૭. પરદ્રવ્યની અભિલાષા અને મેળવેલા ધન ઉપર મૂર્છા, ૨૮. પામેલા ધનની તૃષ્ણા અને નહિ પામેલા ધનની વાંચ્છા, ૨૯. કર્મને ઢાંકવા માટે માયા-કપટ, ૩૦. બીજાની નજર ચૂકાવી ચોરી કરવી.

એ પ્રમાણે અદત્તાદાનના ૩૦ નામો છે. અને તે ઉપરાંત અદત્તાદાનનાં બીજા પણ અનેક નામો છે. તેમાંથી કોઈ પણ રીતે અદત્ત વસ્તુ ગ્રહણ કીધેલ હોય, ગ્રહણ કરાવેલ હોય, ગ્રહણ કરતાને રૂડું જાણ્યું હોય. તેમજ સંવરદ્વારમાં બતાવેલ કારણોમાંથી જે કોઈ કારણો સેવ્યા ન હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

એ પ્રમાણે ગુરૂમહારાજ પાસેથી લીધેલ ત્રીજા વ્રતમાં જાણતાં અજાણતાં, અલ્પ, બહુ વિગેરે છ પ્રકારની વસ્તુમાં ૫૪ ભાંગામાંથી કોઈ પણ ભાંગે અદત્ત લીધેલ હોય તો અનંતા સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ તે મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથા મહાવ્રતમાં લાગેલા દોષોને આલોઉં છું.

अहावरे चउत्थे भंते! महव्वए इति पाठ (સૂ. ૬) દશવૈ. અ.૪.

હે પ્રભુ! હવે ચોથા મહાવ્રતને વિષે–દેવતા, મનુષ્ય અને તિર્યંચ સંબંધી. તે પણ–૧. સચેતન–જીવસહિત, તે પણ રૂપવંત કે અરૂપવંત. તે આભૂષણ સહિત કે રહિત. ૨. અચેતન–જીવરહિત તે કાષ્ટ, પાષાણ કે ધાતુની પ્રતિમા એ પ્રમાણે દેવતાદિ ત્રણ સાથે જાવજીવપર્યંત મૈથુન સેવવું નહિ, સેવરાવવું નહિ, સેવતાંને રૂડું જાણું નહિ. તે મન, વચન અને કાયાએ કરી. જાવજીવ પર્યંત.

## વલી ભાવ ઉપલક્ષિત મૈથુનના દ્રવ્યાદિ ૪ પ્રકાર છે.

૧. દ્રવ્યથી દ્રવ્યાદિ વસ્તુ. ૨. ક્ષેત્રથી ત્રણ લોક પ્રમાણે. ૩. કાલથી રાત્ર્યાદિ. ૪. ભાવથી–રાગદ્વેષ સહિત.

### હવે દ્રવ્યાદિના ૪ ભેદ છે.

૧. દ્રવ્યથી મૈથુન સેવે પણ ભાવથી નહિ. ૨. ભાવથી

સેવે પણ દ્રવ્યથી નહિ. ૩. દ્રવ્ય તેમ ભાવથી પણ સેવે. ૪. દ્રવ્યથી કે ભાવથી પણ સેવે નહિ.

**અબ્રહ્મચર્યના ગુણનિષ્પન્ન ૩૦ નામો.** (પ્રશ્ન વ્યા. અધર્મદ્વારે.)

૧ ૨ ૩ ૪

**अबंभं, मेहुणं, चरंतं, संसग्गि. इतिपाठः** ( સૂત્ર. ૧૪ )

૧–અબ્રહ્મચર્ય, ૨–મૈથુન, ૩–ચરંત, વિશ્વવ્યાપી, ૪–સંસર્ગી–સ્ત્રીપુરૂષનાં સંસર્ગથી ઉપજેલું. ૫–સેવનાધિકાર–અકાર્યનું સેવન, ૬–સંકલ્પ–વિકલ્પનો હેતુ, ૭–બાધા–પીડાનો હેતુ, ૮–દર્પકારી, ૯–મોહ–અજ્ઞાનનો હેતુ, ૧૦–મનમાં સંક્ષોભ ઉપજાવનાર, ૧૧–અનિગ્રહ–ઇન્દ્રિયોને સ્વચ્છંદી બનાવનાર, ૧૨–ક્લેશનો હેતુ, ૧૩–ગુણઘાતનો હેતુ, ૧૪–વિભંગ–ગુણની વિરાધનાનો હેતુ, ૧૫–વિભ્રમનો હેતુ, ૧૬–અધર્મ આચરણનો હેતુ, ૧૭–શીલનો વિનાશક, ૧૮–કામગુણ–શબ્દાદિનો શોધનાર, ૧૯–કામ સેવા, ૨૦–કામભોગમાં મરણાંત સુધી આશક્તપણું રાખી અનેક મરણ નીપજાવનાર, ૨૧–સ્નેહ–ચિંતાનો હેતુ, ૨૨–વૈરનો હેતુ, ૨૩–છાનું કર્તવ્ય, ૨૪–છૂપાવવા યોગ્ય, ૨૫–ઘણાને મનમાન્યું, ૨૬–બ્રહ્મચર્યનું ઘાતક, ૨૭–ગુણનું ઘાતક, ૨૮–ચારિત્ર્યની વિરાધના કરનાર, ૨૯–કામાસક્તિ, ૩૦–કંદર્પના ગુણ કાર્યરૂપ. ઇતિ ૩૦ નામોમાંથી કોઇપણ પ્રકારે દોષ લાગ્યો હોય તો તથા સંવરદ્વારમાં બતાવેલા નામોમાંથી જે આચરણ ન કરેલ હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

એવી રીતે ગુરૂમહારાજ પાસેથી ચોથું મૈથુન નામે મહાવ્રત ગ્રહણ કરેલ છે. તેમાં દેવાદિ સંબંધી ત્રણ કરણ ત્રણ જોગ વડે ૨૭ ભાંગામાંથી જે કોઈ ભાંગે દેશથી કે સર્વથી, જાણતાં અજાણતાં, દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી

ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્થા દુષ્કૃત હોજો.×

## પાંચમા મહાવ્રતમાં લાગેલા દોષોને આલોઉં છું.

દશવૈ. અ. ૪. (સૂ. ૭.)

**अहावरे पंचमे भंते महव्वए. इति पाठः**

હે પ્રભુ! પાંચમા પરિગ્રહનામા મહાવતને વિષે–અલ્પ–બહુ–અણું–સ્થૂલ–સચિત્ત અને અચિત્ત. એ છ પ્રકારના પરિગ્રહને હું જાવજીવ પર્યંત રાખું નહિં, રખાવું નહિં, રાખતાંને રૂડું જાણું નહિં. મન, વચન, કાયાવડે.

## હવે દ્રવ્યાદિ ભેદે પરિગ્રહ ૪ પ્રકારે છે.

૧. દ્રવ્યથી સર્વ દ્રવ્ય, ૨. ક્ષેત્રથી લોક પ્રમાણે. ૩. કાલથી–રાત્ર્યાદિ. ૪. ભાવથી–રાગદ્વેષ સહિત.

## હવે દ્રવ્યાદિ ચઉભંગી.

૧. દ્રવ્યથી પરિગ્રહ રાખે પણ ભાવથી નહિ. ૨. ભાવથી રાખે પણ દ્રવ્યથી નહિ. ૩. દ્રવ્ય ને ભાવથી પણ રાખે. ૪. દ્રવ્ય, ભાવથી પણ ન રાખે.

## પરિગ્રહનાં ગુણ નિષ્પન્ન ૩૦ નામ

પ્રશ્ન વ્યા. અધર્મ (સૂ. ૧૮)

**परिग्गहो[1], संचयो[2], चयो[3], उवचयो[4]. इति पाठः-**

૧ પરિગ્રહ ૨ સંચય ૩ ચય–સંગ્રહ કરવું ૪ ઉપચય–મોટો ઢગલો કરી રાખવું. ૫ નિધાન–ભૂમિમાં દાટી રાખવું. ૬ સંભાર–સારી રીતે સંભારી રાખવું. ૭ સંકર. ૮ આદર. ૯ પીંડો બનાવવું. ૧૦ દ્રવ્યસાર. ૧૧ મહેચ્છા. ૧૨ પ્રતિબંધ.

---

× શીયળની ૩૨ ઉપમા પ્રશ્નવ્યા. સંવરદ્વારે. અધ્યયન. ૯. સૂત્ર ૨૭. પૃષ્ઠ ૧૩૦ છાપેલમાંથી જાણવું.

૧૩ લોભી સ્વભાવ. ૧૪ મોટી યાચના. ૧૫ ઉપકરણ. ૧૬ સંરક્ષણ. ૧૭ ભારનું કારણ. ૧૮ અનર્થનું ઉત્પાદન. ૧૯ કલેશનો કરંડિઓ. ૨૦ ધન ધાન્યનો વિસ્તાર. ૨૧ અનર્થનું કારણ. ૨૨ સંસ્તવ. ૨૩ મનનું અગોપન. ૨૪ શરીરનો આયાસ. ૨૫ અવિયોગ. ૨૬ અમુક્તિ. ૨૭ અનર્થક. ૨૮ ધનાદિનો આસંગ. ૨૯ અસંતોષવૃત્તિ. ૩૦ મતિવિભ્રમકારક. ઈત્યાદિ. એ ૩૦ નામ કહ્યા. તેમાંથી કોઈપણ પ્રકારે પરિગ્રહ રાખ્યો હોય, રખાવ્યો હોય, રાખતાને રૂડું જાણ્યું હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

વળી પ્રશ્ન વ્યા. સંવરદ્વારે પરિગ્રહ વિરતો સૂત્ર ૨૮ તથા ઉ. અ. ૩૧.

**जंबू ! इति एगे असंजमे[1], दो चेव[2] रागदोसा. तिन्निय दंड[3] गारवाय[4] इति पाठः** ( સૂ. ૨૮).

૧–એક પ્રકારે અસંયમ–સર્વ આશ્રવથી ન નિવર્તવું તે. ૨–બે પ્રકારે બંધ-રાગ બંધ, દ્વેષ બંધ. ૩–ત્રણ પ્રકારે દંડ–ગર્વ, ગુપ્તિ ને વિરાધના–જ્ઞાનવિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના. ૪–પ્રકારના કષાય, ધ્યાન, સંજ્ઞા, વિકથા, ૫–પાંચ પ્રકારની ક્રિયા, સમિતિ, ઇંદ્રિય, અને મહાવ્રતો. ૬–છ પ્રકારે જીવની કાય, અને લેશ્યા. ૭–સાત પ્રકારના ભય.=૧ આલોક ભય. ૨ પરલોક ભય–દેવ–તિર્યંચથી ૩ આદાનધનથી ભય. ૪ અકસ્માત્ ભય, ૫ વેદના ભય–દુ:ખથી થતો ભય ૬ મરણ ભય. ૭ અપયશનો ભય. ૮–મદ આઠ. ૯–નવ પ્રકારની બ્રહ્મચર્યગુપ્તિ=૧ સ્રી, પશુ, પિંડગથી રહિત સ્થાનમાં વસવું. ૨ કામ–રાગની વૃદ્ધિ કરે તેવી સ્ત્રીની કથા કે સ્ત્રીની સાથે કથા ન કરવી. ૩ સ્ત્રીના આસને બેસવું નહિં. ૪ સ્ત્રીના

અંગોપાંગ, તેની રચના, તેનું બોલવું વગેરે રાગ દૃષ્ટિથી ન જોવું. ૫ ભીંતને આંતરે રહેવું નહિં. ૬ પૂર્વકૃત કામ ભોગ સંભાળવા નહિં. ૭ પ્રણિત–વિગય સહિત આહાર લેવો નહિં. ૮ જોઈએ તેથી વધારે આહાર લેવો નહિં. ૯ શરીરની વિભૂષા કરવી નહિં. ૧૦–દશ પ્રકારનો સાધુ ધર્મ=ક્ષાંતિ,મુક્તિ વિગેરે. ૧૧–અગીયાર પ્રકારની શ્રાવકની[1] પડિમા. ૧૨–[2]બાર પ્રકારની સાધુજીની પડિમા. ૧૩–તેર પ્રકારની ક્રિયા=૧ અર્થક્રિયા–પોતાના શરીર માટે હિંસા કરે. ૨ અનર્થક્રિયા–બીજાના માટે હિંસા કરે. ૩ હિંસા ક્રિયા તે, મને હણે છે, માર્યો હતો કે મારશે એમ સંકલ્પીને હિંસા કરે. ૪ અકસ્માત ક્રિયા–એકને મારવા જતાં વચ્ચમાં બીજાની હિંસા થાય. ૫ દૃષ્ટિ વિપર્યાસ ક્રિયા–દુશ્મન ધારી મિત્રને હણે. ૬ મૃષાવાદ ક્રિયા–અસત્ય બોલે. ૭ અદત્તાદાન ક્રિયા–ચોરી કરે. ૮ અધ્યસ્થ ક્રિયા–મનમાં દુષ્ટ કલ્પનાઓ કરે. ૯ માન ક્રિયા–અભિમાન કરે. ૧૦ મિત્ર-દોષ ક્રિયા–સ્વજનને થોડે અપરાધે ઘણો દંડ આપે. ૧૧ માયા ક્રિયા–કપટક્રિયા. ૧૨ લોભ ક્રિયા–લાલચ–તૃષ્ણા રાખે. ૧૩ ઇરિયાપથિકા ક્રિયા–માર્ગમાં ચાલતાં હિંસા થાય તે. ૧૪–ચૌદ પ્રકારનાં જીવો. ૧૫–પંદર પ્રકારનાં પરમાધામી. ૧૬–સૂયગ-ડાંગ સૂત્રના ૧૬ અધ્યયન. ૧૭–સત્તર પ્રકારનાં સંયમ=પાંચ સ્થાવર, ચાર ત્રસ એ ૯. ૧૦ અજીવ. ૧૧ પ્રેક્ષા. ૧૨ ઉત્પ્રેક્ષા. ૧૩

---

૧–૨. દશાશ્રુત સ્કંધ દશા ૬–૭માં ભિક્ષુ પડિમા ૧૨ મહિ-નામાં પૂર્ણ થાય છે એમ કહ્યું છે ત્યારે રીતિ આ પ્રમાણે છે. જે જે પડિમા આદરવી હોય તેટલો કાળ પહેલા પરીક્ષા કરવાની છે. વિસ્તાર ઉત્તરાધ્યયન અધ્યયન ૩૧ થી જાણવું. ૩–દશાશ્રુત સ્કંધ પ્રથમ દશા.

પ્રમાર્જન. ૧૪ પરિસ્થાપનીક. ૧૫ થી ૧૭ મન, વચન, કાયા સંબંધી અસંયમ. ૧૮ અઢાર પ્રકારનું બ્રહ્મચર્ય=ઔદારીક અને વૈક્રિય શરીર સંબંધી કામભોગ ત્રણ કરણ ત્રણ જોગથી ત્યજવા. ૧૯—જ્ઞાતાસૂત્રના પહેલા શ્રુત સ્કંધના ૧૯ અધ્યયન. ૨૦ વીશ પ્રકારના અસમાધિ સ્થાનક=૧ ઉતાવળું ચાલવું. ૨ પૂંજ્યા વિના ચાલે. ૩ દુષ્ટ રીતે પૂંજે. ૪ વધારે આસનો રાખે. ૫ વડીલોના સામું બોલે. ૬ સ્થિવરનો ઉપઘાત કરે. ૭ પોતાનાં સુખનાં અર્થે એકેંદ્રિયાદિનો ઉપઘાત કરે. ૮ પ્રતિક્ષણ ક્રોધ કરે. ૯ હમેશાં ક્રોધ પ્રદીપ્ત રાખે. ૧૦ બીજાની નિંદા કરે. ૧૧ નિશ્ચયકારી ભાષા બોલે. ૧૨ નવો ક્લેશ ઉત્પન્ન કરે. ૧૩ જુના ક્લેશને જાગૃત કરે. ૧૪ અકાળે સ્વાધ્યાય કરે. ૧૫ સચિત્ત દ્રવ્યથી ખરડાયલા હાથ, પગે આહારાદિ લે. ૧૬ પ્રહર રાત્રિ પછી ગાઢ "મોટા" અવાજે બોલે. ૧૭ ગચ્છમાં ભેદ ઉત્પન્ન કરે. ૧૮ ગચ્છમાં ક્લેશ કરી મનોદુઃખ ઉત્પન્ન કરે. ૧૯ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અશનાદિ લીધા કરે. ૨૦ અનેષણિક આહાર લે. ૨૧ એકવીશ પ્રકારનાં સબલ કર્મ=(ચારિત્રને મલિન કરવાના હેતુ રૂપ કર્મ) ૧ હસ્ત કર્મ ૨ મૈથુન. ૩ રાત્રિભોજન. ૪ આધાકર્મી આહાર ભોગવે. ૫ રાજ્ય પિંડ ભોગવવો. ૬ પાંચ બોલનું સેવન—વેચાતું, ઉછીનું, બલાત્કારે ભાગીદારની આજ્ઞા વિના, સ્થાનમાં સામું લાવેલું, આપવું લેવું તે. ૭ પ્રત્યાખ્યાન કર્યા છતાં ભોગવે તે. ૮ મહિનામાં ત્રણવાર પાણીનો લેપ કરે. (નાભિ પ્રમાણ જલાવગાહન) ૯ ૭ માસમાં એક ગણમાંથી બીજા ગણમાં જાય. ૧૦ એક માસમાં ત્રણ માયાના સ્થાન ભોગવે. ૧૧ શય્યાંતરનો આહાર જમે. ૧૨ ઇરાદાપૂર્વક હિંસા કરે. ૧૩ ઇરાદાપૂર્વક અસત્ય બોલે.

૧૪ ઇરાદાપૂર્વક ચોરી કરે. ૧૫ ઇરાદાપૂર્વક સચિત્ત પૃથ્વિ પર શય્યા કરે. ૧૬ ઇરાદાપૂર્વક સચિત્ત–મિશ્ર પૃથ્વિ પર શય્યાદિ કરે. ૧૭ સચિત્ત શિલા=ઝીણા જીવ રહે તેવાં કાષ્ટ બીજ, લીલોતરી ઇત્યાદિ ઉપર શય્યા કરે. ૧૮ ઇરાદાપૂર્વક મૂળ, સ્કંધ, ત્વચા, શાખા, પ્રવાલા, પત્ર, પુષ્પ, ફળ, બીજ એ દશનો સચિત્ત આહાર કરે. ૧૯ એક વર્ષમાં દશ ઉદક લેપ કરે. ૨૦ એક વર્ષમાં ૧૦ માયા સ્થાનક સેવે. ૨૧ જળથી ભીના હાથ, પાત્ર વિગેરે વડે ભોજન આપે તે લઈ ઇરાદાપૂર્વક ભોગવે. ૨૨ બાવીશ પ્રકારના પરીષહ. ૨૩ સૂત્ર કૃતાંગ બંને શ્રુતસ્કંધના ૨૩ અધ્યયનો. ૨૪ ચોવીશ પ્રકારના દેવો. ૨૫ પાંચ મહાવ્રતની ૨૫ ભાવના. ( આગળ વર્ણન આવશે ) ૨૬ છવીશ પ્રકારે દશાશ્રુતસ્કંધ, બૃહદ્કલ્પ, અને વ્યવહાર સૂત્રનાં ઉદ્દેશા. ૨૭ સત્તાવીશ સાધુજીનાં ગુણો:—

वयछक्क[૬]मिंदियाणं[૫] च निग्गहो, भाव[૧૨], करण[૧૩] सच्चं च, खमया[૧૪], विरागया[૧૫] विय, मणमाईणं[૧૮] निरोहोय ॥ १ ॥ कायाण[૨૪] छक्कं जोगम्मिजुत्तया[૨૫], वेयणा हि यासणया[૨૬]; तहमरणं ते संले[૨૭]हणाय, ए एऽणगारागुणा ॥ २ ॥ ૨૮ અઠ્ઠાવીશ પ્રકારના આચાર કલ્પ. ૨૯ ઓગણત્રીસ પ્રકારના પાપસૂત્રો=ગાથાઃ-अट्ठनिमित्तंगाइंदिव्वु इति ॥१॥ ભૂમિકંપ[૧] શાસ્ત્ર, ઉત્પાત[૨], સ્વપ્ન[૩], અંતરીક્ષ[૪], અંગફરકન[૫], સ્વર[૬], વ્યંજન[૭]=તિલમસાદિ. લક્ષણશાસ્ત્ર[૮]. એ આઠ સૂત્રથી, એ આઠ વૃત્તિથી, એ આઠ વાર્તિકથી. એ કુલ ૨૪ થયા. ૨૫ વિકથાનુયોગ. ૨૬ વિદ્યાનુયોગ. ૨૭ મંત્રાનુયોગ. ૨૮ યોગાનુયોગ. ૨૯ અન્ય તિર્થિક અનુયોગ.

૩૦ ત્રીશ પ્રકારે મહા મોહનીયના સ્થાનક=(દશાશ્રુ. ૯મી દશા). ૧ ત્રસપ્રાણીને જળમાં ડુબાડીને મારે. ૨ હાથે કરી પ્રાણીના મુખ વગેરેથી શ્વાસ રૂંધીને મારે. ૩ ચામડાથી માથું વીંટીને મારે. ૪ મુદ્‌ગરાદિથી માથું ભેદીને મારે. ૫ ભવોદધિમાં બૂડતાં જંતુઓને દ્વીપ રૂપ એવા મનુષ્યોને હણે. ૬ સામર્થ્ય છતાં ઘોર પરિણામથી ગ્લાન, રોગીની સેવા, સુશ્રૂષા ન કરે. ૭ તપસ્વિને બલાત્કારે ભ્રષ્ટ કરે. ૮ સમ્યક્‌દર્શન પ્રત્યે બીજાઓનાં વિપરીત પરિણામ નીપજાવી અપકાર કરે. ૯ જિનેશ્વરોની નિંદા કરે. ૧૦ આચાર્ય, ઉપાધ્યાયાદિની નિંદા કરે. ૧૧ આચાર્યાદિના જ્ઞાનદાનના કાર્યની નિંદા કરે. ૧૨ રાજા વિગેરેને પ્રયાણાદિ પુનઃ પુનઃ કહે. ૧૩ વશીકરણાદિ કરે. ૧૪ પ્રત્યાખ્યાન કરેલા ભોગની ઇચ્છા કરે. ૧૫ વારંવાર પોતાને બહુશ્રુત તરીકે ઓળખાવે. ૧૬ તપ કર્યા વિના તપસ્વિ તરીકે ઓળખાવે. ૧૭ ઘણા મનુષ્યોને અગ્નિ તથા ધૂમાડા વિગેરેથી હણે. ૧૮ પોતે કરેલા અપકૃત્યોનો આરોપ બીજા ઉપર નાંખે. ૧૯ વિચિત્ર માયા કપટ કરીને બીજાને ઠગે. ૨૦ અશુભ પરિણામે કરી સત્યને પણ સભા વચ્ચે અસત્ય તરીકે જણાવે. ૨૧ પુનઃ પુનઃ કલહ કરે. ૨૨ વિશ્વાસ ઉપજાવીને પરધનનું અપહરણ કરે. ૨૩ એજ રીતે પરદારાને લોભાવે. ૨૪ કુંવારો નહિ હોવા છતાં પોતાને કુંવારા તરીકે ઓળખાવે. ૨૫ અબ્રહ્મચારી હોવા છતાં બ્રહ્મચારી તરીકે ઓળખાવે. ૨૬ ઐશ્વર્ય પમાડનારાં દ્રવ્યનું હરણ કરવાની ઇચ્છા કરે. ૨૭ જેના પ્રભાવે ખ્યાતિ મળે તેને જ કાંઇ અંતરાય પહોંચાડે. ૨૮ રાજા, સેનાપતિ આદિ બહુજનોના નાયકની હિંસા કરે. ૨૯ દેવતાના અવર્ણવવાદ બોલે. ૩૦

દેવતાને જોતો ન હોય છતાં માયાથી કહે કે હું દેવતાને જોઉં છું. ૩૧ એકત્રીશ સિદ્ધનાં ગુણો. ૩૨ બત્રીશ જોગ સંગ્રહ. ૩૩ તેત્રીશ અશાતના ( દશાશ્રુત. ત્રીજી દશા ) તેમ ૮૪ અશાતના.

ઈત્યાદિક એ તેત્રીશ બોલમાંથી જે કોઇ રીતે ચારિત્રની વિરાધના થઈ હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

એવી રીતે ગુરૂ મહારાજ પાસેથી પરિગ્રહનામા પંચમ મહાવ્રત લીધેલ છે તેમાંથી અલ્પ, બહુ વિગેરે છ પ્રકારને ત્રણ કરણ ત્રણ જોગ વડે એટલે ૫૪ ભેદોમાંથી જે કોઈ ભેદે, જાણતાં અજાણતાં દિવસ, રાત્રિ, સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

ઇતિ પંચમહાવ્રત પૂર્ણમ્.

## છઠ્ઠા રાત્રિભોજનનામા વ્રતમાં લાગેલા દોષને આલોઉં છું

अहावरे, छट्ठे भंते ! वए राइभोयणाओ वेरमणं इतिपाठः (દશ. અ. ૪ થે.)

હે પ્રભુ ! છઠ્ઠા રાત્રિ ભોજન નામા વ્રતને પચ્ચક્ખું છું:—

અન્ન, પાન, ખાદિમ, સ્વાદિમને રાત્રિમાં ભોગવું નહિ, ભોગવાવું નહિ, ભોગવતાને રૂડું જાણું નહિ. જાવજીવ પર્યંત ત્રણકરણ ત્રણ જોગ વડે એટલે મન, વચન ને કાયાથી. કરવું, કરાવવું, અને કરતાંને અનુમોદવું નહિ.

### વિશેષથી રાત્રિભોજન દ્રવ્યાદિ ચાર પ્રકારે છે.

૧—દ્રવ્યથી અશનાદિ. ૨—ક્ષેત્રથી અઢી દ્વીપ પ્રમાણે. ૩—કાલથી, રાત્ર્યાદિ. ૪—ભાવથી—રાગદ્વેષ સહિત.

### સ્વરૂપથી ૪ પ્રકારે છે.

૧—રાત્રિના લે ને રાત્રિનાં ભોગવે. ૨—દિવસનું લઈ રાત્રિએ

ભોગવે. ૩–રાત્રિના લે ને દિવસનું ભોગવે. ૪–દિવસના લે ને દિવસનાં ભોગવે.

## સંનિધિ પરિભોગે દ્રવ્યાદિ ૪ ભાંગા છે.

૧–એક દ્રવ્યથી રાતનાં ભોગવે પણ ભાવથી નહિ. ૨–એક ભાવથી ભોગવે પણ દ્રવ્યથી નહિ. ૩–એક દ્રવ્યથી અને ભાવથી પણ ભોગવે. ૪–એક દ્રવ્યથી અને ભાવથી પણ ભોગવે નહિ.

એવી રીતે ગુરૂ મહારાજ પાસેથી છઠ્ઠું વ્રત લીધેલ તેમાં ૩૬ ભાંગામાંથી કોઇ પણ ભાંગે જાણતાં, અજાણતાં, રાત્રિ, દિવસ સંબંધી જે કોઇ દોષ લાગ્યો હોય તો અનંતા-સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો. ઇતિ વ્રતો પૂર્ણમ્.*

## હવે પાંચે મહાવ્રતોની ૨૫ ભાવનાઓ કહે છે. (દ.વૈ.અ.૮)

## પહેલા મહાવ્રતની પાંચ ભાવનાઓ.

**तसइमा पंच भावणातो पढमस्स वयस्स होंति. इति.**

પ્રશ્નવ્યા. સંવરદ્વારે. (સૂ. ૨૩ મું)

પહેલા પ્રાણાતિપાત વિરમણ વ્રતના રક્ષણને અર્થે પાંચ ભાવનાઓ છે.

પહેલી ભાવનાએ સ્થાનમાં–સ્થિતિ કરવામાં, ચાલવામાં, પોતાને અને પરને ઉપઘાત ન થાય તેવી રીતે. ગુણ–યોગ-

---

* એ રાત્રિભોજન વ્રત પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં ઋજુ જડ ને વક્ર જડ પુરૂષોની અપેક્ષાએ મૂળ ગુણમાં ગણેલ છે. તેથી મહાવ્રત ઉપર કહેલ છે. અને મધ્યમ તીર્થંકરોનાં તીર્થમાં ઋજુ પ્રાજ્ઞ પુરૂષોની અપેક્ષાએ ઉત્તર ગુણમાં ગણેલ છે.

યુક્ત અને (ગાડા) ધૂંસરાના પ્રમાણ જેટલી ભૂમિ ઉપર દૃષ્ટિ પડે તેવી દૃષ્ટિએ ચાલવું. કીડા, પતંગ, ત્રસ, સ્થાવર જીવ ઉપર જે દયાળુ છે અને નિત્ય પુષ્પ, ફળ, છાલ, અંકુર, કંદ, મૂળ, પાણી, માટી, બીજ, લીલોતરી ઇત્યાદિને "સજીવ જાણી" જે પરિહરે છે તેણે સમ્યક્ પ્રકારે (ઇર્યા સમિતિએ) ચાલવું. બધાં પ્રાણીઓને અવગણવા નહિ, નિંદવા નહિ, તિરસ્કારવા નહિ, મારવા (પગે ચાંપીને) નહિ, ખંડ કરવા નહિ, છેદવાં નહિ, વ્યથા ઉપજાવવી નહિ, અને જરા પણ ભય કે દુઃખ ઉપજાવવું નહિ; જેવી રીતે ઈર્યા સમિતિ યોગની ભાવનાએ કરી ભાવિત હોય છે, તેનો અંતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણામવાળી અને અખંડ ચારિત્ર્યવાળી એવી (સામાયિકાદિ) ભાવનાએ કરી યુક્ત, અહિંસક, સંયમવંત અને સાધક "સાધુ" બને છે. પહેલી ભાવનામાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

### બીજી ભાવના:-

મને કરી પાપ ચિંતવવું નહિ. એ પાપ આધાકર્મિક છે, દારૂણ છે, નૃશંસ (સૂગરહિત) છે, ઘણાં વધ, બંધ, પરિક્લેશને ઉપજાવનારૂં છે, ભય-મરણ-પરિક્લેશે કરીને અશુભ છે અને કદાપિ પાપયુક્ત મને કરી જરા પણ "પ્રાણાતિપાતાદિ" ચિંતવવા યોગ્ય નથી. એ પ્રકારે મનસમિતિ યોગની ભાવનાએ કરી જે ભાવિત હોય છે તેનો અંતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણામવાળી અને અખંડ ચારિત્ર્યવાળી ભાવનાએ કરી યુક્ત, અહિંસક, સંયમવંત અને મોક્ષનો સુસાધક (સાધુ) બને છે. બીજી ભાવનામાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## ત્રીજી ભાવના:-

વચને કરી પાપ કરવું નહિ. એ પાપ આધાકર્મિક છે, દારૂણુ છે, નૃશંસ છે, ઘણાં વધ, બંધન, પરિકલેશ (અશાતા રૂપ પરિતાપ) ઉપજાવનારૂં છે. જરા-મરણુ, પરિકલેશે કરીને અશુભ છે, અને પાપયુક્ત વચનો કદાપિ જરા પણુ બોલવા યોગ્ય નથી. એ પ્રમાણે વચન સમિતિ યોગે કરીને જે ભાવિત છે તેનો અંતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણુામવાળી અને અખંડ ચારિત્ર્યવાળી ભાવનાએ કરી, અહિંસક, સંયમવંત અને સુસાધક છે. ત્રીજી ભાવનામાં જે દોષ લાગ્યો હોય તે મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથી ભાવના:-

આહાર સમિતિ-એષણીય, શુદ્ધ, અલ્પ આહાર ગવેષવો. “ આહાર આપનાર ગૃહસ્થથી ” અજાણુ રીતે, અકથિત રીતે, “ પોતાની ઓળખાણુ આપ્યા વિના ” અશિષ્ટ રીતે, “ બીજાએ કહ્યા વિના ”, અદીનતાપૂર્વક અવિમનસ્કતાપૂર્વક (આહાર ન મળે તો ઉદાસ ન થાય ), અકરૂણુ રીતે (દયામણા પરિણુામથી રહિત), વિષાદ રહિતપણે, સંયમમાં ઉદ્યમવંત મનોયોગપૂર્વક, યતનાપૂર્વક, સંગમ યોગપૂર્વક, વિનય-ક્ષમા આદિ ગુણે કરી યુક્ત. એ પ્રકારે ભિક્ષેષણામાં ભિક્ષુ ઉદ્યમવંત રહે. એ પ્રમાણે ભિક્ષાચર્યા માટે ભ્રમણુ કરીને થોડું થોડું લઈ આવીને ગુરૂજનની પાસે ગમનાગમન કરતાં લાગેલા અતિચારનું પ્રતિક્રમણુ કરી દોષથી નિવર્ત્તે; જે રીતે ભોજનના પદાર્થો લીધેલા હોય તે કહે અને ગુરૂજનને તે દેખાડે અને ગુરૂનો ઉપદેશ સાંભળી, નિરતિચાર થઈ અપ્રમત્ત થાય. વળી સાધુને અનેષણાના જે કંઈ દોષો અજાણુતાં લાગ્યા હોય તે આલોચ્યા

ન હોય તેનું પ્રતિક્રમણ કરે. પછી પ્રશાંત ચિત્તે સુખ નિષ્પન્ન (અનાબાધ વૃત્તિએ) બેસે, પછી ધ્યાન–શુભ જોગ, જ્ઞાન–સ્વાધ્યાયથી મુહૂર્ત માત્ર મનને ગોપીત કરનાર (નિરૂદ્ધ મનવાળો સાધુ) ધર્મમાં મનવાળો, અશૂન્ય ચિત્તવાળો, શુભ મનવાળો, અવિગ્રહ "કલહ રહિત" મનવાળો, સમાધિયુક્ત મનવાળો, શ્રદ્ધા, સંવેગ–નિર્જરામાં સંસ્થાપિત ચિત્તવાળો, પ્રવચન–સિદ્ધાંતમાં વાત્સલ્ય મનવાળો એવો સાધુ ઉભો થઈને હર્ષિત થતાં, પોતાથી મોટા સાધુઓને અનુક્રમે નિમંત્રીને, બધા સાધુઓને ભાવપૂર્વક ભોજન લેવા આગ્રહ કરે. પછી ગુરૂજનની આજ્ઞાને અનુસરી આશન ઉપર બેસે. મુખવસ્ત્રીકા, રજોહરણે કરી મસ્તક સહિત આખા શરીરને પ્રમાર્જે. હાથની હથેલીઓનું પ્રમાર્જન કરે. પછી અમૂર્ચ્છિતપણે, અગૃદ્ધપણે, અગ્રસ્થિતપણે, આકાંક્ષા રહિતપણે, આહારની નિંદા–તિરસ્કાર કર્યા વિના, રસમાં એકાગ્રપણું કર્યા વિના, નિર્મળ ચિત્તે, અલુબ્ધ ચિત્તે, આત્માર્થે નહિ પણ પરમાર્થે આહાર કરૂં છું એવા ભાવે, સડસડાટ કે ચવચવ (એવો અવાજ) કર્યા વિના, અનુત્સુક રીતે, અવિલંબ રીતે–બહુ વખત લગાડયા વિના, ભોંયપર એક બિન્દુ પણ પડવા દીધા વિના, પ્રકાશવંત (પહોળા મુખના) ભાજનમાં, યત્નાસહિત, પ્રયત્ન સહિત, સંયોજના દોષ રહિત, ઈંગાલ દોષ (રાગદોષ) રહિત, દ્વેષ રહિત, ગાડાની ધરીને તેલ ઉંજવાની પેઠે, વ્રણને ઔષધનો લેપ કરવાની પેઠે, સંયમયાત્રા નિર્વહવાને નિમિત્તે, સંયમનો ભાર વહેવાને અર્થે, એમ સમ્યક્ પ્રકારે સંયતિ (સાધુ) આહાર કરે. એ પ્રમાણે આહાર સમિતિનાં યોગથી જે ભાવિત છે તેનો આત્મા મળ રહિત, અસંકિલષ્ટ પરિણામ સહિત, અખંડ ચારિત્રની ભાવનાએ

ભાવિત, સંયમવંત સાધક બને છે. ચોથી ભાવનામાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

### પાંચમી ભાવના:-

આદાન-નિક્ષેપસમિતિ:-[૧]પાટલો, [૨]પાટિયું, [૩]શય્યા, [૪]સંસ્તારક, [૫]વસ્ત્ર, [૬]પાત્ર, [૭]કાંબળ-કાંમળી, [૮]દંડ, [૯]રજોહરણ, [૧૦]ચોલપટ્ટો, [૧૧]મુખવસ્ત્રિકા, [૧૨]પાદપુછણુ, એ બધાં સંયમના પોષણ અર્થેનાં ઉપકરણો છે. વાયુ, આતાપ, ડાંસ, મસલાં, ટાઢમાંથી રક્ષણ-નિવારણ અર્થે છે. એ ઉપકરણો રાગદ્વેષ રહિતપણે ભોગવવા યોગ્ય છે. સાધુઓએ હંમેશાં એ ભાજન, વસ્ત્રાદિ ઉપકરણોને પ્રતિલેખવાં-યત્નાથી વિસ્તારી જોવાં. પ્રમાર્જવાં. અને રાત્રિ-દિવસ પ્રમાદ રહિતપણે તેને નિરંતર લેવા-મૂકવાં. એ પ્રમાણે આદાનભંડ-નિક્ષેપણા સમિતિના યોગે કરીને જે ભાવિત છે તેનો અંતરાત્મા પાપમળ રહિત, અસંકિલષ્ટ પરિણામયુક્ત અને અખંડ ચારિત્રની ભાવનાએ ભાવિત, અહિંસક, સંયમવંત સુસાધક બને છે.

એ પ્રમાણે પહેલા મહાવ્રતની પાંચ ભાવનામાંથી જે કોઈ જાણતાં, અજાણતાં રાગ-દ્વેષવડે, અંશથી કે સર્વથી, રાત્રિ-દિવસ સંબંધી દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલીભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## બીજા મહાવ્રતની પાંચ ભાવનાઓ.

**पढमं सोऊणं, संवरट्ठं, परमट्ठ सुट्ठ जाणिऊण. इति पाठः**

–પ્રશ્ન વ્યા. સંવરાધ્યયને ( સૂ. ૨૫ )

### પ્રથમ ભાવના :-

જુઠા વચનથી વિરમવાને અર્થે, સત્યવચનના રક્ષણને અર્થે, પહેલી ભાવના આ પ્રમાણે છે:-( સદ્ગુરૂ સમીપે )

સંવરનો અર્થ તથા પરમાર્થ-મોક્ષ લક્ષણ યુક્ત સાંભળીને, સમ્યક્પ્રકારે જાણીને ઉતાવળું, ત્વરિત, ચપળ, અનિષ્ટ, કઠોર, સાહસિક, પરને પીડાકારક અને સાવદ્ય "પાપયુક્ત" વચન બોલવું નહિ. સત્ય, હિતયુક્ત, પરિમિત, ગ્રાહક, "પ્રતીતિ-યુક્ત" શુદ્ધ, સુસંગત, સ્પષ્ટ, સમિહિત (બુદ્ધિએ કરીને પર્યાલોચિત) વચન સંયમવંત મનુષ્યે અવસરને અનુકૂળ પ્રકારે બોલવું.

એ પ્રકારે અનુવિચિન્ત્ય સમિતિના યોગ્ય લક્ષણે કરીને જે ભાવિત હોય છે તેનો અંતરાત્મા હાથ-પગ-નયન-વદનને સંયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સંપન્ન બને છે. બીજા મહાવ્રતની પ્રથમ ભાવનામાં જે દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## બીજી ભાવના:-

ક્રોધ સેવવો નહિ, ક્રુધ અને રૂદ્ર મનવાળો મનુષ્ય જૂઠું બોલે, અન્યના અપવાદ બોલે, કઠોર વચન બોલે, જુઠો અપવાદ-કઠોર વાણી બોલે, કલહ કરે, વૈર કરે, વિકથા કરે, કલહ-વૈર-વિકથા કરે, સત્યને હણે, શીયલને હણે, વિનયને હણે, સત્ય-શીયલ-વિનયને હણે, અપ્રિય થાય, વસ્તુ દોષ વાસ થાય, પરિભવ (નિગમન) થાય, અપ્રિય-વસ્તુદોષ-પરિભવ થાય. એ અને બીજા પણ અનેક પ્રકારનાં મૃષાવચન વાસ-ક્રોધાગ્નિથી દાઝેલો મનુષ્ય બોલે. માટે ક્રોધ કરવો નહિ.

એ પ્રમાણે જે ક્ષમાથી ભાવિત થાય તેનો અંતરાત્મા હાથ, પગ, નયન, વદનને સંયત કરનારો સાધુ અને સત્યા-ર્જવથી સંપન્ન બને છે. એ બીજા મહાવ્રતની બીજી ભાવ-

નામાં જે કોઈ વિપરીતપણે વર્તતાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## ત્રીજી ભાવના:-

લોભ સેવવો નહિ, લોભલુબ્ધ મનુષ્ય ક્ષેત્રાદિને માટે, ગૃહ આદિને માટે, કીર્તિ અને ઔષધાદિને અર્થે જુઠું બોલે, ઋદ્ધિ-પરિવારાદિ અને સુખને અર્થે જુઠું બોલે, ભોજન-પાનાદિને માટે જુઠું બોલે, પાટ-પાટીયાને માટે, શય્યા-સંસ્તારકને માટે, વસ્ત્ર-પાત્રને માટે, કામળી-પાદપુંછનને માટે, શિષ્ય-શિષ્યાને માટે જુઠું બોલે. એ અને બીજા અનેક કારણે લોભલુબ્ધ મનુષ્ય જૂઠું બોલે માટે લોભ સેવવો નહિ.

એ પ્રમાણે મુક્તિ ( નિર્લોભતા )ની ભાવનાએ જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા હાથ-પગ-નયન-વદન સંયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સંપન્ન બને છે. એ બીજા મહાવ્રતની ત્રીજી ભાવનામાં જે કોઈ વિપરીતપણે વર્તવાથી દોષ લાગ્યા હોય તે મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથી ભાવના:-

ભય પામવો નહિ. ભયભીત મનુષ્યને શીઘ્ર અનેક પ્રકારના ભયો નડે છે. ભયભીત મનુષ્યને કોઈ સહાય કરતો નથી. ભયભીતને ભૂત-પ્રેત બ્હીવરાવે છે. ભયભીત તપ-સંયમને પણ છોડે છે. બિહતો માણુસ સંયમરૂપ ભારને વહી શકતો નથી. બીકણુ માણુસ સત્પુરૂષોએ સેવેલા માર્ગને પાળવા સમર્થ હોતો નથી, માટે કદાપિ ભય ધારણુ કરવો નહિ. બીહવાથી વ્યાધિ, રોગ, જરા, મૃત્યુ અને બીજા અનેક ભયો ઉપજે છે.

એ પ્રમાણે જે ધૈર્યથી ભાવિત થાય છે, તેનો અંતરાત્મા

હાથ, પગ, નયન, વદનને સંયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સંપન્ન બને છે.

એવી રીતે બીજા મહાવ્રતની ચોથી ભાવનામાં વિપરીત વર્તાવથી જે દોષ લાગ્યા હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## પાંચમી ભાવના:-

હાસ્ય સેવવું નહિ. પરિહાસ્ય કરનારાઓ કૂડાં (અસદ્ભૂત અર્થવાળા-અશોભન) વચનો બોલે છે, તે વચનો પરાભવના કારણભૂત છે. "પરના ઉપહાસ્યનાં કારણ રૂપ છે" હાસ્ય પરપરિવાદનું કારણ થાય છે, પરને પીડા ઉપજાવવાનું કારણ થાય છે. ચારિત્ર્ય ભેદનું કારણ થાય છે, વિમૂર્તિનું (નયન-વદનવિકૃતિ થવાનું) કારણ થાય, અન્યોઅન્ય કુચેષ્ટાનું કારણ થાય. લોકનિંદ્ય કર્મનું કારણ થાય. કંદર્પ દેવનું-ભાંડવૃત્તિનું કારણ થાય, આદેશકારી દેવતાનું (અભિગમનનું) કારણ થાય, ભવનપતિ આદિ દેવતાનું કારણ થાય, આસુરીગતિનું અને ચાંડાલ રૂપ (કિલ્વીષિ) દેવતાનું કારણ થાય, (હાસ્ય તે તે અધમ દેવતાની ગતિમાં ઉપજવાના કારણ રૂપ થાય) તેટલા માટે હાસ્ય સેવવું નહિ.

એ પ્રકારે મૌને કરીને જે ભાવિત થાય તેનો અંતરાત્મા હાથ-પગ-નયન-વદનને સંયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સંપન્ન થાય.

એ પ્રમાણે બીજા મહાવ્રતની પાંચ ભાવનામાં જાણતાં, અજાણતાં, રાગ, દ્વેષ વડે, અંશથી કે સર્વથી જો કોઈ દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલીભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## ત્રીજા મહાવ્રતની પાંચ ભાવનાઓ:-

**परदव्वहरणवेरमण परिरक्खणट्ठयाए, पढमंदेवकुल. इति पाठ.**
(સૂ. ૨૬)

### પ્રથમ ભાવના:-

પર દ્રવ્યહરણથી વિરમવાના વ્રતના રક્ષણને અર્થે પહેલી ભાવનાએ-દેવકુલ, સભાસ્થાન, મહાજન સ્થાન, પરબ, પરિવ્રાજકનું સ્થાન, વૃક્ષમૂળ, બગીચો, પર્વતની કંદરા, લોહાદિકની ખાણ, ગિરિગુફા, ચૂનો પાડવાનું સ્થાન, ઉદ્યાન, યાનશાળા, વાહન રાખવાનું સ્થાન, ઘરવાખરો ભરવાનું સ્થાન, યજ્ઞાદિનો મંડપ, શૂન્ય ઘર, સ્મશાન, લયન-પર્વતગૃહ, હાટ અને બીજાં એવાં સ્થાનકોમાં સાધુએ વિહાર કરવો યોગ્ય છે. પાણી, માટી, બીજ, લીલોતરી, ત્રસજીવો ઇત્યાદિથી રહિત અને ગૃહસ્થે પોતાને અર્થે બનાવેલું ઘર, ફાસુક (શુદ્ધ) હોય, સ્ત્રી, પશુ, પંડગથી રહિત હોય, પ્રશસ્ત હોય, એવા ઉપાશ્રયમાં જ સાધુએ વિહરવું યોગ્ય છે. જ્યાં ઘણાં આધાકર્મો (સાધુને અર્થે કરેલાં પાપકર્મો) કરવામાં આવ્યા હોય, જેવાં કે-આછાં પાણી છાંટયા હોય, સાવરણથી સ્થાન પ્રમાર્જ્યું હોય, ખૂબ પાણી છાંટયું હોય, માળા, ફૂલ, તોરણાદિકથી શણગાર્યું હોય, દર્ભાદિકથી આચ્છાદન કર્યું હોય, ખડી-ચૂનાથી ધોળ્યું હોય, છાણે કરી લીંપ્યું હોય, લીંપ્યા ઉપર ફરીથી લીંપ્યું હોય, ટાઢ નિવારવાને અર્થે અગ્નિ સળગાવ્યો હોય, સાધુને અર્થે વાસણકુસણ હેરવાફેરવ્યાં હોય, એ પ્રમાણે ઉપાશ્રય-સ્થાનની અંદર અને બહાર સાધુને અર્થે પ્રાણીઘાત કરવામાં આવ્યો હોય, તેવું આગમનિષિધ ઉપાશ્રય-સ્થાન સાધુએ વર્જવા યોગ્ય છે.

એ પ્રકારે જુદા જુદા દોષથી રહિત સ્થાને વસીને જે

વસતી સમિતિના યોગથી ભાવિત બને છે તેનો અંતરાત્મા દુર્ગતિમાં પાડનારા કર્મો કરવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત અનુજ્ઞાત અવગ્રહની રૂચી ધરાવનારો થાય છે. ત્રીજા વ્રતની પહેલી ભાવનામાં લાગેલાં દોષોનું મિથ્યા દુષ્કૃત હોજો.

બીજી ભાવનાઃ-

અનુજ્ઞાન-સંસ્તારકનું ગ્રહણ કરવું. એટલે કે બગીચો-ઉદ્યાન, વન, વનપ્રદેશમાં જે કોઇ (અચેત) તૃણ, જલાશયમાં ઉપજેલી વનસ્પતિ, પાંદડાં, પરા-એક જાતનાં તરણા, મુંજ, કુશ, દર્ભ, પરાળ, મૂયક-મેવાડનું એક જાતનું ઘાસ, વલ્વજ-એક જાતનું ઘાસ, પુષ્પ, ફળ, છાલ, અંકુર, કંદ, મૂળ, તૃણ, કાષ્ટ, કાંકરી ઈત્યાદિ સંસ્તારક-વસ્ત્રાદિને અર્થે અનુજ્ઞા માગીને લેવાં કલ્પે, અનુજ્ઞા માંગ્યા સિવાય-અદત્ત લેવાં કલ્પે નહિ. રોજ રોજ અનુજ્ઞા-રજા માંગીને લેવાં કલ્પે.

એ પ્રમાણે અવગ્રહ સમિતિના યોગથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા દુર્ગતિમાં પાડનારાં પાપકર્મો કરવા-કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત-અનુજ્ઞાત અવ-ગ્રહની રૂચી ધરાવનાર થાય છે.

એ પ્રમાણે બીજી ભાવનામાં વિપરીત વર્તવાથી લાગેલા દોષોનું મિથ્યા દુષ્કૃત હોજો.

ત્રીજી ભાવનાઃ-

પાટ, પાટલા, શય્યા, સંસ્તારકને અર્થે વૃક્ષને કાપવું નહિ, વૃક્ષનાં છેદન વડે કે ભૂમિ-પત્થરનાં ભેદન વડે શય્યા બનાવવી નહિ, જે ગૃહસ્થના સ્થાનમાં વાસ કર્યો હોય ત્યાંજ શય્યાનું ગવેષણ કરવું. ઉંચી-નીચી ભૂમિ જાણીને સમી કરવી નહિ. પવનનો અભાવ હોય કે બહુ વાયુ વાતો હોય તોપણ

તે વિષે કશી ઉત્સુકતા ન રાખે, ડાંસ કે મચ્છરાંનો ઉપદ્રવ હોય તો પણ તેથી ક્ષોભ ન પામવો, કે અગ્નિ વડે ધૂમાડો ન કરવો. એ પ્રમાણે સંયમમાં (પૃથ્વી આદિ જીવોના રક્ષણમાં) અતિ તત્પર, સંવર (આસ્રવદ્વાર નિરોધમાં) કષાય, ઇંદ્રિયના સંવરમાં અતિ તત્પર, ચિત્તસમાધિમાં અતિ-તત્પર, ધૈર્યવંત, કાયાએ કરીને પાળતો જે સતત અધ્યાત્મ-ધ્યાન (આત્મ સ્વરૂપ ચિંતન)થી યુક્ત થાય છે તે જ સમ-ભાવે રાગ-દ્વેષ રહિતપણે ચારિત્રધર્મને આચરે છે.

એ પ્રકારે શય્યા સમિતિના યોગે કરીને જે જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા દુર્ગતિમાં પાડનારાં પાપ-કર્મો કરવા, કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત-અનુજ્ઞાત અવ-ગ્રહની રૂચી ધરાવનારો થાય છે.

એવી રીતે ત્રીજી ભાવનામાં વિપરીત વર્તનથી લાગેલા દોષોનું મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથી ભાવના:-

સંયતિએ સાધારણ-ઘણાં ઘરનો આહાર જે પાત્રમાં આવે તે સમ્યક્ રીતે (અદત્તાદાન ન લેવાય તે રીતે) ભોજન કરવા યોગ્ય છે. આહારમાંથી શાકાદિનો વધારે ભાગ ન લેવો. ભોજનનો અધિક ભાગ ન લેવો. તેમ કરવાથી બીજા સાધુઓને અપ્રીતિ ઉપજે છે. ઉતાવળું ઉતાવળું ન ખાવું. ત્વરિત રીતે આહાર ન કરવો. ચપળ રીતે આહાર ન લેવો. સહસા ભોજન ન કરવું. બીજાને પીડા ઉપજે તેમ આહાર ન કરવો. તથા સાવદ્ય-પાપ રૂપ આહાર ન ભક્ષવો. આહાર એવી રીતે લેવો કે જેથી ત્રીજું વ્રત ખંડિત થાય નહિ. સાધારણ પિંડ પાત્ર આહાર માત્ર લેવો. અને જરા પણ

અદત્તાદાન વિરમણવ્રતનું નિયમ ખંડિત થવા દેવું નહિ.

એ પ્રકારે સાધારણ પિંડપાત્ર સમિતિના યોગે કરીને જે ભાવિત થાય છે તેનો આત્મા દુર્ગતિમાં પાડનારા પાપકર્મો કરવાં–કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત–અનુજ્ઞાત અવગ્રહની રૂચી ધરાવનારો થાય છે.

એવી રીતે ચોથી ભાવનામાં વિપરીત વર્તન કરતાં જે દોષો લાગ્યા હોય તે મિથ્યા દુષ્કૃત હોજો.

**ત્રીજા મહાવ્રતની પાંચમી ભાવનાઃ-**

સાધર્મિકો પ્રત્યે વિનય કરવો. ઉપચારમાં (રોગી સાધુની સેવા સંભાળમાં), પારણામાં ( તપસ્વિના તપના પારણામાં ) વિનય કરવો. સૂત્રાદિની વાંચનામાં તથા તેના પરિયટ્ટણમાં (સૂત્રાર્થ ગ્રહણ કર્યો હોય તે ફેરવવામાં) વિનય કરવો. ભોજનાદિનું દાન કરવામાં અને લેવામાં તથા વિસ્મૃત થએલા સૂત્રાર્થ પુછવામાં વિનય કરવો. સ્થાનકમાંથી નીકળવામાં અને પ્રવેશ કરવામાં વિનય કરવો. (નીકળતાં "આવસ્સહિ" અને પ્રવેશતાં "નિસ્સિહિ" શબ્દ કહેવું) એ આદિક બીજા અનેક કાર્યોમાં વિનય કરવો. વિનય એ તપ છે અને તપ એ ધર્મ છે. માટે ગુરૂ પ્રત્યે, સાધુ પ્રત્યે અને તપસ્વિ પ્રત્યે ઉચિત વિનય કરવો.

એ પ્રકારે વિનયથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા દુર્ગતિમાં પાડનારાં પાપકર્મો કરવા, કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત–અનુજ્ઞાત અવગ્રહની રૂચી ધરાવનારો થાય છે.

એ પ્રમાણે ત્રીજા મહાવ્રતની પાંચ ભાવનામાંથી જાણતાં અજાણતાં, રાગદ્વેષ વડે, અંશથી કે સર્વથી રાત્રિ, દિવસ,

સંબંધી જે કોઇ દોષવિરાધના થઈ હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથા મહાવ્રતની પાંચ ભાવનાઓ.

### પ્રથમ ભાવના–

अवंभचेर वेरमण परिरक्खणट्ठयाए, पढमं सयणासण इति पाठः

પ્રશ્ન વ્યા. ધર્મદ્વારે (સૂત્ર ૨૭)

અબ્રહ્મચર્યના વિરમણને અર્થે અને બ્રહ્મચર્યના રક્ષણને અર્થે પહેલી ભાવના સ્ત્રીથી સંયુક્ત આશ્રય વર્જવા વિષે છે.

શય્યા, આસન, ગૃહ, દ્વાર, આંગણું, અગાશી, ગોખ, ભંડશાળા–અનેક પ્રકારની સામગ્રી રાખવાનું સ્થાન. અભિલોકન સ્થાન–અતિ ઉંચું સ્થાન જ્યાંથી બધું દેખાય. પાછલું ઘર–શ્રૃંગાર કરવાનું ઘર. સ્નાતિકા–સ્નાન કરવાનું ખુલ્લું સ્થાન. જે સ્થાનમાં વેશ્યાઓ રહેતી હોય તે. તથા જે સ્થાનકે વારંવાર અજ્ઞાતપણે (મોહ દોષે કરીને) રતિ–રાગ વધારનારી સ્ત્રીઓ ઉભી રહેતી હોય તે સ્થાન, તથા જ્યાં બહુવિધ (શ્રૃંગારાદિકની) કથાઓ કહેવાતી હોય એ બધાં સ્થાન વર્જવાનાં હોય છે. સ્ત્રીનાં સંસર્ગવાળા સ્થાનો કલેશને કરાવનારા છે. એ અને એ પ્રકારના બીજાં સ્થાનો પણ વર્જવાના હોય છે. જ્યાં રહેતાં મનો વિભ્રમ ઉપજે. બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાય. ભ્રશન ( અલ્પ વ્રતભંગ ) થાય. જ્યાં આર્ત્ત ( ઈષ્ટ વિષય વિયોગના અભિલાષરૂપ) અને રૌદ્ર ધ્યાન ઉત્પન્ન થાય, તે તે સ્થાન વર્જવા યોગ્ય છે. પાપભીરૂ–પાપથી બ્હીનારે એવાં સ્થાન આશ્રય કરવા યોગ્ય નથી. જે સ્થાને વસતાં ઇંદ્રિઓનો રાગ પ્રદીપ્ત થાય નહિ તે સ્થાનો વસવા યોગ્ય છે. એ

પ્રકારે સ્ત્રીઓના સંસર્ગ વિનાના સ્થાને વસવાની સમિતિનાં યોગે કરીને જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આસક્ત મનવાળો, ઇંદ્રિયધર્મથી નિવૃત્ત, જીતેંદ્રિય અને બ્રહ્મચર્ય ગુપ્તિથી યુક્ત થાય છે.

એ રીતે પ્રથમ ભાવનામાં વિપરીત વર્તન કરતાં દોષો લાગ્યા હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

બીજી ભાવના—

સ્ત્રીજનોની વચ્ચે કથા કહેવી નહિ. ચિત્રવિચિત્ર પ્રકારની, કામુક સ્ત્રીની ચેષ્ટાથી યુક્ત, વિલાસ (નેત્રવિકાર)થી યુક્ત, હાસ્ય, શ્રૃંગારવાળી લૌકિક કથા કરવી નહિ. મોહજનક એવી આવાહ (નવપરિણિત વર-વધુને લાવવા વિષેની) વિવાહની કથા પણ કહેવી નહિ. સ્ત્રીની સુભગતા, દુર્ભગતાની કથા, સ્ત્રીઓના ચોસઠ ગુણ-વર્ણ-દેશ-જાતિ-કુળ-રૂપ-નામ, નેપથ્ય (ગુપ્તશ્રૃંગાર ક્રિયા) પરિજન-દાસી, સખી આદિ વિષેની કથા કહેવી નહિ. સ્ત્રીઓની અને બીજી પણ એ પ્રકારની અનેરી કથાઓ શ્રૃંગારે કરીને કરૂણોત્પાદક છે. તપ સંયમ, બ્રહ્મચર્યનો ઘાત-ઉપઘાત કરનારી છે, તે બ્રહ્મચર્યનું અનુપાલન કરનારે કહેવા યોગ્ય નથી, સાંભળવા યોગ્ય નથી, અને વિચારવા યોગ્ય નથી.

એ પ્રકારે સ્ત્રીકથાથી નિવૃત્તિરૂપ સમિતિનાં યોગે કરીને જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આશક્ત મનવાળો, ઇંદ્રિયધર્મ (લોલુપતા આદિ)થી નિવૃત્ત, જીતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિથી યુક્ત થાય છે.

એ પ્રકારે બીજી ભાવનામાં વિપરીત વર્તન કરતાં જે કોઈ દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## ત્રીજી ભાવના–

સ્ત્રીના રૂપનું નિરીક્ષણ વર્જવું. સ્ત્રીનું હસવું, બોલવું અને ચેષ્ટાનું નિરીક્ષણ કરવું, ચાલવાની ગતિ, નેત્રવિલાસ, ક્રિડા, કામુકચેષ્ટા, નૃત્ય, ગીત, વાજીંત્ર વગાડવું, શરીર સંસ્થાન, વર્ણ, હાથ, પગ, નયન, લાવણ્ય, રૂપ, યૌવન, સ્તન, ઓષ્ઠ, વસ્ત્ર, અલંકાર, આભૂષણ, ગુહ્યેંદ્રિય ઈત્યાદિ જોવા, સાંભળવા, અને બીજા પણ તપ, સંયમ, બ્રહ્મચર્યનો ઘાત–ઉપઘાત કરનારા (કાર્યો) છે, તે બ્રહ્મચર્યનું પાલન કરનારે આંખવડે, મન વડે કે વચન વડે ન અભિલષવા–ઇચ્છવા યોગ્ય પાપકર્મો છે.

એ પ્રકારે સ્ત્રીનું રૂપ–વિરતિ સમિતિના યોગથી જે ભાવિત છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આશક્ત મનવાળો, ઇંદ્રિય ધર્મથી નિવૃત્ત, જીતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિઓથી યુક્ત થાય છે.

એ પ્રકારે ત્રીજી ભાવનામાં વિપરીત વર્તન કરતાં જે કોઈ દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથા મહાવ્રતની ચોથી ભાવના–

પૂર્વે કરેલાં–સેવેલાં વિષયો આદિને સંભાળવાં નહિ. પૂર્વે (ગૃહસ્થપણામાં) સેવેલાં વિષયભોગ, પૂર્વે કરેલી રમતો, ક્રીડાઓ, પૂર્વ સમયનાં સગાંઓ (સાસુ, સાળા, સાળી આદિ)ના પરિચય આદિ, આવાહ (નવપરિણિતને ઘેર લાવવા) પ્રસંગે, વિવાહ પ્રસંગે, ચાલકર્મ–(બાલકનું મુંડન) પ્રસંગે, તિથિએ–મદનત્રયોદશી, યજ્ઞક્રિયાને દિને–નાગપૂજાને દિવસે અને ઉત્સવદિને–ઇંદ્રમહોત્સવે, શ્રૃંગારથી સજ્જ થએલી, સુંદર વેશ-વાળી સ્ત્રી સાથે હાવ, ભાવ, લાલિત્ય, કામચેષ્ટા, વિલાસથી

શોભતી સ્ત્રીઓ સાથે, અનુકૂળ પ્રેમીકાઓ સાથે જે શયન-પ્રયોગ અનુભવ્યા હોય-વિષય સેવન કર્યા હોય તે સંભાળવા નહિ. ઋતુ, ઋતુનાં સુંદર પુષ્પો, સુગંધી ચંદન, સુગંધી દ્રવ્યો તથા સુગંધી ધૂપ, સુખ સ્પર્શ કરાવનારાં વસ્ત્રાભૂષણો ઈત્યાદિથી સુશોભિત સ્ત્રીઓ સાથે પૂર્વે કરેલાં વિષયભોગ સંભાળવા નહિં. રમણીય વાદિત્રો, ગીતો, નટ, નર્તક, બજાણીયા, મલ્લ-મૂઠીએ લડવાનો ખેલ કરનારા મુષ્ઠિમલ્લ, ભાંડ, વિદુષક, કથાકાર, જલમાં કૂદી તરનારા, રાસ રમનારા, આખ્યાન કરનારા-શુભાશુભ કહેનારા, હાથમાં ચિત્રનું પાટિયું લઈ ભીક્ષા કરનારા મંખ, તૃણુવાદિત્ર વગાડનારા, તુંબવીણા વજાવનારા, તાલોટા વગાડનારા, ગાયન કરનારા ઈત્યાદિની ક્રિયાઓ અને બહુવિધ મધુર સ્વરે ગીત ગાનાર, કાનને પ્રિય લાગે એવાં શબ્દો તપ, સંયમ, બ્રહ્મચર્યનો ઘાત તથા ઉપઘાત કરનારા છે; તે બ્રહ્મચર્યનું અનુપાલન કરનાર શ્રમણે જોવા નહિ, કહેવા નહિ તથા સાંભળવા નહિ.

એ પ્રકારે જે પૂર્વે કરેલાં વિષય ભોગ, ક્રીડા આદિની વિરતિરૂપ સમિતિના યોગે કરીને ભાવિત છે, તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આશક્ત મનવાળો, ઈંદ્રિયધર્મથી નિવૃત્ત, જીતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિથી યુક્ત થાય છે.

એ પ્રમાણે ચોથી ભાવનામાં લાગેલા દોષોનું મિથ્યા દુષ્કૃત હોજો.

### ચોથા મહાવ્રતની પાંચમી ભાવના-

પ્રણિત-સ્નિગ્ધ (જેમાંથી ઘી, તેલ વગેરેના બિન્દુઓ ટપકતાં હોય) ભોજન સંયતિએ-સાધુએ (નિર્વાણના સાધકે) વર્જવું. દુધ, દહીં, ઘૃત, માખણ, તેલ, ગોળ, ખાંડ, સાકર,

મધ, મદ્ય, માંખણ, ખાજા વિગેરે મિઠાઈ એટલા વિગય (વિકૃતિ પામનારા પદાર્થો)થી યુક્ત આહાર, દર્પકારક આહાર સાધુએ ત્યજવો અને નિર્દોષ આહાર પણ દિવસમાં બહુવાર ન કરવો. નિરંતર—પ્રતિદિન ન કરવો. શાક, દાળ અધિક ન જમવું. એ પ્રકારના આહાર ભોગવવા નહિ. સંયમનિર્વાહના અર્થેજ આહાર હોય. વિભ્રમ કે ધર્મનું ભ્રષ્ટપણું ન થાય તે માટે જ આહાર હોય.

એ પ્રકારે પ્રણિત આહાર વિરતિ સમિતિના યોગથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આશક્ત મનવાળો, ઇંદ્રિયધર્મથી નિવૃત્ત—જીતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિએ કરી યુક્ત થાય છે.

એ પ્રમાણે ચોથા મહાવ્રતની પાંચ ભાવનામાંથી જે કોઈ જાણતાં અજાણતાં, રાગદ્વેષે, દેશથી કે સર્વથી, રાત્રિ દિવસ સંબંધી દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂમહારાજ અને આત્માની સાક્ષીએ મિથ્યા દુષ્કૃત હોજો.

## પાંચમા મહાવ્રતની પાંચ ભાવનાઓ

**परिग्गह वेरमण रक्खणट्ठयाए, पढमंसोइंदिएणसोच्चा। इति पाठः**

પ્રશ્ન વ્યા. (સૂ. ૨૯)

### પ્રથમ ભાવના:—

પરિગ્રહ વિરમણ વ્રતના રક્ષણ અર્થે પહેલી ભાવનાએ શ્રોતેંદ્રિયે મનોજ્ઞ અને મધુર શબ્દો સાંભળીને પણ નિઃસ્પૃહ રહેવું. તે શબ્દો કેવા હોય? મોટા મુખવાળા મૃદંગો, નાનો ઢોલ, મોટો ઢોલ વગેરે અનેક જાતનાં વાજીંત્રોના શબ્દો, ગીત, વાદ્ય, નટ, નર્તક વિગેરેના સુસ્વર ગીતો સાંભળીને

સાધુએ તેમાં આસક્તિ કરવી નહિ. તેમજ સ્ત્રીઓના આભૂષણોના શબ્દો કે જે લીલાપૂર્વક ચાલતાં ઉત્પન્ન થાય છે તે સાંભળવામાં સાધુએ આસક્તિ કરવી નહિં, તેમજ તરૂણ સ્ત્રીઓનાં હાસ્યાદિ ગીતો અને બીજા પણ મોહકારક શબ્દો સાંભળીને લોભાવું, તુષ્ટ થવું, હસવું, સ્મરણ વિગેરે કરવું નહિ. અને તેને વિષે મતિ રાખવી નહિ. તેવી જ રીતે શ્રોતેંદ્રિયે કરીને અમનોજ્ઞ તથા પાપના હેતુરૂપ શબ્દો જેવાં કે–આક્રોશ વચન, કઠોર, નિંદા અપમાન, તર્જના, નિર્ભત્સના, દીન, ત્રાસદાયક વિગેરે શબ્દો સાંભળીને સાધુએ રોષ કરવો નહિ, હેલણા કરવી નહિ, નિંદા, વાંકુ બોલવું નહિ. છેદન, ભેદન વિગેરે સ્વપરનાં આત્મા અર્થે વર્તવું નહિ.

એ પ્રમાણે શ્રોતેંદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા શુભાશુભ શબ્દો પ્રત્યે રાગદ્વેષનો સંવરનાર સાધુ ધર્મને આચરે છે.

ઇત્યાદિ પહેલી ભાવનામાં જાણતાં, અજાણતાં જે દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

**બીજી ભાવનાઃ—**

ચક્ષુ ઇંદ્રિએ કરીને સ્ત્રી, પુરૂષનાં રૂપો જોતાં તેને સંવૃત્ત કરવી. તે રૂપો કેવાં છે?–મનોજ્ઞ, સુંદર, સચિત્ત, મિશ્ર, કાષ્ટકર્મનાં, ચિત્રનાં, વસ્ત્રનાં, લેપકર્મનાં, વિગેરે પાંચવર્ણ સહિત, અનેક આકારે સંસ્થિત, ગુંથેલા, વીંટેલા, ભરીને બનાવેલા, સાંધીને બનાવેલા, તેમજ નયન, મનને સુખ કરનારી માળાઓ, વનખંડો, પર્વતો, વાવડીઓ, તળાવો, આભૂષણો, મંડપો, બાગ, બગીચાઓ, મૂર્તિઓ, શયનાસનો, નાટકો. અખાડાઓ વિગેરે જે જોતાં આંખને પ્રિય લાગે,

જેમાંથી રાગ-મોહ ઉત્પન્ન થતાં પાપ-દોષ લાગે. તેમજ આંખને અપ્રિય લાગે એવાં રૂપો જોઇને દ્વેષ ઉત્પન્ન થાય, જેથી બીજી ભાવનામાં દૂષણ ન લાગે એવી રીતે સાધુએ વર્તવું જોઇએ. મન, વચન ને કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઈ તે સાધુ ધર્મને આચરે છે.

ઈત્યાદિ બીજી ભાવનામાં જે દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

**પાંચમા મહાવ્રતની ત્રીજી ભાવનાઃ—**

નાકેંદ્રિયે કરી મનોજ્ઞ તથા ભદ્રક (મધુર) ગંધ લેતાં તેને સંવૃત્ત કરવી. તે ગંધ કેવી છે? જળ, સ્થળ, સરસ-ફૂલ, ફળ, પાણી, ભોજન, કોઠ, તગરસ્તમાલપત્ર, સુગંધી છાલ, મરવો, એલચી, જટામાસી, ગોશિર્ષચંદન, કપૂર, લવંગ, કાળુંઅગર, કુંકુમ, કેસર, સુગંધીવાળો, શ્વેત ચંદન, સુગંધી દ્રવ્યોથી યુક્ત ધૂપવાસ-જે ઋતુકાળે-ઉત્પન્ન કાળે દિશાઓમાં ઘણે દૂર સુધી પ્રસરે છે એવી અને બીજા અનેક પ્રકારની મનોજ્ઞ તથા મધુર ગંધને વિષે સાધુએ સંગ કરવો નહિં. રાગ-ગૃદ્ધિ-મોહ-લોભ-તોષ-હાસ્ય-સ્મરણાદિ કરવા નહિં. અને તે વિષે મતિ ધરવી નહિં. વળી સાધુએ નાસિકાએ કરીને અમનોજ્ઞ તથા પાપના કારણભૂત ગંધો જેવાંકે-મરેલાં સર્પ, ઘોડા, હાથી, ગાય, વરૂ, શ્વાન, શિયાળ, મનુષ્ય, બીલાડી, સિંહ, દીપડા ઈત્યાદિના કોહેલાં કલેવર, છિન્ન-ભિન્ન થએલાં, જીવડાં પડેલાં હોય અને તેમાંથી દુર્ગંધ નીકળતી હોય તેને વિષે, દુર્ગંધી ભોજનને વિષે અને બીજી અનેક પ્રકારની અમ-નોજ્ઞ અને પાપરૂપ દુર્ગંધોને વિષે સાધુએ રોષ-હેલણા-નિંદા -વક્રતા-છેદન-ભેદન-જુગુપ્સા ઈત્યાદિ સ્વપરના આત્માને અર્થે કરવા નહિં.

એ પ્રમાણે ઘ્રાણેંદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ–અમનોજ્ઞ અને શુભાશુભ ગંધો પ્રત્યે રાગ દ્વેષને સંવરનાર સાધુ મન, વચન, કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઇ ધર્મને આચરે છે.

એ પ્રમાણે ત્રીજી ભાવનામાં લાગેલાં દોષોનું મિથ્યા દુષ્કૃત હોજો.

## ચોથી ભાવના:—

જીહ્વા ઇંદ્રિયે (જીભે) કરીને મનોજ્ઞ તથા મધુર રસાસ્વાદ લેતાં તેને સંવૃત્ત કરવી. આ સ્વાદ અને રસ કેવાં છે ? પકવાનો, વિવિધપાન, ગોળ, ખાંડના ને તેલ–ઘૃતનાં બનાવેલાં જાત જાતનાં ભોજન, બહુવિધ લવણુ–રસાદિથી યુક્ત ભોજ્ય પદાર્થો, મધુ, માંસ, દુધ, દહીં, સરક–એક જાતના ફૂલનો મધ, ઉત્તમ પ્રકારની મદિરાઓ, અઢાર પ્રકારના શાકો અને બીજાં પણ ઘણાં પ્રકારનાં ભોજ્ય પદાર્થો, વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા દ્રવ્યોથી મિશ્રિત ભોજ્ય પદાર્થો અને એવા બીજા અનેક જાતના મનોજ્ઞ તથા મધુર રસોને વિષે સાધુએ સંગ કરવો નહિ. રાગ–ગૃદ્ધિ, લોભ, તોષ, હાસ્ય, સ્મરણ તથા મતિ કરવી નહિ. વળી જીહ્વા ઇંદ્રિયે કરી અમનોજ્ઞ તથા પાપના હેતુભૂત આસ્વાદ અને રસ જેવાં કે રસરહિત, બગડેલા રસયુક્ત, લુખ્ખા, સત્વરહિત, વાસી, વિનષ્ટ વર્ણ, ગંધ, રસવાળા પદાર્થો, વળી તીખાં, કડવા, કસાયલા, ખાટા, સેવાળવાળા અને એવા બીજા અનેક પ્રકારના અમનોજ્ઞ તથા પાપરૂપ રસોને વિષે સાધુએ રોષ–હેલણા વિગેરે સ્વપરના આત્મા માટે કરવા નહિ.

એ પ્રમાણે જીહ્વા ઇંદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ, અમનોજ્ઞ અને શુભાશુભ રસો પ્રત્યે રાગ–દ્વેષને સંવર કરનાર સાધુ મન, વચન, કાયાને સંવૃત્ત કરનાર અને ઈંદ્રિયોનું રૂંધન કરનાર હોઈ ધર્મને આચરે છે.

ઈત્યાદિ ચોથી ભાવનામાં જે દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## પાંચમી ભાવના:–

સ્પર્શેંદ્રિયને ( શરીરની ત્વચાને ) મનોજ્ઞ તથા સુખદાયક સ્પર્શ લેતાં સંવૃત્ત કરવી. તે સ્પર્શો કેવાં છે? ઉદક મંડપ-ફૂવારો, શ્વેતચંદન, ફૂલોની શય્યા, સુગંધી પદાર્થોને પાણીમાં ભીંજવી પંખાથી પવન નાંખવો. ગ્રીષ્મકાળે સુખ સ્પર્શ કરાવનારા અનેક પ્રકારના શયન, આશનાદિ. શિયાળામાં અગ્નિ વિગેરેનો તાપ લેવો. ઉષ્ણ વસ્ત્રો ધારણ કરવા. અને એવાં બીજા અનેક પ્રકારના મનોજ્ઞ–સુખકારક સ્પર્શોને વિષે સાધુએ રાગ–ગૃદ્ધાદિકને ધારણ કરવું નહિ. વળી સાધુએ અમનોજ્ઞ તથા પાપના કારણભૂત વધ, તાડન, ડામ, અંગોપાંગાદિનું ભાંગી જવું, અનેક પ્રકારના કષ્ટકારી ઉપદ્રવો અને સ્પર્શ થતાં દુ:ખ ઉત્પન્ન થાય એવાં પ્રત્યે રાગદ્વેષને સંવરનાર સાધુ ધર્મને આચરનાર છે.

( દશવૈ. અધ્ય. ૮. ઉદ્દેશો ૨ જો. હરિભદ્રિય વૃત્તિ. )

ઈત્યાદિ પાંચમા મહાવ્રતની પાંચે ભાવનાઓમાંથી જાણતાં, અજાણતાં, રાગ, દ્વેષવડે, અંશથી કે સર્વથી, રાત્રિ, દિવસ સંબંધી જે કોઈ દોષ લાગ્યો હોય તો અનંતાસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો. ઈતિ ૨૫ ભાવના પૂર્ણમ.



## પંચે સમિતિમાં લાગેલાં દોષોને આલોઉં છું.

### પ્રથમ ઈર્યા સમિતિ.

**दव्वओ चक्खुसा पेहे, जुगमित्तं तु खेत्तओ।**
**कालओ जाव रीएज्जा, उवउत्ते य भावओ ॥**

ઉત્ત. અ. ૨૪, ગાથા ૭ મી.

(૧ દ્રવ્યથી જિનેશ્વર[1] કે ગુરૂ આદિક વડિલને વંદના કરવા જતાં, અન્ય ગામ[2] જતાં, આહાર[3] અને નિહાર[4] માટે જતાં આવતાં માર્ગમાં ધૂસરા એટલે સાડા ત્રણ હાથ પ્રમાણે સન્મુખ દ્રષ્ટિ રાખીને છકાય જીવની રક્ષા કરતાં યત્નાથી ચાલવું. આડું, અવળુ જોતાં ચાલવું નહિ. ૨–ક્ષેત્રથી લોક પ્રમાણે ૩–કાલથી જાવજીવ પર્યંત. ૪–ભાવથી ઉપયોગ સહિત. ( એ પરંપરાથી કહેવાય છે )

૧ દ્રવ્યથી–જીવાદિ પદાર્થ દ્રષ્ટિથી જોઇને ચાલવું. ૨ ક્ષેત્રથી–ધૂસરા પ્રમાણે જોઇને ચાલવું. ૩ કાલથી–જિહાં સુધી ચાલે તેટલો વખત. ૪ ભાવથી–ઉપયુક્ત–એટલે સાવધાન થકો ચાલે. તે જાવજીવ પર્યંત નવ કોટીએ એટલે ત્રણ કરણ, ત્રણ જોગથી ઉપયોગસહિત ચાલવું.

પહેલી સમિતિના ભાંગાઓ.×

**इंदि अत्थे विवज्जित्ता, सज्झायं चेव पंचहा. इति ॥८॥**

પાંચ ઇંદ્રિયના ૨૩ વિષયો તેમાંથી પુછેલો બોલ ને તેનો પ્રતિપક્ષી બોલ એ બંને વર્જવા. બાકી ૨૧ દોષ અને પાંચ

---

× સમિતિના ભાંગાઓ શ્રી આગમ સારિણીથી લીધેલ છે. ૧. ઉત્ત. માં ૮ ભાંગા છે. ત્યારે બીજી સમિતિના ૯ ભાંગા છે તે નવ જોઇએ.

પ્રકારની સજ્ઝાય એ થયા ૨૬ ભેદ. એ ધૂસરા પ્રમાણે દ્રષ્ટિ રાખીને ચાલવું. ઇતિ ૨૭ ભેદ.

પહેલી સમિતિના વિષે પ્રમાદ સહિત જાણતાં અજાણતાં ૨૭ ભાંગામાંથી જે કોઈ ભાંગે વિરાધના થઈ હોય તો અનંત-સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## બીજી ભાષા સમિતિમાં લાગેલાં દોષો આલોઉં છું.

દશવૈ. અ. ૭ મે.

૧. દ્રવ્યથી—[૧]કર્કશ, [૨]કઠોર, [૩]પરને પીડાકારી, [૪]હિંસાકારી, [૫]રહસ્યકારી, [૬]છેદકારી, [૭]ભેદકારી, [૮]આશ્ચર્યકારી, અને [૯]નિશ્ચયકારી, એ ભાષાઓ બોલવી નહિ. ૨. ક્ષેત્રથી—રસ્તે ચાલતાં ચાલતાં બોલવું નહિ. ૩. કાલથી—પહોર રાત્રિ ગયા પછી ગાઢે–મોટે શબ્દે બોલવું નહિ. ૪. ભાવથી—જેમાં સ્વપરને દોષ–પાપ ન લાગે તે રીતે ઉપયોગ સહિત બોલવું. જાવજીવ પર્યંત. ત્રણ કરણ ત્રણ જોગ સહિત.

## બીજી સમિતિના ભાંગાઓ.

**कोहे माणे अ मायाए, लोभे अ उवउत्तया. इति**

ઉત્ત. અ. ૨૪ મે. ગા. ૯–૧૦ મી.

૧. ક્રોધ. ૨ માન, ૩ માયા, ૪ લોભ, ૫ હાસ્ય, ૬ ભય, ૭ વાચાલપણું, ૮ વિકથા, ૯ અણ ઉપયોગ, એવી રીતે બીજી ભાષાસમિતિમાં ૯ ભાંગામાંથી જે કોઈ ભાંગે જાણતાં અજાણતાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

ઇતિ બીજી સમિતિ પૂર્ણમ્.

## ત્રીજી એષણા સમિતિમાં લાગેલાં દોષોને આલોઉં છું:

દશ. અધ્ય. ૫ મું.

૧. *દ્રવ્યથી એષણા (ગવેષણા) એટલે શુદ્ધ આહારનું જોવું. "ગવેષણા[૧]–ગ્રહણૈષણા[૨] અને પરિભોગૈષણા[૩]" એ ત્રણ પ્રકારની એષણામાં આહાર, ઉપધી, વસ્ત્ર, પાત્રાદિક અને શય્યા, ઉપાશ્રય, સંસ્તારકાદિ ૧૪ જાતિના ઉપકરણોની ગવેષણા કરતાં ૧૬ દોષ ઉપાયણનાં, ૧૬ દોષ ઉદ્ગમનના, ૧૦ દોષ એષણાનાં અને ૫ દોષ માંડલીકનાં એમ ૪૭ દોષ ટાળીને ગવેષણા કરવી.

૨ ×ક્ષેત્રથી–બે ગાઉ ઉપરાંત આહારપાણી લઇ જવાં નહિ.

૩ ×કાલથી–પહેલા પહોરનાં આહારપાણી છેલ્લા પહોરે ભોગવવાં નહિ.

૪ ભાવથી–ભાવથી ઉપયોગ સહિત ૯૬ દોષ ટાલી એષણીય–કલ્પનીય, તૃષ્ણારહિત સંયમને મદદકર્ત્તા થાય એટલી વસ્તુ લેવી. જાવજીવ પર્યંત, ત્રણ કરણ ત્રણ જોગ સહિત.

**ત્રીજી સમિતિનાં ભાંગાઓ.** (આગમ સારિણી ગ્રંથે.)

૧ ગવેષણાનાં ૩૨ દોષ વર્જવા, ૨ ગ્રહણાના ૧૦ દોષ વર્જવા. ૩ પરિભોગના ૫ ભાંગા તે પાંચ માંડલીના દોષ વર્જવા. એ ૭ ભાંગા.

એ ત્રીજી સમિતિને વિષે ૭ ભાંગામાંથી જાણતાં અજાણતાં જે દોષ લાગ્યો હોય તે મિથ્યા દુષ્કૃત હોજો.

---

* ઉત્તરાધ્યયનસૂત્ર અધ્ય. ૨૪ લક્ષ્મીવલ્લભી દીપીકાથી વિસ્તાર જાણવું. ×૨–૩ આચારાંગસૂત્ર અધ્યયન ૧૦ થી.

## ચોથી આદાન, ભંડ, મત્તનિક્ષેપણા સમિતિને વિષે લાગેલાં દોષ આલોઉં છું.

દ્રવ્યથી-ओहोवहो वग्गहिअं इति. १३. चक्खुसा। इति ॥१४॥

આદાન=લેવું. ભંડ=ઉપકરણ. મત્ત=પાત્રાં. નિક્ષેપણા= ભંડોપકરણોપધિ વગેરે યત્નાથી લેવું મૂકવું. ૨ ક્ષેત્રથી-ગૃહસ્થના ઘરે ગાંઠડું બાંધી રાખવું નહિ. ૩ કાલથી-દોઢ માસથી વધારે વખત રાખવું નહિ. ૪ ભાવથી-ઉપયોગ સહિત ભંડોપકરણોપધિ વિગેરે ઉપર મૂર્ચ્છાભાવ રાખવો નહિ. ત્રણકરણ ત્રણ જોગથી જાવજીવ પર્યંત.

## ચોથી સમિતિના ભાંગાઓ.

૪ થી આદાન નિક્ષેપણાનાં બે ભાંગા. ૧ ઔધિક તે પાઢીયારી (ઉછીની) વસ્તુ લેવી. ૨ ઉપગ્રાહીક તે આગરી-પોતાની કરી લેવી. એ બે દોષ વર્જી ભંડોપકરણ યત્નાએ લેવું, મૂકવું.

એ બે ભાંગામાંથી જે કોઈ દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

## પાંચમી પરિસ્થાપનીકા સમિતિમાં લાગેલા દોષોને આલોઉં છું.

૧. ઉચ્ચાર, પાસવણ, ખેલ, જલ, પરિઠાવણિયા સમિતિ.

૧. દ્રવ્યથી ઉચ્ચાર-[૧]વડીનીતિ, પાસવણ-[૨]લઘુનીતિ. ખેલ-[૩]મ્હોંનું બળખું. [૪]જલ-શરીર ×વિગેરેનો મેલ. ૫ સંઘાણ-

× આચારાંગસૂત્રની ટીકામાં જમીનનો પણ મેલ કહેલ છે તેથી ઉપાશ્રયનો કચરો જાણવું.

નાકનું શ્લેષ્મ–પરિસ્થાપનીક. ઉપર કહેલી વસ્તુઓ પરઠવવા જાતાં "આવસ્સહી" શબ્દ ત્રણ વખત કહેવું. પરઠવવાના સ્થાનકે જઇ આજ્ઞા માગવા વખતે अणुजाणह, जस्सुग्गहं એમ કહેવું. આજ્ઞા માગ્યા પછી છેલ્લે ભાંગે પરઠવવું. પરઠ-વતાં વખતે "વોસિરે" શબ્દ ત્રણ વખત કહેવું. પછી ગુરૂ મહારાજ પાસે આવીને ઇરિયાવહી પડિક્કમવી. ૧ લોગસ્સનો કાયોત્સર્ગ કરવો. ૨ ક્ષેત્રથી–ગૃહસ્થના ઘરનાં બારણા પાસે પરઠવવું નહિ. તેમજ ઊંચી, નીચી કે જીવજંતુવાળી ભૂમિમાં પરઠવવું નહિ. ૩ કાલથી–પાછલી બે ઘડી દિવસ હોય ત્યારે પરઠવવાની જગ્યા જોઇ રાખવી. ૪. ભાવથી–ઉપયોગ સહિત છેલ્લે ભાંગે પરઠવવું.

ગાથાઃ–

अणावायमसंलोए[१], अणावाएचेवहोइसंलोए[२];
आवायमसंलोए[३], आवाए[४] चेवसंलोए. ॥ १६ ॥
अणावायमसंलोए[१], परस्स[२] णुवघाइए;
समे[३] अज्झु[४] सिरेआवि, अचिरकालकयम्मिअ[५]. ॥१७॥
विच्छिण्णे[६] दूर[७] मोगाढे, नासन्ने[८]बिल[९]वज्जिए;
तसपाणबीअरहिए[१०], उच्चाराईणिवोसिरे. ॥ १८ ॥

(ઉત્તરા. અ. ૨૪ મું)

૧૬ મી ગાથામાં ચાર ભેદ સ્થંડિલના બતાવ્યા છે. અને ગાથા ૧૭–૧૮ મીમાં કેવાં સ્થંડિલમાં ઉચ્ચારાદિ વોસિરાવવું તેના ૧૦ વિશેષણો જણાવ્યા છે. તેના દ્વિક સંયોગી વિગેરે

૧૦૨૪ ભાંગા નીચે પ્રમાણે છે.

એક સંયોગીના ૧૦ ભાંગા થયા. દ્વિસંયોગીના ૪૫ ભાંગા, ત્રિસંયોગીના ૧૨૦ ભાંગા. ચોક સંયોગિના ૨૧૦. પંચસંયોગીના ૨૫૨. છ સંયોગીના ૨૧૦. સાત સંયોગીના ૧૨૦. અષ્ટ સંયોગીના ૪૫. નવ સંયોગીના ૧૦ અને દશ સંયોગીને ૧ ભાંગો. સર્વ મલીને ૧૦૨૪ ભાંગા થયા. તેમાંથી ૧૦૨૩ ભાંગા-વર્જીને છેલ્લે એક ભાંગે પરઠવવું.

એ પાંચે સમિતિમાં જાણુતાં અજાણુતાં પ્રમાદ વશે, રાત્રિ દિવસ સંબંધી, દેશથી કે સર્વથી જે કોઈ દોષ લાગ્યો હોય તો અનંતાસિદ્ધ, કેવલી ભગવંત ગુરૂમહારાજ અને આત્માની સાક્ષિએ મિચ્છા દુક્કૃત હોજો. ઈતિ સમિતિઓ પૂર્ણમ.

## ત્રણ ગુપ્તિને વિષે લાગેલા દોષોને આલોઉં છું.

ઉત્તરાધ્યયન અધ્યયન ૨૪ માં મન અને વચનની ગુપ્તિના ચાર–ચાર ભેદ કહેલ છે, અને કાયગુપ્તિમાં ઉભા રહેવું, બેસવું વિગેરે છ કારણ આપ્યા છે. એ ત્રણેને અશુભ કાર્યથી રોકી શુભ કાર્યમાં પ્રવર્ત્તાવે. ઇતિ.

## આગમ સારેાિણુગ્રંથે મનગુપ્તિના ત્રણ ભેદ.

૧ અસત્ય કલ્પના વિયોજની–તે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનરૂપ દુષ્ટ કલ્પનાનો રોધ કરવો. ૨ વસ્તુ સ્વરૂપ ચિંતની–તે આગમને અનુસારે વસ્તુના સ્વરૂપનું ચિંતવન કરનારી અને ધર્મધ્યાનના અનુબંધવાલી. ૩ વૃત્તિનિરોધિની તે સમસ્ત શુભાશુભ ચિત્તવૃત્તિનો રોધ કરીને આત્મારામમાં જે રમણુ કરનારી ( આ મનોગુપ્ત યોગ નિરોધ–અવસ્થામાં કેવલીને હોય છે ).

## વચન ગુપ્તિના બે ભેદ.

૧ વાકય નિયમની. ૨ મૌનાવલંબીની. તેમાં પ્રથમ જે બોલવું તે–વાણીને કાબુમાં રાખીને શાસ્ત્ર પ્રમાણે બોલવું.

દશવૈ. ચૂલિકાયામ્ યથા:

१ महुरं, २ निउणं, ३ थोवं, ४ कज्जावडिय, ५ मगव्वियः;
६ मतुच्छं, ७ असावज्जं, ८ असंदिग्धं, ९ भणंतिजिणधम्मसंज्जुत्तं ॥१॥

અર્થ:—૧ મિઠું બોલવું. ૨ નિપુણતાથી બોલવું. ૩ અલ્પાક્ષરે બોલવું. ૪ કાર્ય પડે બોલવું. ૫ ગર્વ રહિત બોલવું ૬ અતુચ્છ વચન બોલવું. ૭ અસાવદ્ય વચન બોલવું. ૮ સંદેહ રહિત બોલવું. ૯ શ્રી જૈન ધર્મ સંયુક્ત બોલવું.

૨ મૌનાવલંબીની–તે વાણીના વ્યાપારનો ત્યાગ કરી મૌન ગ્રહણ કરવું.

## કાય ગુપ્તિના બે ભેદ.

૧ શુભ પ્રવૃત્તિ–તે શાસ્ત્રોક્ત રીત્યા કાયાની ચેષ્ટાને નિયમમાં રાખવી. ૨ સર્વથા કાયાને વોસિરાવીને કાયોત્સર્ગ કરવો. તથા સર્વયોગનો નિરોધ કરવાની અવસ્થાએ સર્વથા ચેષ્ટાનો નિરોધ કરવો. ઇતિ ગુપ્તિઓ પૂર્ણમ્.

ઈત્યાદિ મન, વચન, કાયાને સમ, સમારંભ, આરંભમાં પ્રવર્ત્તાવ્યાં હોય, તથા જાણતાં અજાણતાં, દેશથી કે સર્વથી, રાગદ્વેષથી જે કોઇ અતિક્રમાદિ દોષ લાગ્યો હોય તો અનંત સિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## તપાચારમાં લાગેલાં દોષો આલોઉં છું.

बारसविहम्मिवितवे, सब्भिंतरबाहिरेकुसलदिट्ठे;
अगिलाइ अणाजीवी, नायव्वो सो तवायारो.

दशवै. અ. ૩ સંગ્રહ ગા૦ ૧૮૬.

## તપનાં ભેદો.

सोतवोदुविहोवुत्तो, [१]बाहिर[२]ब्भिंतरो तहा;
बाहिरोछव्विहोवुत्तो, एवमब्भिंतरोतवो. ॥ ७ ॥

ઉત્તરા. અધ્ય૦ ૩૦ મું.

## બાહ્યતપનાં ભેદો.

[१]अणसण [२]मूणोअरिआ, [३]भिक्खायरियाय [४]रसपरिच्चाओ;
[५]काय किलेसो [६]संलीणया य बज्झो तवोहोइ. ॥ ८ ॥

૧ અનશન તપના બે ભેદ. ૧ ઇતરીય. ૨ આવકાહિક.

૧ ઇતરીય–તે થોડા કાલનું એટલે નવકારસીથી માંડીને છ માસનું, તેમ રત્નાવલી, કનકાવલી, આયંબીલ વર્દ્ધમાનાદિ.

૨ આવકાહિક–તે જાવજીવ પર્યંતનું છે. તેને અનશન પણ કહેવાય. તેના ઘણાં ભેદો છે.

## ૨. ઉણોદરીનાં ૫ ભેદ.

૧–દ્રવ્યથી, ૨–ક્ષેત્રથી, ૩–કાલથી, ૪–ભાવથી, ૫–પર્યાયથી.

૧–દ્રવ્યથી–પોતાની ખોરાકીથી એક કવલ ઓછું. ૨–ક્ષેત્રથી–'गामे नगरे' ઇત્યાદિ ૩૨ ભેદો છે. ૩–કાળથી–સમયાધિક પહેલા પ્રહરથી છેલ્લા પ્રહર સુધી ઘણાં

ભેદો છે. ૪–ભાવથી–કષાયનું ઓછાપણું. ૫–પર્યાયથી–વિવિધ પ્રકારે તપશ્ચર્યાની ઇચ્છાઓ થવી.

### ૩. વૃત્તિસંક્ષેપનાં ૧૫ ભેદ છે.

अठ्ठ विहगो अरग्गंतु, तहा सत्तेव एसणा. ॥ २५ ॥ ઇતિ.

ભિક્ષાચરિનાં પ્રથમ આઠ ભેદો ૧–પેટા, ૨–અર્ધપેટા, ૩–ગોમૂત્રિકા, ૪–પતંગવીથિકા, ૫–૬ બાહ્યાભ્યંતર શંબૂકાવર્તા ૭–આયતગંતુ, ૮–પ્રત્યાગમાં.

१ संसठ्ठ २ मसंसठ्ठा, ३ उद्धड, तह ४ अप्पलेविआचेव;

५ उग्गहिआ, ६ पग्गहिआ, ७ उज्झिअ धम्माय सत्तमिआ ॥१॥

એ પંદર થયા.

### ૪–રસપરિત્યાગના ૫ ભેદ

તે પાંચ વિગયનો ત્યાગ કરે.

### ૫. કાયકલેશ

શરીરને કષ્ટ ઉત્પન્ન થાય એવા પર્યંકાદિ આસને બેસે. ઇત્યાદિ.

### ૬. પ્રતિસંલિનતા

૧–સ્ત્રી, પશુ આદિ ચિત્તને વિગ્રહ કરનાર વસ્તુ ન હોય તે સ્થાનકે રહી કોઇપણ અનશનનું સેવન કરે. ૫–ઇંદ્રિય, ૪ કષાય, ૩ જોગનો નિગ્રહ કરે. ઈતિ બાહ્યતપ.

### અભ્યંતરના ૬ ભેદ.

१ पायच्छित्त, २ विणओ ३ वेआवच्चं तहेव ४ सज्झाओ;

५ ज्झाणंच ६ विउस्सग्गो, एसो अब्भिंतरोतवो ॥ २ ॥

૧–પ્રાયશ્ચિત. તેના દશ ભેદ છે. ૧–આલોચના, ૨–પ્રતિક્રમણ, ૩–મિશ્ર, ૪–વિવેક, ૫–વ્યુત્સર્ગ, ૬–તપ, ૭–છેદ, ૮–મૂલ, ૯–અનવસ્થાપ્ય, ૧૦–પારાંચિત. એ દશ ભેદ છે.

૨–વિનય–આચાર્યાદિને "अब्भुट्ठाणं" પાંચ પ્રકારે વિનય કરવો.

૩. વૈયાવૃત્ત્ય–આચાર્યાદિ ૧૦ નું વૈયાવૃત્ત્ય કરવું.

૪. સ્વાધ્યાયના ૫ ભેદ. વાયણા, પુચ્છણાદિ સજ્ઝાય કરે.

૫. ધ્યાનના ૪ ભેદ. આર્ત્તાદિ ૪ ધ્યાનમાંથી પાછળના બે શુભ ધ્યાન ધ્યાવે.

૬. કાયોત્સર્ગના દ્રવ્ય, ભાવથી પાંચ ભેદ છે.

**दव्वे भावेअ तहा, दुविहु स्सग्गो चउव्विहो दव्वे;**
**गणदेहोवहिभत्ते, भावेकोहाइचा ओत्ति. ॥ १ ॥** ઇતિ.

ઇત્યાદિ તપાચારને વિષે જાણતાં અજાણતાં, રાગેદ્વેષે, રાત્રિદિવસ સંબંધી, દેશથી કે સર્વથી, અતિચારાદિ દોષ લાગ્યા હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

વીર્યાચારમાં લાગેલાં દોષોને આલોઉં છું.

**अणिगूहियबलविरियो, परक्कमइजो जहुत्तमाउत्तो;**
**जुंजइ अजहाथामं, नायव्वोवीरियायारो. ॥ १८७ ॥**

દશવૈ. અધ્ય. ૩ જાું.

વીર્યાચારનાં એ આઠ આચારો કહ્યાં. વીર્યાચારના ૩૬ ભેદ છે.

૧–જ્ઞાનાચારનાં ૮. ૨–દર્શનાચારનાં ૮. ૩–ચારિત્રાચારનાં ૮. ૪–તપાચારનાં ૧૨. એ બધાં મળીને ૩૬ ભેદમાં બલ, વીર્ય, પરાક્રમ–શક્તિ છતાં ગોપવે નહિ પણ પોતાની શક્તિ પ્રમાણે એ આચરે.

એ પ્રમાણે જ્ઞાનાદિ પાંચે આચારોમાંથી જે કોઇ જાણતાં અજાણતાં, મન વચન કાયાએ કરી દોષ સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતાને અનુમોદ્યું હોય, રાગે દ્વેષે કરી, દિવસરાત્રિ સંબંધી જે અતિક્રમાદિ દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

હવે ત્રેસઠ દુર્ધ્યાનમાંથી જે કોઇ ધ્યાન ધર્યું હોય તેની આલોચના:—

ઇચ્છામિણું ભંતે! ઉત્તમઠ્ઠંપડિક્કમામિ–૧ અઇયંપડિક્કમામિ તે અતિતકાલને પડિક્કમું. ૨ અણાગયંપડિક્કમામિ. તે આવતો કાલપડિક્કમું. ૩ વર્ત્તમાનકાલ પડિક્કમું. ૪ પોતાનું કીધેલું પાપ પડિક્કમું. ૫ બીજા પાસે કરાવેલું પાપ પડિક્કમું. ૬ પાપની અનુમોદના કરી હોય તે પડિક્કમું. ૭ મિથ્યાત્ત્વને પડિક્કમું. ૮ અસંયમને પડિક્કમું. ૯ કષાય. ૧૦ પાપપ્રયોગ. ૧ મિથ્યા દર્શન પરિણામને વિષે. ૨ આ લોકને વિષે. ૩ પરલોકને વિષે. ૪ સચિત્તને વિષે. ૫ અચિત્તને વિષે. ૬ પાચ ઈંદ્રિયોના વિષયને વિષે. જે ધ્યાન ધર્યું હોય તેનું મિથ્યા દુષ્કૃત હોજો.

૧ અજ્ઞાન ધ્યાન, ૨ અનાચાર ધ્યાન, ૩ કુદર્શન ધ્યાન, ૪ ક્રોધાદિચાર, ૮ મોહનું ધ્યાન. ૯ ઈચ્છા ધ્યાન. ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ મિથ્યા, ૧૩ મૂર્ચ્છા, ૧૪ શંકા, ૧૫ આકાંક્ષા, ૧૬ ગૃદ્ધિ, ૧૭ આશા, ૧૮ તૃષ્ણા, ૧૯ ક્ષુધા, ૨૦ પંથ, ૨૧ પ્રસ્થાન, ૨૨ નિંદ્રા, ૨૩ નિદાન, ૨૪ સ્નેહ, ૨૫ કામ, ૨૬ કલુષ, ૨૭ કલેશ, ૨૮ યુદ્ધ, ૨૯ નિયુદ્ધ, ૩૦ સંગ, ૩૧ સંગ્રહ, ૩૨ વ્યવહાર, ૩૩ ક્રયવિક્રય, ૩૪ અનર્થદંડ, ૩૫ આભોગ, ૩૬ અનાભોગ, ૩૭ રૂણાવિલ, ૩૮ વૈર, ૩૯ વિતર્ક, ૪૦ હિંસા,

૪૧ હાસ્ય, ૪૨ પ્રહાસ્ય, ૪૩ પ્રદ્વેષ, ૪૪ પરૂષ, ૪૫ ભય, ૪૬ રૂપ, ૪૭ આત્મપ્રશંસા, ૪૮ પરનિંદા, ૪૯ પરગર્હા, ૫૦ પરિગ્રહ ૫૧ પરપરિવાદ, ૫૨ પરદૂષણ, ૫૩ આરંભ, ૫૪ સંરંભ, ૫૫ પાપાનુમોદન, ૫૬ અધિકરણ, ૫૭ અસમાધિમરણ, ૫૮ કર્મોદય પ્રત્યય, ૫૯ ઋદ્ધિગારવ, ૬૦ રસગારવ, ૬૧ સાયા-ગારવ, ૬૨ અવેરમણ, ૬૩ અમુક્તિ મરણધ્યાન. પ્રસુત્તસ્સવા, જાગૃતસ્સવા, જો મે કોઈ દેવસિઓ, રાઈઓ. ઉત્તમટ્ઠે, અઈ-ક્કમો, વઈક્કમો, અઈયારો, તસ્સ મિચ્છામિ દુક્કડં.

ઉપરોક્ત ૬૩ દુર્ધ્યાન માહેલું કોઇ ધ્યાન ધર્યું હોય. સૂતાં, જાગતાં, દિવસ, રાત્રિ સંબંધી, તથા અતિક્રમાદિ કોઈ દોષ લાગ્યો હોય તો અનંતસિદ્ધ, કેવલી ભગવંત અને આત્માની સાક્ષિએ તે પાપ–દોષ મિથ્યા હોજો. ઈતિ દુર્ધ્યાન પૂર્ણમ.

## દશ પ્રકારની સમાચારી.

ગાથા:–

पढमा आवस्सिनाम, बिइआयनिसीहिआ;
आपुच्छणायतइआ, चउत्थी पडिपुच्छणा. ॥ १ ॥
पंचमी छंदणानामं, इच्छाकारोअ छट्ठओ;
सत्तमोमिच्छाकारोउ, तहकारोउ अट्ठमो. ॥ २ ॥
अब्भूट्ठाणंनवमं दसमाउव संपया;
असादसंगासाहूणं, समायारी पवइआ. ॥ ३ ॥

ઉત્તરા. અધ્ય. ૨૬ મું.

## બાર પ્રકારે સંભોગ.

ગાથા:—

[૧] उवहि, [૨] सुअ, [૩] भत्तपाणे, [૪] अंजलिपगाहे [૫] वायणा, [૬] णिकाओ;
[૭] अब्भूट्ठाणे, [૮] किइकम्मं, [૯] करणे, वेआवच्च करणेय. ॥ १ ॥

१० ११ १२
**समोसरणे सन्निसेज्जा, कहाणअ, निमंतणे;** પંચકલ્પે.

એ દશ પ્રકારની સમાચારી તથા બાર પ્રકારનાં સંભોગમાં જે કોઇ જાણુતાં અજાણુતાં દોષ લાગ્યો હોય તો મિથ્યા દુષ્કૃત હોજો.

એવી રીતે ગૃહસ્થપણું મૂકયા પછી અને ગુરૂ મહારાજ પાસેથી સંયમ (ચારિત્ર) લીધાં પછી પંચમહાવ્રતાદિ મૂલગુણુ કે ઉત્તરગુણુની વિરાધના કરવા સાથે અસંયમથી ૮૪ આશાતના તેમજ બાવન અનાચિરણુ તથા પાપશ્રમણુનાં કાર્યો કીધાં હોય, ઈત્યાદિ જે કોઈ દોષ જાણુતાં અજાણુતાં, દેશથી કે સર્વથી, રાગે દ્વેષે કરી, સૂતાં, જાગતાં, રાત્રિદિવસ સંબંધી, મન, વચન ને કાયાએ કરી અતિક્રમાદિ પાપ લાગ્યા હોય તો આલોવી, પડિક્કમી, નિંદી, નિ:શલ્ય થઇ, સમ્યક્ભાવે આરાધના કરી આયુષ્યને અંતે વિધિસહિત સંલેષણા કરી સમાધિભાવે પંડિત મરણે મરવું એ ઉચિત છે. અને તે વખતે મનને સ્થિર કરી શુભ ભાવના ભાવવી. ક્ષમાપના કરવી.

## શ્રમણ આલોચના આદર્શ અથવા લઘુ આલોચના.

૧ પાંચ મહાવ્રતોના ૨૫૨ ભાંગામાં. ૨ આઠ પ્રવચન માતાઓમાં, ૩ પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષયો અને ૨૫૨ વિકારોમાં, ૪ બાવન અનાચિરણોમાં, ૫ દશવિધ યતિધર્મોમાં, ૬ નવ પ્રકારની બ્રહ્મચર્યવાડોમાં, ૭ સત્તર પ્રકારનાં સંયમોમાં, ૮–૨૦ અસમાધિ દોષોમાં, ૯–૨૧ સબલા દોષોમાં, ૧૦ પિંડવિશુદ્ધિના ૪૨–૪૭ કે ૯૬ દોષોમાં, ૧૧ બાવીશ પરીષહો જીતવામાં, ૧૨ મહાવ્રતોની ૨૫ ભાવનાઓમાં, ૧૩–૨૫ મિથ્યાત્વ સેવવામાં, ૧૪ જ્ઞાનાદિ પાંચ આચારોમાં. ૧૫ કરણુ

સિતેરી ને ચરણ સિતેરીમાં, ૧૬ સાધુજીના ૨૭ ગુણોમાં, ૧૭–૮૪ પ્રકારની આશાતના કરવામાં, ૧૮ આઠ મદો સેવવામાં, ૧૯–૨૫ કષાયો સેવવામાં, ૨૦–૨૫ ક્રિયાઓ સેવવામાં, ૨૧–સાધુ સમાચારીના નિયમોનું ઉલંઘન કરવામાં, ૨૨–અઢાર પ્રકારના બ્રહ્મચર્યનાં ભેદોમાં, ૨૩–૬૩ પ્રકારના દુષ્ટ ધ્યાનોમાં, ૨૪અઢાર પાપસ્થાનકો સેવવામાં, ૨૫–સાધુધર્મથી વિપરીત વર્તવામાં.

આ અને આવાં બીજા અનેક દોષો જાણતાં અજાણતાં ત્રણ જોગે સેવ્યા હોય, સેવરાવ્યા હોય, સેવતાને અનુમોદ્યા હોય, તો અનંતસિદ્ધ, કેવળી ભગવંત, ગુરૂ મહારાજ અને આત્માની સાક્ષિએ મિથ્યા દુષ્કૃત હોજો.

## તદ્દન નાની આલોચના:-

આહાર, શરીર ને ઔપધી, પચ્ચકખું પાપ અઢાર;
મરણ આવે તો વોસિરૂં, જીવું તો આગાર. ॥૧॥

એમ ત્રણ પ્રકારની આલોયણામાંથી જે સમયે જે ઉચિત હોય તે સમયે તે આલોયણા લેવી–કરવી. પછી નીચે પ્રમાણે શુદ્ધ હૃદયથી પશ્ચાત્તાપપૂર્વક ક્ષમાપના કરવી. કારણ કે તે કરવાથી આત્મા પવિત્ર બને છે અને તેનો અંતરાત્મા પ્રભુ-ભક્તિમય બનવાથી સર્વ દુ:ખોનો અંત કરે છે. તેથી સ્વર્ગના કે અપવર્ગનાં સુખો અવશ્ય પામે છે.

## ક્ષમાપના.

હે પ્રભુ! અનંતકાળ થયા આ ભવાટવીમાં આખડતાં રખડતાં માંડ માંડ મનુષ્યનો ભવ મલેલ છે, તો આપના ધર્મથી મારા આત્માને ઉન્નત અવસ્થાએ પ્હોંચાડું એવી શક્તિ મને આપજે.

હે ત્રિલોકી નાથ! ત્રણુ જગતમાં આપના સિવાય કોઇ પણુ આધારભૂત-રક્ષણુ કરનાર નથી, તો હે વિશ્વેશ્વર! હું આપના શરણુમાં આવ્યો છું તો હવે મને ભૂલતા નહિં. આપના ચરણુનો ઉપાસક ગણી આપના પાસે રાખજો એજ મારી આપશ્રીના પ્રત્યે પ્રાર્થના છે.

હે ક્ષમાકર! મારા અનેક અપરાધો થયા હોય તે ક્ષમા કરજે અને ફરીને એવા અપરાધો ન થાય તેની હું ચિવટ-સંભાળ રાખીશ; છતાં પણુ અશુભ કર્મવશાત્-પ્રમાદ વશાત્ ભૂલી જાઉં તો તું સંભાળી આપજે. કારણુકે તારા વિના જગતમાં માતા, પિતા, ભાઈ, ભગિની, સ્ત્રી, પુત્ર, સગાં, સંબંધી, પરિવાર તેમજ જંગમ, સ્થાવર મિલકત વિગેરે તારા સિવાય મારો કોઈ આધાર નથી. તેઓ મને મારા સ્વરૂપની સમજણુ આપે એમ નથી. તેઓ તો ઉલટા મને સંસારમાં ડુબાડે છે. તે જ્યાં સુધી કર્મજનિત સંબંધ હશે ત્યાં સુધી જ ટકવાના, તે પણુ સ્વાર્થ પૂરતા જ. માટે હે ધર્મરાજ! મારો આત્મા તારામય બની જાય. તને જ જ્યાં ત્યાં દેખે, બહારની અન્ય વસ્તુમાં હું મારાપણું માની બેસી ન રહું એવી તું પ્રેરણુા કર્યા કરજે.

હે ત્રિલોચન! મારો આત્મા અનંતકાળથી અજ્ઞાનમાં આથડ્યા કરે છે. અને હમણું આપના દર્શનથી મારા આત્મામાં કાંઈક જ્યોતિ પ્રગટી છે તો તે પ્રકાશ બૂઝાઈ ન જાય એટલી આત્મશક્તિ પ્રેરજે. અને જ્યારે જ્યારે એ પ્રકાશ બૂઝવાનો વખત આવે ત્યારે ત્યારે થોડી પણુ પ્રેરણુા કરી મને જગવજે એ વિનતિ છે. મને આપનો દાસ જાણી આપના હૃદયમાં સ્થિર કરી રાખજે.



હે જિનેશ ! આજદિન પર્યંત સંસારમાં વિધવિધ નિમિત્તોથી ઉત્પન્ન થતાં રાગદ્વેષની પ્રેરણાથી મારો આત્મા પોતાની સ્મૃતિ ભૂલી બીજાની પંચાત કરતા અશુભ કર્મોનો ભંડાર ખૂબ ખૂબ ભરી રાખ્યો છે. અને તે ખજાનાથી અજ્ઞાનમાં રહ્યો થકો એક કીડાની માફક દુઃખ ભોગવતો પડી રહ્યો છું. તો હે દીનદયાળ ! હવે એ રાગદ્વેષની મારી ટેવને દૂર કરવાની શક્તિ અર્પી તેનાથી દૂર કરી આપના ચરણમાં સ્થાન આપશો.

હે વીર ! હું કર્મશત્રુઓથી દબાએલો એક સામાન્યમાં સામાન્ય કંગાળની માફક બની રહ્યો છું. મારામાં જો કે અનંત શક્તિ છે પણ હે મહાવીર ! આપની મદદ–કૃપા વિના એ શક્તિ કર્મશત્રુઓના સકંજામાંથી છોડાવી શકે એમ નથી. તો હે નાથ ! મારી એ પ્રાર્થના છે કે, તું મારા આત્મામાં એક જ્ઞાનની ચિનગારી પ્રગટાવી દે, કે જેથી મારો આત્મા દબાએલ છે તેનો બોજો ઓછો થાય–નાશ પામે એ પ્રાર્થના સ્વિકારજે.

હે તીર્થંકર ! હું આપના સંઘમાં સદૈવ સાચો સેવક તરીકે રહી શકું એવી મારી ભાવના છે. તો તે મારી આશા ફળીભૂત થાય એ પ્રમાણે તું મારા આત્મામાં જ્ઞાનનો સંચાર કરી અનેક સંકટો સહન કરવાની શક્તિ આપજે. જેથી હું આપના તીર્થમાં–સંઘમાંથી દૂર થઈ ન જાઉં. અર્થાત્ આપના સંઘમાં રહું એજ અરજ છે.

હે તારક ! આ અપાર દુઃખમય સંસારસમુદ્રમાં મારી નૌકા ડોલા ખાય છે. મને વિશ્વાસ નથી કે આપના શરણ–મદદ સિવાય તે મારી નૌકા સમુદ્રનો તીર જોઈ શકે ! તો હે ઉદ્ધારક ! મારી ડુબતી નૌકાને થોડું આલંબન આપી

સંસારસમુદ્રના તીર ભણી દોરાવ કે જેથી હું સંસારસમુદ્રને ઓળંગી ઇષ્ટ સ્થળ (શાશ્વત સ્થાન) પામી શકું.

હે અલૌકિક વિભૂતિ! આ દુનીયામાં જ્યાં જોઉં છું ત્યાં વિચિત્ર પ્રકારની મોહ ઉપજાવનારી વસ્તુઓજ દેખાય છે. અને તેમાં હું અનંત કાળથી મૂંઝાઇ ગયો છું. એથી મારી પોતાની મૂળ વસ્તુને ભૂલી જઇ બાહ્ય–પરવસ્તુને ગ્રહણ કરવા દોડાદોડી કરી રહ્યો છું. તો હે શ્રેષ્ઠ વિભૂતિ! મારી ભ્રમણા હંમેશના માટે દૂર કરી સાચી સમજ આપ કે જે મારી મૂળ વસ્તુનો ભોગી બની આપના ચરણમાં હમેશાં રહી શકું, એટલી મારી વિનતિ ધ્યાનમાં લેશો એજ ઇચ્છા.

હે દીનબંધુ! આ એક ગરીબમાં ગરીબ તારા દાસ ઉપર જરા કૃપાદ્રષ્ટિ ફેંક! કે જેથી અનંતકાળની મારી ગરીબાઈનો નાશ થાય, અને અખૂટ પૂંજી મળી શકે, કે જે પૂંજી એક વખત મળવાથી જન્મ–મૃત્યુનાં દુઃખોનો નાશ થઇ શાશ્વત સુખમાં રહી શકું. અથવા કોઇ વખત સ્વપ્નાંતરે પણ ગરીબાઇ સ્પર્શી શકે નહિં.

હે નાથ! આ અપાર દુઃખમય ચઉગતિરૂપ સંસાર-અટવીમાં નાના પ્રકારના ભવો કરી કરી થાકયો છતાં પણ એ અટવીનો પાર પામ્યો નથી. એક રાંક–અનાથના જેમ અનેક પ્રકારના દુઃખો ભોગવી રહ્યો છું. તો હે પ્રભુ! હવે એ દુઃખોમાંથી તું છોડાવ! તારા સિવાય કોઇ આધાર નથી.

હે અરિહંત! હું કર્મરૂપ વૈરીના વશ્યે પડયો. અનેક પ્રકારની જીવહિંસા કરી, જૂઠું બોલ્યો, ચોરીઓ કરી, પરદારાગમનમાં મસ્ત થયો, તેમજ અનંત તૃષ્ણાને આધિન થયો.

થકો પરિગ્રહનો સંચય કરવા માટે આરંભ, સમારંભાદિ મહાન્ પાપકારી કાર્યો કર્યા, કરાવ્યાં, અને બીજાને એ કાર્ય કરતાં રૂડું જાણ્યું. અને જીભની લાલચ વડે પેયાપેય, ખાદ્યાખાદ્ય, વિગેરેના અજ્ઞાનથી રાત્રિ-ભોજન વિગેરે પણ કરેલ છે, જેમાં ઘણાં દૂષણો લાગ્યા છતાં પણ હું ચેત્યો નહિં. વલી વ્રતાદિ (નિયમ) લઇને ભાંગી નાંખ્યા. તેમજ ક્રોધાદિ ષટ્ વૈરીઓથી ઘેરાયો. અનેક પ્રકારનાં બાહ્ય અને આભ્યંતર દુશ્મનો ઉભા કર્યા; તેની સાથે જગડયો અને અઢાર પાપસ્થાનકોનો કર્ત્તા હું પોતે બની મારા ગુણરૂપ રત્નો હાથે કરી ગુમાવી બેઠો. હે પ્રભુ! એટલુંજ નહિ પણ મારી માનતા-પૂજા-સત્કાર વધારવા માટે અનેક જાતનાં બાહ્યાડંબરો કીધાં, લોકોને ઠગ્યા, તેથી મારી મૂળ વસ્તુ નાશ પામી; તો હવે એ વસ્તુ મેળવવા માટે હે નાથ! તું મને મદદગાર થા, અને મારા અંતર-શત્રુઓનો નાશ કરાવ.

હે ક્ષમાસાગર! તારી અમીદ્રષ્ટિ સિવાય મારો ઉદ્ધાર થઇ શકે એમ નથી. કારણ હું વિવેક-ચક્ષુવિહિન બન્યો છું. મારી મતિ-બુદ્ધિ ઠેકાણે નથી. અરે મારા પોતાપણાનું પણ મને ભાન નથી. હું તો રાત્રિ-દિવસ મારો પોતાનો જ અહિત-વિનાશ કરી રહ્યો છું. અને તેથીજ અનેક વિડંબનાઓ ભોગવી રહ્યો છું. તો હે ત્રિલોકીનાથ! હું અશરણ-અસહાયક રહ્યો છું. તો હે નાથ! તું ઉદ્ધારક બની મારો ઉદ્ધાર કરી મને સનાથ બનાવ.

હે શરણ્ય! તારા આધાર વિના કોઇ પણ પ્રાણી પોતાનો કે પરનો ઉપકાર કરી શકતો નથી, એવી ખબર

મને હમણાં પડી છે એટલે હવે બીજી મોહજાળ મૂકી, બીજાનું શરણુ છોડીને તારેજ શરણે આવ્યો છું તો હે શંકર! મને કર્મોના સંકટો–દુ:ખોમાંથી છોડાવી તારા શરણે રાખજે એમ હું ફરી ફરીને પ્રાર્થના કરૂં છું.

હે સ્વયંભૂ! તું તારી અપાર શક્તિવડે અનંત જ્ઞાન-દર્શનાદિ મૂળ વસ્તુઓને મેળવી કૃતકૃત્ય થયો છે, તો હે સિદ્ધ! એજ મારી વસ્તુ મારા આત્મામાં રહેલ છે પરંતુ તે વસ્તુઓને હું ભૂલી ગયો છું–તદ્દન વિસારી મૂકી છે તે એટલા સુધી કે તે વસ્તુ જાણે મારામાં છેજ નહિ. પણ હવે જ્યારે કાંઇક તારી કૃપાદ્રષ્ટિ થઈ છે ત્યારે એમ સમજાયું છે કે–એ વસ્તુ તો મારા પાસે પણ છે, પરંતુ તે ક્યાં છે? અને કેવી રીતે પ્રગટ થાય? એ માર્ગજ હાથ નથી આવતો. પરંતુ એના બદલે તે વસ્તુઓનો વિયોગ થાય, વધારે દૂર થાય એ માર્ગ જ્યાં ત્યાં દેખાય છે, તેથી હું હવે અકળાયો છું, મૂંઝાયો છું. તો હે પરબ્રહ્મ! મને બ્રહ્મજ્ઞાન આપી મારી મૂળ વસ્તુ મને મળી શકે એ રસ્તો સૂઝાડી તે માર્ગે–સરળ રસ્તે દોરવીજા. અને તેમાં આવતાં વિઘ્નો તું સાથે રહી દૂર કરજે એટલી મારી તારા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

હે નિષ્પાપ! હું અઢાર પાપ સ્થાનકાદિનાં પૂંજ નીચે દટાઇ ગયો છું, ગુંગળાઈ ગયો છું. કોઇ સ્થાને બહાર નીકળવાનો માર્ગજ મળતો નથી તેથી વધારે મૂંઝાયો છું. અને જો નીકળીને ચારે દિશાએ જોઉં છું તો બહાર પણ એજ રીતે કે બીજી રીતે એજ જોવામાં આવે છે. ગૃહસ્થોમાં તેમ ત્યાગી વર્ગમાં પણ સીધી કે આડકતરી રીતે એનીજ સત્તા,

એનુંજ રાજ્ય, અને એનીજ પ્રબળતા જોવામાં આવે છે. તો હે નિષ્કર્મી ! હવે હું ક્યાં જાઉં ? કોને શરણે જાઉં ? શું કરૂં ? એ મુજને સૂઝતું નથી. કારણ કે અનંત ભવોમાં જુદા જુદા લેબાશ-વેશને ધારણ કીધાં. અનેક જાતની બાહ્ય (અંધ) ક્રિયાઓ કીધી, છતાં પણ મારી તો એજ સ્થિતિ છે. તો હવે તું, મને તેની સમજ આપી સિદ્ધિને માર્ગે લઈ જા. મને પણ સાચો નિષ્કર્મી (કર્મમૂક્ત) બનાવ એવી વિનતિ છે.

હે અજ ! વધારે શું કહું ? જેમ તું જન્મ, મૃત્યુ રહિત થયો તેમ મને પણ જન્મ અને મૃત્યુના મ્હોંમાંથી બચાવ. અથવા સર્વ કર્મોનો નાશ થઇ શકે અને સિદ્ધિપદ-શિવ-પદને મેળવી શકું એવી શક્તિ ને જ્ઞાન આપ. હે અખંડા-નંદ વિભુ! તેમાં તને ફરીને મારા માટે કાંઈ પુનર્જન્મ લેવો નહિ પડે. તું તો ત્યાં રહ્યો થકોજ પ્રેરણા કરજે એટલે બસ. એટલી મારી ભાવના-આશા ફળીભૂત થાય એજ ઈચ્છા.

હે અનંત જ્ઞાની ! તારા જ્ઞાનમાંથી એક અંશ-અનંતમો ભાગ આપી મને તારા ખરા સ્વરૂપની ઓળખ આપ; કે જેથી હું પણ એ સ્વરૂપને ઓળખી તે સ્વરૂપમય બની જાઉં. અથવા મને પણ એજ જ્ઞાન પેદા થાય ફક્ત એટલીજ અરજ છે. અને થોડું જ્ઞાન આપવાથી તારા ખજાનામાંથી કાંઈ પણ ઓછું નહિ થાય.

હે સખા ! આપણો અનંતકાળનો મિત્રપણાનો ધર્મ સંભાળી આ વખતે જ્યારે હું, મને દુઃખમાંથી કહાડવાને મથી રહ્યો છું, ત્યારે તું જરા મને તારા પવિત્ર હસ્તનું

આલંબન આપી, જે હું ગળા સુધી ડુબી રહ્યો છું તેનો ઉદ્ધાર કર. કારણ કે જે મારૂં મસ્તક જરા ઉંચે આવ્યું છે તે પણ તારા આધાર વિના પાછું ડુબી જશે તો મારૂં મૃત્યુ થશે. માટે હે પ્રેમી! તારી પ્રેમમય દ્રષ્ટિથી મને જો! અને તરત–વિલંબ સિવાય મારી સંભાળ કરવા દોડ, જલદી દોડ, હું હવે ડુબવાની અણી ઉપર છું. હે મિત્ર! જો તું નહિ આવે, જરા પણ વિલંબ કરીશ તો મારી બધી હિંમત, મહેનતની સાથે સદાના માટે જળસ્થાયી થઈ જશે! પછી તો તારો પ્રયાસ વ્યર્થ જશે. મિત્રધર્મને ધક્કો લાગશે. શું કહું? હે જ્ઞાનજનક! મને મારી અસલ સ્થિતિની માહિતી નથી. એટલે હવે કરગરીને કહું છું કે–મને બચાવવો હોય કે ડુબાડવો હોય તે તારા હાથમાં છે. તારાથી પર બીજો કોઇ નથી કે જેને હું પ્રાર્થી શકું!!!

હે તાત! આ કરૂણામય (પ્રશસ્ત) વિલાપાત કરી અનેકવિધ યાચના કરવા છતાં પણ જો નહિ સાંભળે–જો ખ્યાલ નહિં આપે તો આ તારો બાલક કઇ સ્થિતિએ પહોંચશે તેની મને જરા પણ ખબર પડતી નથી. અને જગતમાં જે તારી પિતાપણાની ફરજ છે તે ફરજ જો નહિ બજાવે તો નિંદા તારી થશે. મને તો દુઃખ થવાનું હશે તો થશે, પણ પિતા તરીકેનો તારો હક માર્યો હશે. માટે હજુ પણ પાલવ પાથરી તારા ચરણમાં મારૂં સર્વસ્વ અર્પણ કરીને પ્રાર્થું છું કે–જનક! હજુ બાજી–લગામ જ્યાં સુધી હાથમાં છે ત્યાં સુધીમાં મારો ઉદ્ધાર કર.

હે અનંત! હવે શા માટે વખત લગાડો છો? કોની

રાહ જુઓ છો ? હવે તો મારો અંત નજીકમાં છે. હાથમાંથી રાસડી છૂટી તો અંધારા કૂપમાં પડયા સિવાય બીજો ઉપાય જ નથી. ખરેખર ! હું તારી ભક્તિથી અને તારા માર્ગથી વંચાએલો છું એમ મને લાગે છે. હે અલક્ષ્ય ! એમાં તારી કસુર નથી. હુંજ એવી માટીથી ઘડાયેલ છું કે, આટલી પ્રાર્થના–આજીજી કરવા છતાં જરા પણ રહેમ દ્રષ્ટિ કરવા જેટલી ફુરસદ તમને મલતી નથી. કયાંથી મળે ! હે વિશ્વંભર ! એમાં મારીજ ખામી છે–મારામાંજ ઉણપ છે. હે તાત ! તને જોવા માટે મ્હેં ખાલી બહારનોજ ઉપયોગ કરેલ પણ આંતરદ્દષ્ટિનો નહિ. બાહ્યદ્દષ્ટિથી તારૂં સાચું સ્વરૂપ કયાંથી જોઈ શકાય ? એટલી શક્તિ બાહ્યદ્રષ્ટિ–ચર્મચક્ષુની કયાંથી હોય ? એજ મારી બ્રમણાથી આટલો વખત રખડયો–રખડી રહ્યો છું.

હે માત ! તુંજ માતાની પેઠે વાત્સલ્યવંત છો–ઉદ્ધારક છો, તારક છો, અને છેવટ મારી ( માતાની પેઠે ) રક્ષા કરી અખંડ ધામમાં લઈ જનાર પણ તુંજ છો. જેમ માતા પોતાના બાલકને પોતાના ઉત્સંગમાં રાખી લાલન, પાલન કરી વૃદ્ધિ પમાડે છે તેમ તું પણ મને તારા ભાવ–દયારૂપ ખોળામાં બેસાડી મારા જ્ઞાનાત્મને લાલન, પાલન વડે વૃદ્ધિ પમાડી આત્મદ્રષ્ટિ તરફ વાળેલ છે, એ શું તારૂં વાત્સલ્ય થોડું છે ? સાચેસાચ આ સમજ અનંત ભવ પહેલાં જો પડી હતે તો આટલો વખત તારાથી દૂર રહી દુઃખરૂપી ગર્તામાં પડયો રહેત નહિ. હવે પણ હે ક્ષેત્રાધીશ ! મારી અંતિમ એજ પ્રાર્થના છે કે અપૂર્વ વસ્તુ જે સાંપડેલ છે તેનો વિપ્રયોગ ન થાય. અર્થાત્ તારા દર્શનથી, ધર્મથી કે માર્ગથી ચલિત–વંચિત ન થાઉં એજ અંતરની અંતિમ પ્રાર્થના છે.

હે જ્યોતિ સ્વરૂપ! હવેજ મને ખબર પડી કે તું અરૂપી છે. મારી ચારે બાજુએ તુંજ છે. ઉંચે અને નીચે પણ તુંજ છે. જ્યાં જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાં તારા સિવાય કોઈ પણ જોવામાં આવતોજ નથી. અહો! જ્ઞાનદ્રષ્ટિમાં કેટલો અપૂર્વ આનંદ! અપૂર્વ લહેર! હે કૃપાળુ! સાચેજ તારી અમૃતમય દ્રષ્ટિ જેના ઉપર ન હોય તેજ સંસારાટવીમાં ભટકે છે. પણ તારી અલ્પ કૃપાથી અંતરનો અંધકાર નાશ પામે છે. અને તારા અવિનાશી, અખંડ, અનંત જ્યોતિર્મય સ્વરૂપની ઝાંખી થાય છે. તારા સાચા સ્વરૂપની ઓળખાણ–પીછાન થવા સાથે આત્મસ્વરૂપની પણ ઓળખાણ થાય છે. અને ત્યારેજ હે વિશ્વનાથ! વિશ્વ રચનાની માહિતી મળે છે, અને તેમાં રહેલી દુ:ખાદિ વસ્તુઓની સમજ પડે છે.

હે દયાળુ! ખરે! તારી દયાનો અંતજ નથી. પણ તે દયાનો મેંજ ગેરઉપયોગ કરી અવળે પંથે વળ્યો. અને તેથીજ અનંત દુ:ખને આપનાર વિવિધ પ્રકારનાં દુષ્ટ કર્મોની ફાંસીમાં ફસાયો. એ હવે તારી સત્ય દયાનો કાંઇક ખ્યાલ આવવાથી જે આનંદ થાય છે તે અવર્ણનીય છે–અકથનીય છે. હે પ્રભુ! હે નાથ! હમણાની આ મારી ભાવનાઓ અખંડ રહે–નાશ ન પામે એવી શક્તિ તું પૂર્યા કરજે એ મારી અંતિમ પ્રાર્થના છે. વધારે શું કહું? મારી આશા પૂર્ણ કરજે.

હે નિ:સ્વાર્થ બંધુ! હું મારા સ્વાર્થમાં અંધ બની બીજાઓને અનેક જાતનાં દુ:ખો આપવામાં, પાછી પાની કરી નથી. જ્યાં સંપ હોય ત્યાં કુસંપ કરાવ્યા. મારા

ગુન્હાઓ બીજાઓ ઉપર આરોપ્યા. શ્રી સંઘ (સમુદાય)માં કુસંપના બી વાવી તારા ધર્મવૃક્ષનાં મૂળમાં કારી ઘા કરી મનમાં ફૂલાયો. શ્રી સંઘને ઊંધું-ચિતું સમજાવી નિર્દોષોને દંડાવ્યા-સંતાપ્યા. વળી પાંચ ઇંદ્રિયનાં વિષયોમાં ગૃદ્ધ બની તે વિષયોને પોષવા માટે અનેક જાતનાં કાવત્રાઓ રચ્યાં. તારા લેબાશ (સાધુના વેશમાં) નીચે, અરે તારા નામથી ને તારા ધર્મના ઓઠા નીચે પાપલીલાઓ ખેલી. ઘણાને ભ્રષ્ટ બનાવ્યા. પોતાના સત્ય ધર્મથી વંચી અવળે માર્ગે ચડાવ્યા. ઉપરથી સાધુ (સારો માણસ) બની અંદર અંધાધુંધી ચલાવી. વળી સત્તાના મદમાં ભાનભૂલી-છાકટો બની લાગવગ લગાડી ન્યાયોના અન્યાયો કર્યા. સાચાઓને ખોટા પાડી મનમાં ફુલાયો. હે પ્રભુ! હે કૃપાળુ! હે દીનબંધુ! વધારે શું કહું? મ્હેં એવાં દુષ્ટ કર્માચરણો કીધાં છે તે ક્હેતાં પણ લજ્જા આવે. અને તે કર્મો વડેજ મારી આ કફોડી સ્થિતિ થઈ છે. અને તે કર્મોથી દુર્ગતિ સિવાય બીજી ગતિ પણ થશે નહિં. હે ૐકારાકૃતિ! હે પ્રાણારૂઢ! હે સર્વજ્ઞવિભુ! આ મારાં દુષ્ટ કર્મોનો જ્યારે હું વિચાર કરૂં છું, ત્યારે મારૂં હૃદય કંપે છે, થરથર ધ્રૂજે છે, પણ હવે શું થાય? બાજી હાથમાંથી ગઇ છે. લગામ છુટી ગઇ છે. હવે તો તારોજ એક આધાર છે. હે શિવ! તારા સિવાય મારા કલ્યાણનો માર્ગજ નથી. માટે હવે તું સર્વ દુઃખોમાંથી છોડાવવાનો માર્ગ બતાવી મારો ઉદ્ધાર કર.

હે ભૂતેશ! હે કરૂણાળુ! મારા ગુન્હાઓ-અવગુણો તરફ ન જોતાં મને ગર્ત્તામાં-નરકમાં પડતો બચાવવા મારો

હાથ પકડ. હે ભગવાન ! હવે શું કહું ? મારી મતિ કુંઠિત થઈ ગઈ છે. દુષ્ટ કર્મોનાં જબ્બર હલ્લાથી હું ગભરાઈ ગયો છું. મારાં દુષ્ટ આચરણો મને પીડી રહ્યાં છે—સંતાપી રહ્યા છે. હે સંતાપ નિવારક પ્રભુ ! હવે તું જ જલદી મારી વારે ચડ. હે પર પ્રાણુ ! હે શ્રીકર ! હે પ્રભુ ! હું મારૂં કંઈક ને કંઇક અહિત—અવળું કરી ન બેસું તે પહેલાં મને સીધે માર્ગે દોરી જા. તારી સમીપમાં ખેંચી લે. હવે મારાથી વધારે કંઇ કહી શકાય એમ નથી. કારણુ કે હ્રદય ભરાઈ આવ્યું છે (ગભરામણુથી), કંઠ રૂંધાઈ ગયો છે, જીહ્વા તાળવે ચોંટી ગઈ છે, છેલ્લા શ્વાસોશ્વાસ ચાલે છે. હે મહાવીર ! છેલ્લે છેલ્લે એજ પ્રાર્થના, એજ આજીજી ને એજ વિનતિ છે કે, આ શરીરને છોડતાં સુધી તારૂંજ ધ્યાન રહે. તારાજ નામનું રટણુ રહે. એજ. ૐ મહાવીરઃ વીરઃ વીરઃ વીરઃ ૐવીરઃ વીરઃ વીરઃ ૐ.

આવી રીતે પશ્ચાત્તાપપૂર્વક ઉચ્ચ ભાવનાનું પુનઃ પુનઃ સ્મરણુ કરવું. બીજી દિશામાં ધ્યાન ન જાય. માટે મનમાં આ વાકયોનો ઉચ્ચાર કરવો અને ધીમે ધીમે (બીજી ઉપાધિ છોડી) તન્મય બની જવું. "ધુન જગાવી દેવી" અને એ સિવાયની કોઇ પણુ ઉચ્ચ ભાવનાવાળી વસ્તુ હોય, જેમાં પોતાનો અંતરાત્મા રમણુ કરી શકે તે ભાવના મનથી ભાવવી. જો વધારે દુઃખમય અવસ્થા હોય તો આગળ જે થઈ ગએલા મહાન પુરૂષોનું મનમાં સ્મરણુ કરી પોતાના મનને સ્થિર કરી ધર્મ ધ્યાન ધ્યાવવું. પાંચ કે બાર ભાવના અથવા રત્નાકર પચીશી કે એવી બીજી કોઈપણુ ચિંતવના

કરવી. જેથી સમાધિ રહી શકે એવાં ઉપાયો યોજવાં. વિશેષેણ કિમ્.

ઇતિશ્રી શ્રમણઆલોયણા પૂર્ણમ્

---

સ્વર્ગીય શ્રીમદુપાધ્યાય શ્રી જ્ઞાનેંદુ સ્વામી, તચ્છિષ્ય શ્રીમદ્ પંડિત પ્રવર શ્રી સૂર્યમલ્લજીત્ સ્વામી, તચ્છિષ્ય વસવની ગોત્રીય, યદુવંશીય, ગાલા શાખાયાં સમુત્પન્નઃ, યુવાચાર્ય શ્રી વિનયેંદુ સ્વામી, તચ્છિષ્ય પદ્મગોત્રીય, સોલંકી વંશીય, વીસરીયા શાખાયાં સમુત્પન્નો બાલોમુનિઃ કૃપાચંદ્રેણ મિદં "શ્રમણ આલોચના" સપ્તાંકાંક વ્યોમ સંવત્સરે ગોકુલાષ્ટમ્યાં કચ્છ પત્રીગ્રામે પૂર્ણમ્ કૃતમ્.

અર્પણતા:—

સિંહ વિક્રીડિતવૃત્તં

જે કૃતિ કીધી નવીન પ્રથમ મ્હેં ને હવે કરીશ જે,
સકલ અર્પું હું તુજ ચરણમાં તે સર્વ સ્વીકારજે!
સઘળાં તાપ સંતાપને દૂર કરી, શ્રી જ્ઞાનરવીશ્વરા;
દે મતિ શુભ તું કૃપાચંદને, પ્રાર્થના મુનીશ્વરા! ૧



# श्री अमितगतिसूरिविरचित प्रार्थना पंचविंशतिः

सत्वेषुमैत्रींगुणिषुप्रमोदं, क्लिष्टेषुजीवेषुकृपापरत्वम्; माध्यस्थभावं विपरीतवृत्तौ, सदाममात्मा विदधातुदेव ॥ १ ॥ शरीरतः कर्तुमनन्तशक्तिं, विभिन्नमात्मानमपास्तदोषम्; जिनेन्द्रकोषादिवखङ्गयष्टिं, तवप्रसादेनममास्तुशक्तिः ॥ २ ॥ दुःखेसुखेवैरिणिबन्धुवर्गे, योगेवियोगेभवनेवनेवा; निराकृताऽशेषममत्वबुद्धेः, समंमनोमेस्तुसदापिनाथ ॥३॥ यः स्मर्यतेसर्वमुनीन्द्रवृन्दै, यः स्तूयतेसर्वनरामरेन्द्रैः; योगीयते वेदपुराणशास्त्रैः; सदेवदेवोहृदयेममास्ताम् ॥ ४ ॥ योदर्शन ज्ञान सुखस्वभावः, समस्तसंसार विकारबाह्यः, समाधिगम्यः परमात्मसंज्ञः, सदेवदेवो०॥ ५ ॥ निषूदतेयोभवदुःखजालम्, निरीक्षतेयोजगदन्तरालम् योऽन्तर्गतोयोगिनिरीक्षणीयः, सदेवदेवो० ॥ ६ ॥ विमुक्तिमार्ग प्रतिपादकोयो, योजन्ममृत्युव्यसनाद्व्यतीतः, त्रिलोकलोकीविकलोऽकलङ्कः, सदेव० ॥ ७ ॥ क्रोडीकृताशेषशरीरिवर्गाः, रागादयोयस्यनसन्ति दोषाः, निरिन्द्रयोज्ञानमयोऽनपायः, सदेव० ॥८॥ योव्यापकोविश्वजनीनवृत्तिः, सिद्धोविबुद्धोधुतकर्मबन्धः; ध्यातोधुनीतेसकलंविकारं, सदेव० ॥ ९ ॥ न स्पृश्यतेकर्मकलङ्कदोषैः, योध्वान्त संघैरिवतिग्मरश्मिः, निरञ्जनंनित्यमनेकमेकं, तं देवमाप्तंशरणंप्रपद्ये ॥ १० ॥ विभासतेयत्रमरीचिमाली, न्यविद्यमानेभुवनावभासी; स्वात्मस्थितंबोधमयप्रकाशं, तंदेवमाप्तं ॥ ११ ॥ विलोक्यमानेसतियत्रविश्वं, विलोक्यतेस्पष्टमिदंविविक्तम्; शुद्धंशिवंशान्तमनाद्यनन्तं, तंदेव० ॥१२॥ येनक्षतामन्मथमानमूर्च्छा, विषादनिद्राभयशोकचिन्ताः, क्षयोऽनलेनेवतरुप्रपंञ्च, स्तंदेव० ॥ १३ ॥ ( प्रभु समीपे "प्रतिक्रमण" स्वात्मचिन्तवन ) विनिन्दना-

लोचनगर्हणैरहं, मनोवचः कायकषायनिर्मितम्; निहन्मिपापंभवदुःखकारणं, भिषग्विषंमंत्रगुणैरिवाखिलं ॥ १४ ॥ अतिक्रमंयंविमतेर्व्यतिक्रमं, जिनातिचारंसुचरित्रकर्मणः, व्यधामनाचारमपिप्रमादतः, प्रतिक्रमंतस्यकरोमिशुद्धये ॥१५॥ नसंस्तरोऽश्मानतृणंनमेदिनी, विधानतोनोफलकोविनिर्मितः; यतोनिरस्ताक्ष कषायविद्विषः, सुधीभिरात्मैवसुनिर्मलोमतः ॥ १६ ॥ नसंस्तरोभद्रसमाधिसाधनं, नलोकपूजानचसंघमेलनम्, यतस्ततोऽध्यात्मरतोभवानिशं, विमुच्यसर्वामपिबाह्यवासनाम् ॥ १७ ॥ न सन्ति बाह्याममकेचनार्थाः, भवामितेषांनकदाचनाहम्, इत्थं विनिश्चित्यविमुच्यबाह्यं, स्वस्थः सदात्वंभवभद्रमुक्त्यै ॥ १८ ॥ आत्मानमात्मन्यविलोक्यमान—स्त्वंदर्शनज्ञानमयोविशुद्धः, एकाग्रचित्तःखलुयत्रतत्र, स्थितोपिसाधुर्लभतेसमाधिम् ॥ १९ ॥ एकः सदाशाश्वतिकोममात्मा, विनिर्मलः साधिगमस्वभावः; बहिर्भवाः सन्त्यपरेसमस्ताः, नशाश्वताः कर्मभवाः स्वकीयाः ॥ २० ॥ यस्यास्तिनैक्यंवपुषापिसार्द्धं, तस्यास्तिकिंपुत्रकलत्रमित्रैः, पृथक्कृतेचर्मणिरोमकूपाः, कुतोतिष्ठन्तिशरीरमध्ये ॥ २१ ॥ संयोगतोदुःखमनेकभेदं, यतोऽश्नुतेजन्मवनेशरीरी, ततस्त्रिधासौपरिवर्जनीयो, यियासुनानिर्वृत्तिमात्मनीनाम् ॥२२॥ सर्वंनिराकृत्यविकल्पजालं, संसारकान्तारनिपातहेतुम्; विविक्तमात्मानमवेक्ष्यमानो, निलीयसेत्वंपरमात्मतत्त्वे ॥ २३ ॥ स्वयंकृतंकर्मयदात्मनापुरा, फलंतदीयंलभतेशुभाशुभम्; परेणदत्तंयदिलभ्यतेस्फुटं, स्वयंकृतंकर्मनिरर्थकंतदा ॥ १४ ॥ विमुक्तिमार्गप्रतिकूलवर्तिना, मयाकषायाक्षवशेनदुर्धिया, चारित्रशुद्धेर्यदकारिलोपनं, तदस्तुमिथ्याममदुष्कृतंप्रभो ! ॥ २५ ॥

---

# श्री परमानंद पचवोसो

१

परमानंद संयुक्तं, निर्विकारं निरामयं; ध्यानहीनानपश्यन्ति, निज-देहेव्यवस्थितं ॥ १ ॥ अनंत सुख संपन्नं, ज्ञानामृतपयोधरं, अनंतवीर्य-संपन्नं, दर्शनंपरमात्मनः ॥ २ ॥ निर्विकारं निराधारं, सर्वसंग विवर्जितं, परमानन्दसंपन्नं, शुद्धचैतन्यलक्षणं ॥३॥ उत्तमाध्यात्मचिंताचमोहचिन्ताच-मध्यमा, अधमाकामचिन्ताच, परचिन्ताधमाधमा ॥४॥ निर्विकल्पंसमुत्पन्नं, ज्ञानमेव सुधारसं, विवेकमंजलिंकृत्वा, तंपिबन्तितपस्विनः ॥ ५ ॥ सदा-नंदमयंजीवं, योजानातिसपंडितः ससेवतेनिजात्मानं, परमानंदकारणं ॥६॥ नलिन्यांचयथानिरं, भिन्नंतिष्ठतिसर्वदा, अयमात्मास्वभावेन, देहेतिष्ठति सर्वदा ॥ ७ ॥ द्रव्यकर्मविनिर्मुक्तं, भावकर्मविवर्जितं, नोकर्मरहितंविद्धि, निश्चयेनचिदात्मनः ॥ ८ ॥ अनंत ब्रह्मणोरूपं, निजदेहेव्यवस्थितं, ज्ञान-हिना न पश्यन्ति, जात्यंधाइवभास्करं ॥९॥ तद्ध्यानंक्रियतेभव्यैर्येनकर्म-विलीयते, तत्क्षणंदश्यतेशुद्धं, चित्चमत्कारलक्षणं ॥ १० ॥ येधर्मशीलामुनयः प्रधाना, स्तेदुःखहीनानियतंभवन्ति, संप्राप्यशोघ्रंपरमात्मतत्त्वं, व्रजन्तिमोक्षं क्षणमेकमध्ये ॥ ११ ॥ आनंदरूपंपरमात्मतत्त्वं, समस्तसंकल्पविकल्पमुक्तं, स्वभावलीनानिवसन्तिनित्यं, जानातियोगीस्वयमेवतत्त्वं ॥ १२ ॥ चिदा-नन्दमयंशुद्धं, निराकारंनिरामयं, अनंतसुखसंपन्नं, सर्वसंगविवर्जितं ॥१३॥ लोकमात्रप्रमाणोहि, निश्चयेनहिसंशयः, व्यवहारोदेहमात्रे, कथयन्तिमुनीश्वराः ॥१४॥ यत्क्षणंदश्यतेशुद्धं, तत्क्षणंगतविभ्रमः, स्वस्थचितंस्थिरीभूतं, निर्विक-ल्पंसमाधिना ॥१५॥ सएवपरमंब्रह्म, सएवजिनपुंगवः, स एव परमं तत्त्वं, सएवपरमोगुरुः, ॥१६॥ सएवपरमंज्योतिः, सएवपरमंतपः सएवपरमंध्या-

नम्, सएवपरमात्मकं ॥१७॥ सएवसर्वकल्याणं, सएवसुखभाजनं, सएव-
शुद्धचिद्रुपं, सएवपरमंशिवं ॥ १८ ॥ सएवज्ञानरूपोहि, सएवात्मानचापरः,
सएवपरमाशान्तिः, सएवभवतारकः ॥ १९ ॥ सएवपरमानन्दः सएव-
सुखदायकः, सएवघनचैतन्यं, सएवगुणमागरः ॥ २० ॥ परमाह्लाद-
संपन्नं, रागद्वेषविवर्जितं, सोहंतुदेहमध्येस्थो, योजानातिसपंडितः ॥२१॥
आकाररहितंशुद्धं, स्वस्वरूपेव्यवस्थितं, सिद्धमष्टगुणोपेतं, निर्विकारंनिरंजनं
॥ २२ ॥ तत्समंतुनिजात्मानं, योजानातिसपंडितः, सहजानंदचैतन्यं,
प्रकाशयतिमहीयसे ॥ २३ ॥ पाषाणेषुयथाहेमः, दुग्धमध्येयथाघृतं,
तिलमध्येयथातैलं, देहमध्येतथाशिवः ॥ २४ ॥ काष्ठ मध्ये यथावन्हिः,
शक्तिरूपेणतिष्ठति, अयमात्माशरीरेषु, योजानातिसपंडितः ॥ २५ ॥

## स्वात्मचिन्तवन

विरमविरमसंगान्मुञ्चमुञ्चप्रपंचं, बिसृजविसृजमोहं विद्धिविद्धि स्वतत्त्वम्;
कलयकलयवृत्तंपश्यपश्यस्वरूपं, कुरुकुरुपुरुषार्थंनिर्वृतानंदहेतो ॥ १ ॥
अतुलसुखनिधानंज्ञानविज्ञानबीजं, विलयगतकलङ्कं शान्तविश्वप्रचारं;
गलितसकलशङ्कंविश्वरूपंविशालं, भजविगतविकारंस्वात्मनात्मानमेव ॥ २ ॥
यदिविषयपिशाचीनिर्गतादेहगेहात्, सपदियदिविशीर्णोमोहनिद्रातिरेकः,
यदियुवतिकरङ्केनिर्ममत्वंप्रपन्नो; झटितिननुविधेहिब्रह्मवीथीविहारम् ॥३॥

इति पूर्णम्

સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા મણકો ૧૬ મો

# સ્વ. ઉપાધ્યાય મહારાજશ્રી જ્ઞાનચંદ્રજીસ્વામી
# તથા
# મહારાજશ્રી સૂર્યમલ્લજી સ્વામીનું

# જીવનવૃત્તાંત



યોજક :

યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી (કચ્છી)

પ્રકાશક :

શાહ દેવરાજભાઈ મોણશી
લાખાપુર, કચ્છ. (જી. મુંદ્રા)

પ્રથમ આવૃત્તિ નકલ ૫૦૦

પ્રકાશક તરફથી જૈન બંધુઓને ભેટ

स्व. श्रीज्ञानचंद्रजीस्वामी तथा श्रीसूर्यमल्लजीस्वामी
(ज्ञानरवि) ना जीवन वृत्तांतनी

# અનુક્રમણિકા.

## સ્વર્ગીય મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીના જીવનચરિત્ર વિષે

## નિવેદન

---

આ સૃષ્ટિમાં વિચિત્ર રુચિવાલા માણસો વસે છે. તેમાંથી કેટલાકોને વાંચન કરવાનો બીલકુલ શોખજ હોતો નથી, અને કદાચ કોઇ બીજો વાંચતો હોય તોપણ તેને કંટાળો ઉત્પન્ન થાય છે. કેટલાકોને શોખ હોય છે તો તે નોવેલો કે વિષયી હાસ્યરસથી ભરપુર પુસ્તકોનોજ. કેટલાકો ઉપર ઉપરથી વાંચીને જલદી પૂર્ણ કરી નાંખે છે. કેટલાકો ખાલી ચિત્રો કે એવું કંઇક જોઇ નાંખે છે. ઘણાંઓને જીવનચરિત્રો તરફ અણગમો પેદા થાય છે એટલે કોઈપણ જીવનચરિત્રો વાંચતાજ નથી અને કદાચ કોઈનું પણ જીવનચરિત્ર હાથમાં આવે છે ત્યારે તેનાં પાનાંઓ ફેરવી જાય છે. કેટલાકો જીવનચરિત્રનું નામ સાંભળવાથી ભડકી ઉઠે છે, અને કેટલાકો તો એમ માને છે કે—અમને કોઇનાં જીવનચરિત્ર વાંચવાની જરૂરજ નથી, કારણ કે અમને અમારી બુદ્ધિજ સન્માર્ગે દોરી જશે. બીજાનાં ચરિત્ર ઉપર આધાર રાખવો તે નકામો છે. કારણ કે એમાં પોતાની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે. પણ ખરી રીતે તો મહાપુરૂષોના જીવનચરિત્રજ વાંચવા જોઇએ. (નોવેલ—નવલકથા નહિ, કારણ કે નવલકથામાં ખાલી કલ્પનાનોજ રસ હોય છે.) કારણ કે જીવનચરિત્રોમાં કુદરતના બનાવોની એવી એવી ઘટનાઓ હોય છે કે, જે માણસની કલ્પનાશક્તિમાં આવી શકે નહિ. " પણ જીવનચરિત્રોમાં કાલ્પનીક બીલકુલ હોતું નથી, ને કદાચ હોય છે તોપણ તે

થોડું હોય છે ને તે પ્રસંગ પૂરતુંજ હોય છે. ” એટલે કહેવાનું તાત્પર્ય એ કે, થોડી બુદ્ધિવાળા કે થોડા અનુભવવાળા કે જેને અનુભવ નથી એવા માણસોજ તેને કાલ્પનીક માની લે છે કારણ કે તે પોતાને બુદ્ધિગમ્ય હોતું નથી અથવા બુદ્ધિ કામ કરી શકતી નથી. એટલેજ તેને અણગમો થાય છે અથવા અરુચિ કે કંટાળો આવે છે.

એક માણસની બુદ્ધિ અથવા તો એક માણસના જીવનનો થોડો અનુભવ પણ ભવિષ્યની જીંદગીના માર્ગને કેવી રીતે બતાવી શકે ? એટલે જુદા જુદા સંયોગો અને જુદા જુદા વાતાવરણમાં જીવી ગયેલા અનેક નાના મોટા મનુષ્યોના જીવનનો અનુભવ વાંચવા (જાણવા)ની જરૂર હોય છે. એમાં પણ વાચનથી જુદો જુદો રસ આવે છે.

જીવનચરિત્રોના વાચનના અભાવે મોટી અવસ્થામાં ઉભી થતી ગુંચવણ ઉકેલી શકાતી નથી ત્યારે નિરાશ બની જવાય છે અને કાર્ય બગડી જતાં પશ્ચાત્તાપ કરવો પડે છે એટલુંજ નહિં પણ સત્ય, ન્યાયશીલતા અને સુટેકીપણું ઈત્યાદિમાં જોઇએ તેવી મજબુતાઈ—દૃઢતા આવી શકતી નથી, એટલુંજ નહિ પણ સાથે સમાજ, ધર્મ અને દેશ—સેવા કરવાની ફરજ બરાબર સમજી શકાતી નથી અને ખરા ભાવ કે ધગશથી પાળી શકાતી નથી.

જીવનચરિત્રો વાંચવાથી મનુષ્યને દોરવણી મળે છે.

ઘણા માણસોમાં સુષુપ્ત શક્તિઓ ઘણી હોય છે તેમને યોગ્ય માર્ગે વાળવાથી જગતનું કલ્યાણ કરી શકે એવી બાબતોની સમજણ ચરિત્રોજ પાડે છે, અને મોટાઓ યુવકોની લાગણી-

ઓને સમજી શકવાથી તેઓને સારા માર્ગે લાવી શકે, પણ જ્યાં મોટાઓ પોતેજ એમ સમજતા હોય કે જગત્ અમારા સિવાય ચાલી શકેજ નહિં એટલે ખોટી પંડિતાઈના ડોળમાં કે અહંકારમાં રહેતા હોય ત્યાં બીજાઓના જીવનચરિત્રો વાંચવાનું બનીજ કેમ શકે? મહાન્ વિદ્વાનો કહે છે કે, "જે માણસનું જીવન સારા વાચન વિના જાય છે તે પશુઓ કરતાં જરાપણ શ્રેષ્ઠ નથી." ત્યારે કાંઇ ને કાંઈ વાંચવુંજ જોઇએ એવી સમજણવાળા અજ્ઞાત છે. કારણ કે જગતમાં જેવું તેવું વાંચી પોતાના મગજમાં કાંટાઓ અને કાંકરાઓનો બોજો લાદવા સાથે અમૂલ્ય સમય પૂર્ણ કરવા કરતાં સત્ય ચારિત્ર્યવાન્, નીતિમાન, કે ધાર્મિક જીવનમાં જે આગળ વધેલા હોય છે તેમનાજ જીવનચરિત્રો વાંચવાં જોઇએ.

કહેવાની મતલબ એ છે કે, જીવનચરિત્રો તરફ અણગમો ન બતાવતાં મનનપૂર્વક વાંચી જવાથી કાંઇ ને કાંઇ પણ સમજવાનું અને વર્તનમાં મુકવાનું મળી શકે છે. પછી તો વાંચનાર પોતાની જેવી રુચિ-ઇચ્છા હોય છે કે લાયકાત હોય છે તેજ પ્રમાણે ગ્રહણ કરી શકે છે. જેને પોતાનામાંજ રસ ન હોય તો તેના પાસે અમૃત જેવી વસ્તુ મુકો તદપિ તેમાંથી શુદ્ધ રસનું આસ્વાદન કરી શકશે નહિ અને ઉલટું તેનેજ કહેશે કે, આમાં જરાપણ માલ-કિંમત નથી. આમ કહેનાર વ્યક્તિ પોતાનો ગુણ (?) જરા દૂર કરી મધ્યસ્થ વૃત્તિ કે ગુણગ્રાહકદૃષ્ટિથી વાંચે તો અવશ્ય જાણવાનું મળે. બાકી જેને દૃષ્ટિદોષ (દ્વેષ કે બીજા કારણથી) થએલ હોય તેને તો સ્ફટિક પણ પીળું દેખાય. એમાં મૂળ વસ્તુનો અવગુણ ન કહેવાય. "ગુણી તજે ન ગુણતા, દૂર્જન તજે ન વૈર" એ યુક્તિ સત્ય છે.

મહાત્મન્ શ્રી જ્ઞા (ના)નચંદ્રજી મહારાજ જે ઓગણી-સમી સદીના પ્રારંભથી માંડી લગભગ પોણી સદી સુધી હયાત હતા. અને જેને સ્વર્ગગમન કર્યાને આજે લગભગ પા સદી થઈ છે તેમનો સંક્ષેપથી જીવનવૃત્તાંત આળેખેલ છે, જે આદ્યંત વાંચી જવાથી જણાશે કે, એક ઉચ્ચકોટીના માનવને પણ કેટલી વિડંબનાઓ ભોગવવી પડે છે. પણ જેમનું ધ્યેય એકજ હોય છે તે ગમે તેવાં સંકટોમાં પણ પોતાનું લક્ષ્ય કોઈ દિવસ પણ ભૂલતા–ચૂકતા નથી, અને આખર અનંત કષ્ટોમાંથી પણ પોતાનો માર્ગ પોતાની આત્મશક્તિથી કહાડી શકે છે.

મહાન્ પુરૂષોની કસોટી કે શુદ્ધપણું પણ કષ્ટોથીજ થાય છે. જેમ સુવર્ણને ભૂગર્ભમાંથી કહાડી સુવર્ણકાર અગ્નિ વગે-રેથી કસોટી કરે છે ત્યારેજ તેની (સુવર્ણની) સાચી કિંમત થાય છે તેમજ સંતપુરૂષોની પણ થાય છે. આવા પ્રકારની કસોટીમાંથી તો મહાન્ ધૈર્યવાન્, ક્ષમાવાન્ અને જેનો આત્મા જાગૃત થએલ હોય તેજ પસાર થઈ શકે. બાકી કાયર (સત્ત્વ વિનાના) પુરૂષો તો એ દેખીને બી જવા પામે છે; એટલુંજ નહિં પણ જો કાર્ય લગભગ પૂર્ણ થવા આવ્યું હોય તો પણ મૂકી દે છે; તો જેને નવિન કાર્ય કરવું હોય તે કેમ કરી શકે ?

સંતપુરૂષો તો દુઃખોને ખુલે ખુલ્લું આહ્વાન કરે છે અને કહે છે કે બાપુ ! તમે ભલે આવો ! કારણ કે તમારા આવવા પહેલાંજ અમે તમને ભેટવા માટે તૈયાર છીએ અને એમાં અમને જરાપણ ઓછું આવે એમ નથી, ઉલટું અમને

વધારે હિંમત, ધૈર્ય, કુશળપણું અને જે અનંતકાળથી અમારો આત્મન્ ઉંઘ, પ્રમાદ, આળસમાં પડેલ છે તેને જાગૃતિ, સઉદ્યમપણું અને પોતાનું પરાક્રમ ફેરવવાનો ટાઈમ મલશે. એટલે દુઃખો આવે છે ત્યારેજ મહાન્ પુરૂષો એ સંકટોને વિદારી સૂર્યની પેઠે આ જગતમાં પ્રકાશી નીકળે છે. અને જ્યારે સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે જગતમાત્રને તે મહાત્મન્ સીધા માર્ગે દોરવી જાય છે. એટલુંજ નહિ પણ સામે તીર ગમે તેવાં કષ્ટોનો સામનો કરીને પણ પહોંચાડે છે. ત્યારે કાયર પુરૂષ એક કીડાની માફક પોતાનું જીવન મૃત્યુના અભાવે જેમ તેમ પૂર્ણ કરી બીજી ગતિમાં ચાલ્યો જાય છે અને ત્યાંથી પણ પાછો પુનઃ પુનઃ જન્મ–મરણ કર્યા કરે છે. બાપડા એવા પુરૂષો (પુરૂષાર્થ વિનાના) ઉપર મહાત્મનોને દયા આવે છે.

શ્રીમદ્ જ્ઞાનચંદ્રજી મહારાજ પણ તે ઉચ્ચકોટીના સંતપુરૂષ હતા. અને તેઓએ ઘણાં કષ્ટો સહન કરી દેશ વિદેશોમાં ઉગ્ર વિહાર કરી અખંડ જ્ઞાન ભંડાર મેળવી પાછા સ્વધામમાં આવ્યા, તે પહેલાં કચ્છ દેશમાં દયા અને દાનના ઉત્થાપકોનું જોર હતું. પણ જેમ સહસ્રરશ્મિને દેખી ઉલુક છૂપાઈ જાય તેમ શ્રી જ્ઞાનચંદ્રજી મહાત્મનના આવવાથી તે ઉત્થાપકોનું જોર ઓછું થતાં નાશ પામ્યું. અને પોતે મેળવેલ સ્યાદ્વાદ સિદ્ધાંતની શૈલીથી જ્યારે ઉપદેશ–ધ્વનિ ચાલુ કીધી ત્યારે કેટલાકનાં હૃદયકમળો વિકસ્વર થયાં અને કુશ્રદ્ધાને સદંતર નાશ કરી મહાવીરનાં સત્ય માર્ગમાં ભળ્યા.

મહાત્મન્ જ્યારે વિદેશમાં વિહાર કરતા ત્યારે પણ

તપશ્ચર્યા અને ત્રણે ઋતુ ( શિયાળો, ઉનાળો ને ચોમાસું )ની આતાપના સાથે લેતા હતા, તેથી જ્યાં જ્યાં તેઓશ્રીનાં ચરણકમળ થયાં ત્યાં ત્યાંનાં ભવ્યાત્માઓ ઉપર પોતાના શુદ્ધ ચારિત્ર્ય, સત્યજ્ઞાન, દર્શન ને તપશ્ચર્યાનો પ્રભાવ બેસાડયો, જે પ્રભાવ આજ દિવસ સુધી અખંડ ચાલ્યો આવે છે.

કચ્છમાં ( શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીની દીક્ષા પહેલાં ) દહેરાવાસી અને સ્થાનકવાસીનું માંહોમાંહે વૈમનસ્ય હતું. ( તે આ ચરિત્ર વાંચવાથી જણાશે ) તે આ આચાર્યશ્રી વિજયપાલજી સ્વામી અને ચરિત્ર નાયક શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ બંધુયુગલે મહામહેનતે દૂર કરી મૈત્રીભાવ કરાવ્યું તે આજ દિવસ અખંડપણે ચાલ્યું આવે છે અને તે એટલા સુધી કે, જાણે તેઓ સગા સહોદરજ ન હોય ? આ બધું સરળ અને નિખાલસ હૃદય સિવાય થવા પામે નહિ. ત્યારે એ મહાત્મનનું જીવન કેવું હશે ? તે સહજ સમજી શકાય એમ છે.

અંતમાં એટલુંજ કહેવાનું કે, આવા મહાન સંત પુરૂષોના જીવનચરિત્રો વાંચવાથી થોડો વખત એમજ થાય કે આપણે પણ તેઓનાં જેવાં કયારે થઈએ ! આમ આપણા હૃદયનો પલટો થવા પામે છે તે શુદ્ધ ચારિત્ર્યના પ્રતાપથીજ. આ નિવેદન ધારવા કરતાં વધારે થવા પામ્યું. અને તે મહાત્મન્ વિષે જેટલું લખાય તેટલું થોડું છે. પણ હવે આ પૂર્ણ કરતાં પહેલાં થોડું હજી જણાવીશ તે માટે વાચકવર્ગ ક્ષમા કરશે.

મહાન્ પુરૂષોના ચરિત્રને સંક્ષેપમાં લખવું કે રજુ કરવું તેમાં અનેક જાતની કઠિનતા હોય છે અને તેમાં ભૂલો પણ પડે પરંતુ તે ક્ષમ્ય હોય છે.

આ જીવનચરિત્ર લખવા માટે ગુરૂવર્યશ્રી યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીનોજ ઉપકાર છે. તેમનીજ પૂર્ણ મદદ છે. તેમજ મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીના પંચ ઢાલીયામાંથી તાત્પર્ય લીધેલ છે. અને જેણે જેટલી મદદ કરેલ છે તેનો તેટલો ઉપકાર ગણવા સાથે જણાવવાનું કે આમાં જેટલી ખામી હોય તે કૃપા કરીને કોઇ પણ જણાવશે તો ફરીને જ્યારે લખવાનો પ્રારંભ થશે ત્યારે તે ભૂલો સુધારી શકાશે અને ઉપકાર થયો ગણાશે. તત્ત્વજ્ઞેષુ કિં બહુના !

ૐ શાન્તિ. ૐ પાર્શ્વ. ૐ વીર:

| | |
|---|---|
| વિક્રમાર્ક. ૧૯૯૬ | લિ. યુવાચાર્ય મહારાજ |
| ગોકુલાષ્ટમી | શ્રી વિનયચંદ્રજી સ્વામીનો શિષ્ય |
| કચ્છ—ભૂજપુર | **બાલમુનિ કૃપાચંદ્રજી કચ્છી** |

## સ્વર્ગસ્થ મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી તથા શ્રી સૂર્યમલ્લજી સ્વામી ( જ્ઞાનરવિ ) નું સંક્ષિપ્ત જીવનચરિત્ર

## પ્રકરણ ૧ લું

### શ્રી ઘેલડા ગામનું વર્ણન.

આ એક લાખ યોજનનાં જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સાડા પંચવિંશ આર્યદેશો શ્રી જૈન સિદ્ધાંતોમાં કહેલાં છે. તેમાં કચ્છ નામનો દેશ જે હિન્દુસ્તાનના એક અંધારા પ્રદેશમાં રહેલો છે. જેની અંદર ૧૪૫૨ શહેરો અને ગામોની સંખ્યા છે.

ઘેલડા નામનું ગામ જેમાં ઓશવાળ વણિકોની જ પ્રાયઃ વસ્તિ છે. એ ઘેલડા ગામ માળી નામનું શહેર નાશ પામવાથી વસેલું છે. તે નાગ નદીનાં પૂર્વતીરે ઉંચી જમીન ઉપર વસેલું છે. જેમાં હાલ પણ લગભગ ૮૦ ઘરો ઓશવાળોનાં છે. થોડાંક ઘરો ગરાસીયા અને બીજાઓનાં છે. પણ આ વર્ણન થાય છે ત્યારે એ ઘેલડા ગામની જાહોજલાલી વખાણવા લાયક હતી. તે વખતે માણસોમાં માંહોમાંહે ભ્રાતૃભાવ ઘણો સારો હતો. જમીનમાં પેદાશ પણ સારી થતી, તેથી માણસોનાં મન પ્રફુલ્લિત રહેતાં. અને જાનવરો પણ સુખી હતાં. નદી નાગમતીમાં પાણી પણ હમેશાં રહેતું હોવાથી બધા માણસોને દરેક જાતની સગવડ હતી.

ઘેલડા ગામ મુંદરા જીલ્લાના તાબાનું અને ભૂજપુર ગામના નજદીક હોવાથી હમણા પણ ઘણી સગવડો મલી શકવાથી લોકો સુખી અને આનંદથી વાસ કરી રહ્યા છે.

જો કે હમણા જમીનમાં કસ (ચિકાશ) થોડી હોવાથી પેદાશ થોડી થાય છે તો પણ માણસો મુંબઈથી દ્રવ્ય પેદા કરી પોતાની માતૃભૂમિમાં આવી આનંદથી રહે છે. આ ગામ સૈયદો (મીયાં)નું છે. આજે પણ મીંયાનાં ગામ તરીકે ઓળખાય છે. હમણાં કેટલોક ભાગ મોટા [1]દરબારના તાબામાં આવી ગયો છે.

---

# પ્રકરણ ૨ જું.

## પટેલ કુટુંબનું વર્ણન.

શ્રી ચહુઆણ વંશીય અને કાશ્યપ ગોત્રમાં ઉત્પન્ન થયેલા અને પોતાને દેઢીઆ નુખ (સાંખા) તરીકે ઓળખાવતા કાંયા શાહ નામે વણિકોમાં શ્રેષ્ઠ એહવા પટેલ ઘેલડામાં રહેતા હતા. કાંયા શાહને ગામ તથા રાજ્ય તરફથી પટેલાઇની ઉપાધિ મળેલી હતી. તે કાંયા શાહ સ્વભાવે સરળ ને દયાળુ હતા. વાંકી ગામ જે પત્રીના જાડેજાની હકુમતનું ગામ છે ત્યાં તેઓ પરણેલા હતા. તેમના ધર્મપત્નીનું નામ જેઠીબ્હેન હતું. તે પણ ઉચ્ચ અને પવિત્ર કુળમાં જન્મેલા હતા. તેમના માતુશ્રી સત્યનિષ્ઠ ને વિશેષ દયાળુ હતા. એકદા વાંકી ગામના ધણીને શંકા પડવાથી કેટલાક સોબતીઓ અને પોતાનો કામદાર જે જાતે લુહાણો હતો તેની

---

૧–મહારાવ શ્રી ખેંગારજીના તાબામાં છે.

પ્રેરણાથી વાંકીમાં આવી જેઠીબાઈના માતુશ્રી ઉમઈબાઈને મધ્ય બજારમાં સમ લેવરાવવા ધગધગતી રાંપ ઉપાડવાનો હુકમ કર્યો, અને તેજ વખતે ઉમઇબાઇએ "રામ" નામના સ્મરણ માત્રથી ખુલ્લા હાથે તે રાંપ ઉપાડી, એમ ત્રણ વખત ઉપાડીને પોતાનું સત્યપણું બતાવ્યું હતું.[1] તે ઉમઈબાઈના ઉદરથી જન્મ પામેલ જેઠીબાઈમાં પણ તેવા ગુણો ઉત્પન્ન થયા હતા. પટેલ કાંયો શાહ પણ એટલાજ પવિત્ર અને સત્યવક્તા હતા. સાથે શ્રી જૈનધર્મ પણ દ્રઢપણાથી પાળતા હતા. જેઓને બ્હોળું કુટુંબ હતું. કાંયાશાહ ધનાઢ્ય હોવા છતાં અને પટેલાઈ મળવા છતાં પણ તુંડમિજાજી કે અભિમાનથી દૂર રહી શક્યા હતા. એમના બીજા સંબંધીઓ પણ ધનાઢ્ય અને સારી લાગવગ ધરાવતા હતા.

આ પતિપત્નીનું જીવન સાદું અને પ્રેમમય હતું. એટલુંજ નહિ પણ સાથે બન્ને ધર્માત્મા હોવાથી પોતાને મળેલ પદવી ને દ્રવ્યનો હમેશાં સદ્વ્યય કરતા હતા તેથી આખા ગામને પ્રિય થયા હતા. પોતાના સદ્વર્ત્તનની છાપ અન્ય ઉપર પાડતા અને બીજાઓને પણ સદ્વર્ત્તનમાં ચાલવાને પ્રેરણા કરતા હતા. આ દંપતીનું જીવન ધર્મ ને વ્યવહારમાં નિપુણતાથી પસાર થતું હતું.

---

૧ સત્યવાનમાં કેટલી હિંમત અને નિડરપણું હોય છે તેનો આ પુરાવો છે. સત્યવાન શું નથી કરી શકતો ?

# પ્રકરણ ૩ જું

## પુત્રી ને પુત્રોનો જન્મ.

વિક્રમાર્ક ૧૮૮૮ મું સંવત્સર ચાલે છે. કાંયાશાહ ને જેઠીબાઈનું જીવન પૂર્વકૃત પુણ્યથી હમેશાં આનંદમાં જાય છે અને એ આનંદમાં વધારો કરનાર આશાઈ બાઈનો જન્મ થયો. આ બાલિકાને માતુશ્રી જેઠીબાઇએ વાત્સલ્યપણાથી જાતેજ ઉછેરી (ઘરમાં કામ કરનારા ચાકરો હતા.) અને બાળપણથીજ તેનામાં સારા સંસ્કારો નાંખતા હતા. કારણકે પુત્રીમાં સારા સંસ્કારો હોય તો તે શ્વસુરપક્ષમાં પણ સારી નામના મેળવી શકે અને પોતાનું સંસારચક્ર સારી રીતે ચલાવી શકે. દુઃખમય સંસારને સુખમય બનાવવો, પતિદેવને દરેક કાર્યમાં સલાહ કે મદદ કરવી ઈત્યાદિ કાર્ય આર્ય-નારીઓનું છે. એટલેજ મહાન્ પુરૂષોએ સ્ત્રીને અર્ધાંગના કહેલ છે. પોતાની છોકરીનું ભવિષ્ય સુધારવું કે બગાડવું એ માતાના હાથમાં છે એમ જેઠીબાઈ પોતે જાણતા હોવાથી પોતાની બાલિકા ભવિષ્યમાં દુઃખી ન થાય અને બન્ને કુળને દીપાવે એટલા માટે બધું કાર્ય જાતે જ કરતા હતા. આ પ્રમાણે કાંયાશાહની સંસારનૌકા સુખે સુખે ચાલતી હતી. જ્ઞાનીઓ કહે છે કે–“જે ભાગ્યશાળી હોય છે તેના ઘરે ભાગ્યવાનજ આવે છે.” એ ન્યાયે જ્યારે ત્રણ વર્ષ વ્યતિત થયા એટલે સંવત ૧૮૯૧માં એક પુત્રરત્નનો જન્મ થયો. તે વખતે પટેલ કાંયાશાહ તેમજ ગ્રામ્યજનો બધાંને આનંદ થયો. તેમાં પણ માતુશ્રી જેઠીબાઈને તો વધારે આનંદ

થયો. આ બાલકની વધામણી વિગેરે કાર્ય પતાવ્યું. અનુક્રમે પોતાના કુલની રીતી પ્રમાણે તે બાલકનું નામ ચાંપસિંહ રાખ્યું.

જેઠીબાઈએ હવે બાળક ચાંપસિંહને પણ બચ્ચપણમાં સારા સંસ્કારો નાંખવાનું કામ પોતાના ઉપર લીધું. આ બન્ને બાળકો માતુશ્રીના અત્યંત વાત્સલ્યપણા નીચે ઉછરવા—વૃદ્ધિ પામવા લાગ્યા. જ્યેમ જ્યેમ તેઓ બન્ને મોટા થતા ગયા તેમ તેમ બન્નેમાં સુઘડતા, વિવેક અને નિપુણતાદિ ગુણો પ્રગટ થતા ગયા. આ બન્ને બાલકોને જોઈ કાંયુશાહ વધારે આનંદમાં રહેવા લાગ્યા. ધર્મપ્રવૃત્તિ પણ વધારે કરતા, કારણકે ધર્મથી હમેશાં સારૂંજ થાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### નરસિંહ અને વૃજપાળનો જન્મ.

વિક્રમાર્કાબ્દ ૧૮૯૪ ચાલે છે. તેની શીતઋતુ અને ઉષ્ણ ઋતુ સુખ દુઃખમાં પસાર થઈ. પછી વર્ષાઋતુ આવી. તે વખતે ખેતી કરનારાઓના મનમાં આનંદ થયો. તે વખતે વરસાદ પણ સારા પ્રમાણમાં પડવાથી ખેડુ લોકો પોત પોતાની જમીન ખેડવામાં મંડયા રહ્યા હતા. આ વર્ષમાં પાક સારો થશે એમ લોકો માંહોમાંહે વાતો કરી આનંદ પામતા હતા. આપણા પટેલ કાંયુશાહ પણ પોતાની જમીન ખેડાવવામાં મશગુલ છે. જેઠીબાઇ આ વખતે સગર્ભા થયા છે તેથી વધારે કાર્ય ન કરતાં પોતાના ચાકરોને મજુર

વાણીથી આદેશ આપી રહ્યા છે. આશાઈ બાઈ અને ચાંપસિંહ પણ આ વખતે આનંદથી નાચી કુદી રહ્યા છે. અને પોતાની મધુર વાણીથી માતાપિતાને વધારે આનંદ ઉત્પન્ન કરી રહ્યા છે. બધા ખેડૂતોએ પોતપોતાની ખેતી પતાવી લીધી છે. શ્રાવણમાસ બેઠો ત્યારે દરેક ધર્માવલંબીઓ પોતપોતાની ધર્મકરણી કરવામાં મશગુલ થયા છે. તેમ પટેલ કુટુંબ પણ આહ્લાદમાં છે. આમ આખું ગામ (ઘેલડા) મહોત્સવમાં ગરકાવ થઇ ગએલ છે. ત્યારે પર્યુષણ પર્વ પણ શ્રાવણ વદિ ૧૩ નાં બેઠાં ત્યારે જૈની લોકો પણ ધર્મકરણી કરવા માટે ઉદ્યમવંત થયા. જેનાથી જે વ્રત, નિયમ પાળી શકાય તે આત્મકલ્યાણ માટે પાળી રહ્યા છે. ધર્મમાં જેમ ચિત્તવૃત્તિ વધારે જોડાય તેમ તેઓ પ્રવૃત્તિ કરી રહ્યા છે. આમ ધર્મક્રિયાઓ કરતાં આઠ દિવસો પર્યુષણના પૂર્ણ થયા. તપસ્વીઓનું શરીર શુષ્ક થવા સાથે કર્મો પણ શુષ્ક બનાવ્યા છે. એમ બે રીતે માણસો દુર્બળ થયા છે. "ધન ને ધર્મથી નહિં" છઠ્ઠના દિવસે સ્વામી વાત્સલ્યનું જમણ કરીને વધારે આનંદ કરી રહ્યા છે. કેટલાકો અષ્ટમીની ઉપવાસાદિ ક્રિયા કરવામાં મંદ થયા છે, ત્યારે કેટલાકો વધારે શક્તિ ફોળવી ઉપવાસની તૈયારી કરી રહ્યા છે કારણ કે કર્મ જલદી ક્ષય થવા પામે અને જલદી સુખ મેળવી શકાય! આ વખતે પટેલ કાંયાંશાહને એક દિશાએ આનંદ હતો ત્યારે સામી દિશાએ ચિંતા હતી કારણ કે સગર્ભા બનેલ જેઠીબાઇનો પ્રસુતિકાળ નજીક હતો તેથી પટેલ વિચારમાં હતા કે હવે શું કરવું? એમ સપ્તમીનો દિવસ પૂર્ણ થયો.

સંધ્યાનો ઉદય થયો તે વખતે આકાશમાં પાણીથી

ભરેલાં વાદળાંઓ આમથી તેમ દોડી રહ્યા હતા. પવન પણ મંદ અને શીતળ વાતો હતો. દિશાઓ પ્રફુલ્લિત થઈ હતી. બધાંઓને તે જોઇ વધારે આનંદ થતો હતો, તેથી અષ્ટમીના દિવસે કરવાના કાર્યની ગોઠવણમાં પડ્યા હતા. આમ આખું ગ્રામ આનંદ અને કૌતુકમાં ગરકાવ હતું. તે વખતે પટેલ કુટુંબ પણ અત્યંત આનંદમાં હતું.

રાત્રિનો છેલ્લો પ્રહર લગભગ પૂર્ણ થવા આવ્યો છે તે વખતે સંધ્યા ખૂબ ખીલેલ હતી. પછી પ્રાચી દિશાએ સહસ્રરશ્મિને જન્મ આપ્યો. તેજ વખતે જેઠોબાઇએ એક સંત પુત્રને જન્મ આપ્યો. આ બાલક જન્મતાંજ બધાંને એમ લાગતું કે આ બાળક કોઇ પણ રીતે મહાન્ પુરૂષ થશે એમ તેની આકૃતિજ કહી આપતી હતી. અને બન્યું પણ તેમજ છે. કહ્યું છે કે–"વાણી બોલાય જાણી" બાલકના જન્મની વધામણી પ્રસૂતિ–કર્મ કરનારીએ પટેલને "ડેલી" બેઠકમાં આપી. તે સાંભળીને કાંયાશાહે તેને (વધામણી આપનારને) પુષ્કળ દ્રવ્ય આપ્યું. આખા ગામમાં ગોળનાં લાણાં વ્હેંચાયા. તેથી આખા ગામમાં ખબર પડવાથી આનંદમાં ઔર વધારો થયો. આમ બધી ક્રિયાઓ પતાવ્યા પછી આ બાલક (ચરિત્ર-નાયક)નું નામ તેની આકૃતિ અને આનંદમાં અત્યંત વધારો કરનાર થવાથી પુરૂષોને વિષે સિંહ સમાન થશે એમ ભવિષ્ય-સૂચક 'નરસિંહ' નામ આપ્યું. આ બાલક જગતના અન્ય માનવીઓની પેઠે સંસારના વિષય રૂપી કાદવમાં ખુંચે એવો નથી અથવા એટલા માટે જન્મ ધારણ કરેલ નથી પણ સંસાર રૂપી કાદવમાં ખૂંચેલાઓને ખેંચી બહાર કહાડવા

માટેજ જન્મ લીધેલ છે. અવનતિની ઉંડી ગર્તામાં પડતાં જગત જંતુઓનો ઉદ્ધાર કરી ઉચ્ચ કોટીનો માર્ગ બતાવવા અને જ્ઞાન, તપશ્ચર્યામય જીવન જીવવા માટે જન્મ લીધો છે.

લોકોમાં એમ વાતો થતી કે જેઠીબાઇએ કોઈ દેવાંશી બાલકને જન્મ આપેલ છે તેથી ગામના માણસો ઉલટભેર જોવા આવતા ને પોતાના મનમાં આવે તેવી અટકળો બાંધી વાતો કરતા અને ભવિષ્યમાં આ બાલક અમારો આધારભૂત થશે એમ વિચારી આનંદ પામતાં. જેઠીબાઈ પણ આવા સુપુત્રને જોઇ અત્યંત ખૂશી થતા હતા. સગાં, સંબંધીઓ બધાંને આનંદ થયો. આમ આનંદમાં આનંદનો વધારો થતો ગયો. એ પણ ભાગ્યની નિશાની છે.

વડિલ પુત્ર ચાંપસિંહ તે વખતે નિશાળમાં ભણવા જતો હતો. તે પૂર્વ અજ્ઞાનના ક્ષયોપશમથી વિદ્યા સારી પેઠે મેળવતો. લઘુ બાળક નરસિંહ દરરોજ આનંદમાં વૃદ્ધિ પામતા જતો હતો. જેમ જેમ અવસ્થા મોટી થતી ગઈ તેમ તેમ નરસિંહમાં યાદશક્તિ સાથે વિનય અને નમ્રપણું ખીલવા પામ્યું. આમ કાંયાશાહ પોતાના બન્ને પુત્ર અને પુત્રીને ઘણાં પ્રેમથી લાલન પાલન કરતા આનંદમાં દિવસો વ્યતિત કરી રહ્યા છે. તેને પણ લગભગ ત્રણ વર્ષ થવા આવ્યા છે ત્યારે જેઠીબાઇ ફરીને સીમંત થયા છે. પોતાના વડિલબંધુ ચાંપસિંહ સાથે નરસિંહ પણ કોઈ કોઈ વખત નિશાળમાં જાય છે અને ત્યાં છાનોમાનો–ચુપચુપ ન રહેતાં પોતાની અવલોકન–શક્તિથી અવલોકન કરતો અને આનંદ પામતો. મહાન્ પુરૂષો કહે છે

કે, બાલક કેવો થશે તે નાનપણમાંજ જણાઇ આવે છે. "બાલકના લક્ષણ પારણામાં પરખાય."

સંવત્ ૧૮૯૭ ની સાલનો ચૈત્રમાસ પૂર્ણ થયો છે અને વૈશાખ માસનો પ્રારંભ થયો છે. તે વખતે વરસી તપ કરનારનાં ઘરે સગાં, સંબંધીઓનો જમાવ થયેલ છે. ઉત્સવો થાય છે. જુનાં અને અનુભવી માણસો દ્વિશાવલોકન કરે છે. કારણ કે આવતું ચોમાસું કેવું નીવડશે? તે માટે પવન કઇ દિશાનો અને કેવો વાય છે? દિશાઓનો રંગ કેવો છે? તે જોઇને અનુમાનો બાંધે છે. કેટલાકો લેણાંદેણીમાં ગુંથાયા છે. કારણ કે કચ્છમાં પ્રાય: કરીને અક્ષય તૃતિયાએ પૈસાની લેણાંદેણી થાય છે. આમ બધાંએ પોત પોતાના કામમાં જોડાયા છે ત્યારે પટેલને ઘરે પણ ઘણાં માણસોની આવજાવ થાય છે. વ્યાજ વટાવનું કામ ધમધોકાર ચાલી રહ્યું છે. નવાં અને જુનાં ખેડુતો પણ પોતાનું કામ પતાવીને આનંદથી પોત પોતાના ઘરે જાય છે. આવી રીતે વૈશાખ માસનું પ્રતિપદ અને દ્વિતીયા તિથિ પૂર્ણ આનંદમાં પસાર થઇ. રાત્રિનો ચોથો પ્રહર ચાલતો તે વખતે જન્મકાળ પૂર્ણ થતાં જેઠીબાઇએ પુત્ર રત્નને જન્મ આપ્યો. તે દિવસ હતો અક્ષય તૃતીયાનો. (પુણ્ય આગળ કઇ વસ્તુ અક્ષય છે?)

આ બાલક પોતાના વડિલબંધુ નરસિંહ જેવોજ થવાનો એમ લોકો બોલવા લાગ્યા. કારણ કે તેની આકૃતિ ભવ્ય અને મુખમુદ્રા શાંત હતી. પુત્રજન્મની પટેલ કાંયાશાહને ખબર પડવાથી તેમને અત્યંત આનંદ થયો. વધામણી પ્રમુખનું કામ ચાલવા લાગ્યું. આખા ગામના માણસો પટેલના ભાગ્યને

મૂક્ત કંઠે વખાણવા લાગ્યા. સગાં, સંબંધીઓને પણ ખબર મોકલાવી તેથી તેઓ પણ પ્રશંસા કરવા લાગ્યા. વધામણાદિક મોકલાવ્યા. કાંયાશાહના ઘરે આમ કુટુંબવૃદ્ધિ થવા લાગી તે પણ ભાગ્યવાન્. હવે કાંયાશાહનાં દિવસો વધારે આનંદમાં જવા લાગ્યા. આ બાલકનું નામ વૃજપાળ રાખ્યું છે. માતુશ્રી જેઠીબાઈ ચારે સંતાનોની સંભાળ ખંત અને માતૃ-વાત્સલ્યથી કરી રહ્યા છે. બાલક વૃજપાળ પણ લગભગ ત્રણ વર્ષનો થયો છે. ત્યારે નૃસિંહ છ વર્ષનો. ચાંપસિંહ નવ વર્ષનો અને આસઈ બાઈ બાર વર્ષની થઇ છે. આ ચારે જણા માંહોમાંહે બહુ સ્નેહથી સાથે રહે છે, અને આખા કુટુંબનાં દિવસો આનંદમાં પસાર થાય છે. પટેલ કાંયાશાહની આર્થિક સ્થિતિ આ વખતે સામાન્ય છે. કર્મોની રચનાજ એહવી છે. એક વખત ઉંચે ચડાવે છે ત્યારે બીજીજ પળે તેને પાતાળમાં પટકી પાડે છે. "એક સરિખાં દિવસો કોઈના પણ જાતા નથી." ભરતી પછી ઓટ, અને પાછી ભરતી થયા કરે છે. ચડતી પછી પડતી ને પડતી પછી ચડતી એમ ક્રમ ચાલ્યા કરે છે. તેમ કાંયાશાહને પણ સુખ અને દુ:ખ આવી પડેલ પણ હિંમત અને દીર્ઘદૃષ્ટિથી દુ:ખને દૂર કરી પોતાના કુટુંબનો સુખપૂર્વક નિર્વાહ કરી રહ્યા છે, પણ હજુ પૂર્વની ચિંતા ગઇ નથી. "તે હવે પછીના પ્રકરણોથી જણાશે."



# પ્રકરણ ૫ મું.

## પબાશાહનું પકડાવવું ને કાંયાશાહની ચિંતા.

બાર ભાયાનું રાજ્ય પ્રવર્ત્તિ રહ્યું હતું. કચ્છમાં ઠેર ઠેર અંધાધુંધી ચાલી રહી હતી. તે સમય હતો લગભગ ૧૮૭૦ નો. તે વખતે કચ્છના મહારાઓશ્રી [૧]રાયધણજીની સત્તા થોડી હતી. એટલે જેને જેમ ફાવે તે તેમ કર્યા કરતો. બધાંના મન ઉચ્ચાટમાં હતા. આટલો વખત ઘેલડા ગામ એ અંધાધુંધીથી અલિપ્ત હતું, પણ હવે દુ:ખનાં ઘેળાં વાદળાંઓ ઘેળાવા માંડ્યા છે. બધાએ પોત પોતાની રક્ષા કરવામાં મશગુલ બની ગયા છે. એવા સમયે કાંયોશાહ પોતાની બેઠકમાં ઉદાસ ચહેરે કોઇ ઉંડા વિચારમાં તલ્લાલિન બની ગયા છે. તેમની સન્મુખ જોતાંજ જોનારના મનમાં એમ થતું કે કાંયાશાહના હ્રદયમાં કોઇ પણ પ્રકારની કારમી પીડા છે.

કાંયોશાહ વિચાર વમળમાં ડોળાયા કરતા હતા. તે વખતે પોતાનું ભાન પણ ભૂલી ગયા હતા. તે કોઈ વખતે કૂર બની જતા, તો કોઇ વખતે આંખમાંથી અશ્રુઓ પાડતા. કોઈ વખતે દરવાજા બહાર નજર કરી આશાવંત થતા, તો તે પછી બીજીજ પળે નિરાશાથી ઉષ્ણ નિશ્વાસ મૂકતા. જરા વારમાં પોતાની સ્થિતિનો વિચાર કરતા ગદ્ગદિત થઇ જતા, પાછા તેજ પળે ઉઠવાનો પ્રયાશ કરતા. આમ ત્રિશંકુ જેવી સ્થિતિ થઇ ગએલ છે. તેનું મુખ્ય કારણ એ હતું કે, લોકોની ઉશ્કેરણીથી ગામ ધણી મીંયા, કાંયાશાહના પિતાશ્રી પબાશાહ પોતાની ડેલી

---

૧ મહારાઓશ્રી રાયધણજી મુસ્લિમ ધર્મ પાળતા અને તેઓને કેદ કરી રાખ્યા હતા.

"બેઠક"માં બેઠા હતા ત્યારે તેમને ઓચીંતા (ચેતવ્યા વિના) તેની ધરપકડ કરી લઈ ગયા હતા. પબાશાહના પકડાઇ જવાથી તેમના પુત્ર કાંયાશાહની આવી સ્થિતિ થઈ હતી. પિતાશ્રીને કેમ છોડાવવા? શું ઉપાય યોજવા? કોની મદદ લેવી? કેમ લેવી? સંધી કરવી કે વૈર વસુલ કરવું? ઈત્યાદિક અનેક જાતના વિચારો કરતાં કોઇ ઉપાય સૂઝયો ન હતો.[1]

પબાશાહને ગામધણી મીયાંએ પકડીને પોતાની બેઠકમાં નજરકેદી તરીકે રાખ્યા હતા. અને મીયાં કહેતા હતા કે, એક લાખ કોરી (કચ્છી સીક્કો) આપે તો તને છોડું, નહિં તો મરણ પર્યંત છોડીશ નહિં. અને ઘર લુંટવાનું પણ કહેતા. પબાશાહે ખૂબ સમજાવવા પ્રયાસ કર્યો પણ તે ફોગટ ગયો. કારણ કે ગામમાં કાંયાશાહની ચડતી જોઇ વિઘ્નસંતોષીઓએ મીંયાં પાસે કહેલ કે પબાશાહ પાસે અખૂટ દ્રવ્ય છે તે તમે લઈ [2]લ્યો. આ વિચારો મીયાંના મસ્તિષ્કમાં પેસી ગયા હોવાથી પબાશાહની બધી મહેનત પાણીમાં ગઈ. સવારથી માંડી બપોર સુધી સમજાવવા માંડયું. પણ મીયાએ માન્યું નહિ ત્યારે વાત બંધ રાખી.[3] જમવાનો સમય થયો ત્યારે

---

૧. આ નવલકથા કે કપોળ કલ્પિત વાર્તા–કથા નથી. પણ ઐતિહાસિક સત્ય બીના છે. કારણ કે વિપત્તિમાંથી છૂટવાને માણસો શું શું વિચારો નથી કરતા?

૨. ચાડીઆ અને અદેખા માણસો બીજાનું ભૂંડું કરવા કેટલી હદ સુધી પ્હોંચે છે?

૩. મદાંધ અમલદારો કાળોકેર વર્તાવવામાં કોઇ દિવસ સામાની સ્થિતિનો વિચાર કરતા નથી. પોતાના નજીવા સ્વાર્થની ખાતર દુષ્ટ મનુષ્યો સામાને શું દુઃખો નથી આપતા?

મીંયાએ પોતાનો સિપાઈ સાથે મોકલ્યો અને પબાશાહના હાથમાં રાંઢુઓ બાંધ્યો. પબાશાહ પોતાના ઘરે જમવા આવ્યા. પોતાના પુત્ર સાથે સાંકેત કીધો. તે પણ સિપાઇ સાંભળે નહિ તેવી રીતે વાતો કીધી. શાહ પબો જમીને પાછો નજરકેદ રહ્યો. એવી રીતે બે ત્રણ દિવસો ગયા. આનીકોરે પોતાના પિતાશ્રીના કહેવા પ્રમાણે કોઇને ખબર ન પડે તેવી રીતે બધી તૈયારી કરી રાખી. એક દિવસ હંમેશનાં નિયમ પ્રમાણે પબોશાહ જમવા આવ્યો, પણ જમવાનું પડતું મૂકી પોતાનાં હાથમાં બાંધેલ રાંઢુઓ પાસેના ખીલામાં બાંધ્યો. પાછળની ભીંત ફોડી રાખેલી હતી તેમાંથી નીકળી પાસેજ રોજડી ઘોડી તૈયાર હતી તેના ઉપર ચડીને પાછળથીજ પબોશાહ સાત પાંચ ગણી ગયો. એક કલાક વખત થયો છતાં પણ પબોશાહ જમીને પાછો આવ્યો નહિં ત્યારે બહાર રહેલો સિપાઈ પોતાના હાથમાં રાખેલા રાંઢુઆનાં છેડાને ખેંચવા લાગ્યો, પણ જવાબ ન મળ્યો. ત્યારે થોડો વખત રહીને પાછો ખેંચ્યો. એમ બે ત્રણ વખત ખેંચ્યો પણ પબોશાહ આવ્યો નહિં. એટલે સિપાઇ ઘરમાં આવીને જુએ તો રાંઢુઓ ખીલામાં બાંધેલ દીઠો પણ ઘરમાં પબોશાહ ન મળે. ત્યારે કાંયાશાહ (જેને પરણ્યાને થોડાંજ વર્ષો થયા હતા) ને પુછવાથી કહ્યું કે મને ખબર નથી. સિપાઈએ ઘરમાં તપાસ કીધી પણ બહાર નીકળવાનો માર્ગ સુધાં ન મળ્યો. કારણ કે પહેલેથી ગોઠવણ પ્રમાણે ભીંત તુરતજ ચણાવી લીધી હતી. સિપાઇએ મીંયાં આગળ વાત કીધી અને પબાશાહને ખોળવા માટે ઘોડાઓ છૂટ્યા પણ વ્યર્થ: કારણ કે મીંયાંને ખબર પડતા વચ્ચમાં કલાક ત્રણ નીકળી ગયા હતા. મીંયાં નિરાશ થયા.

---

# પ્રકરણ ૬ ઠું.

## પઆશાહનું બેરાજે જવું ને સમજુતી.

એક પાકટ વયનો માનવી પોતાની રોજડી ઘોડી ઉપર સ્વાર થઈને પૂરપાટે દોડયો જાય છે. જેનો ચ્હેરો ફિક્કો પડી ગયો છે. અને જે વારંવાર પાછળ જોતો જાય છે. તેનાં મુખના આકાર ઉપરથી જણાતું હતું કે, ભયથી કોઈ પણ ભાગતો હોય. આ ભાગી જનાર બીજો કોઇ નહિં પણ તે પઓશાહ હતો.[1]

પઓશાહ પોતાના ઘરના પાછળના ભાગમાંથી ઘોડી ઉપર ચડી બેરાજે જઈ રહ્યો છે. તે રાજ્યમાર્ગ ન લેતાં ક્ષેત્રોમાંથી એકદમ–તીવ્ર ગતિથી પોતાની પાળેલી રોજડી ઘોડીને દોડાવતો જાય છે. મનમાં અનેક જાતિનાં સંકલ્પ, વિકલ્પ કરતો જાય છે. ઘોડી પણ પોતાના માલિકના મનને જાણી પોતાના જીવના સટોસટે બધો વેગ ભેગો કરી મનના વેગને પણ આંબી જતી ન હોય? એવા ઉતાવળા વેગથી પવન (પૃથ્વી) સાથે વાતો કરતી, મોટી મોટી ફાળો ભરતી, ધૂળનાં ગોટે ગોટા ઉડાડતી માર્ગને કાપતી જાય છે.[2] પઓ-

---

૧. ભયભીત થયેલો માણુસ કેટલા વેગથી દોડે છે અને સાથેના વાહનને કેમ દોરવી જાય છે તેનો ખ્યાલ ભાગ્યેજ હોય છે. બસ તેને એકજ ધૂન નાસવાની હોય છે.

૨. સ્વામીભક્ત અશ્વો પણ પોતાના સ્વામીનો જીવ બચાવવાની ખાતર સર્વશક્તિથી દોડે છે. પોતાના જીવનની પણ દરકાર કરતા નથી. જેમકે મહારાણા પ્રતાપસિંહનો અશ્વ ચેતક ઘાયલ થવા છતાં પણ તેણે રાણાનો જીવ બચાવ્યો હતો.

શાહ પણ જાણે આકાશમાં અદ્ધર ઉડતો ન હોય? તેમ પબોશાહ અને ઘોડી એકમેક થઈ ગયા હતા. ઘોડી દશ મિનિટમાં બેરાજાના કિલાને ભેટી ગઇ. ગઢના દરવાજા ખુલ્લા હોવાથી પબોશાહ મારતી ઘોડીયે અંદર પ્રવેશ કરી જ્યાં દરબાર કચેરી (બેઠક કે ડેલી) છે ત્યાં ડેલીના બહાર પોતાના પ્રાણથી પણ વ્હાલી ઘોડીને ત્યાં શોભાવી. પોતે નીચા ઉતરી ઘોડીને ત્યાં બાંધી પોતે અંદર ગયો.

આ વખતે બેરાજામાં રજપુતો (ઝાલાઓ) નું જોર બહુ હતું. જ્યારે હાકલ પડતી ત્યારે શસ્ત્રોથી સજ્જ થઈ લડવા માટે સેંકડો યુવાનો તૈયાર થઇ જતા. અને બીજા યોદ્ધાઓનો જમાવ પણ ખૂબ હતો. અને પબાશાહ સાથે તેઓનો સારો સંબંધ હતો. તેથી પબોશાહ બીજે ક્યાંય ન જતાં સીધા ત્યાં પ્હોંચ્યા. ડેલીમાં ડાયરો ઠઠ જામેલો હતો. આ વખતે પબાશાહને એકદમ અને ભયથી વિહ્વલ થયેલો આવેલો જાણી ત્યાં બેઠેલા ટિલાટે પુછ્યું. કેમ પબાશાહ! આ વખતે આવી સ્થિતિમાં આવવું થયું? આ સાંભળી પબોશાહ નમસ્કાર કરી બેસતાં બેસતાં બોલવા જતા હતા પણ પાછળ શું થયું હશે? એ સ્મૃતિ થવાથી આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યા.[1] તે જોઇ ત્યાં બેઠેલા બીજા રાજપુત્રોએ ટિલાટને કહ્યું:–બાવા! પબાશાહ ઉપર જરૂર આફત પડેલી છે. તે બોલી શકતા નથી. ત્યારે ટિલાટે

---

૧. દુઃખથી પીડિત માણસને જ્યારે મદદ કે બરદાસના વચન કે ખબર પુછવાથી દુઃખ ઓછું થવાના બદલે પહેલાં વૃદ્ધિ પામે છે એ સર્વસિદ્ધ વાત છે.

પોતાના પાસે બેસાડીને કહ્યું કે એટલો બધો શો ભય છે? અમે બેઠાં થકાં તને ભય આપનાર છે કોણ? ત્યારે પબાશાહે પોતાનો વ્યતિકર કહ્યો. તે સાંભળી ટિલાટ મૌન રહ્યો. કારણકે મીંયાં સાથે પણ તેની દોસ્તી પૂર્ણ હતી. છતાં પણ પોતાના શરણે આવે તેની રક્ષા કરવી એ ક્ષત્રીયોનો ધર્મ છે એમ જાણી પબાશાહને કહ્યું કે–તું બેફિકર રહે. જ્યાં સુધી અમારા પાસે છો ત્યાં સુધી કોઇનો ભય નથી. આ સાંભળી પબાશાહને કાંઇક શાંતિ થઈ પણ તુરતજ કહ્યું કે, પાછળ મારા કુટુંબનું શું થયું હશે? આ સાંભળી સભામાં બેઠેલા બધા વિચારવા લાગ્યા કે વધારે વૈરથી કામ સિદ્ધ થશે નહિ એટલે સમજુતી (સંધી) કરાવીએ; કારણકે ધિંગાણું કરવાથી સૈયદો આખા કુટુંબને મારી નાંખશે. એવી રીતે દીર્ઘ વિચાર કરી સંધી કરવી એવા નિશ્ચય ઉપર આવ્યા. પબાશાહની વાતની ખબર વાંકીમાં કાંયાશાહના શાળા ખેરાજ શાહને પડવાથી તે પણ પત્રીના ઠક્કરાઈઓ (ઝાલા રજપુતો)ની મદદ મેળવી બેરાજે પ્હોંચી આવ્યો. ત્યાં વાટાઘાટ થતાં સંધી કરવાનો નિર્ણય થયો. ત્યારે બેરાજાના ઠક્કરાઇઓએ એક માણસ મોકલી મીંયાંને બોલાવ્યો. તે પણ થોડાં રસાલાથી આવી પહોંચ્યો. પછી બધા સાથે સંધીની વાતો થતાં મીંયાં, 'પૂર્વની કરેલી માંગણી કરતાં જરા પણ ઓછું નહિ લઉં' એવી હઠ લઇને બેઠો ત્યારે ઠક્કરાઈઓ ગરમ થયા અને ધિંગાણું કરવાની અણી ઉપર આવ્યા ત્યારે મીંયાએ જાણ્યું કે કામ બગડયું. ત્યારે છેવટ કોરી બહોતેર હજાર (કચ્છી સિક્કો) ઠેરાવી, અને તે પણ હમણાંજ ચૂકવી આપે એમ કહ્યું. આ સાંભળી પબાશાહ ઠંડાગાર બની ગયા. અને

પોતાની આબરૂ—લજ્જા રહેશે કે કેમ ? તેના વિચારમાં પડી ગયા. ત્યારે ત્યાં બેઠેલા વાંકીના ખેરાજ શાહે હિંમત આપી ત્યારે બધા ઘેલડે આવ્યા અને કોરી બહોતેર હજાર ભૂજપુરના પટેલ શાહ જાવડ ચાંપસિંહ પાસેથી લઇને ગામ-ધણી મીંયાંને ગણી આપી, બધા સાથે સંતોષ કરાવ્યો. પબોશાહ છુટયો. બહોતેર હજાર કોરી આપવા બદલ પોતાની જમીન તથા બીજી જગ્યાઓ અને ઘર વખરી વેચી. અને એ રીતે બહોતેર હજાર કોરી ભરપાઇ કરી આપી. અથવા લેણા પેટે બધી જમીન આપી દીધી. પણ પટેલ શાહ જાવડ ચાંપસિંએ એ રકમની પ્હોંચ આપી નહિં. તેમજ પોતાના ચોપડામાં પણ જમા ન કીધી. અર્થાત્ લેણું ઉભું રાખ્યું. હવે મીંયાં સાથેને કંકાશ પતી ગયા પછી પબોશાહ થોડા વખતમાં મૃત્યુ પામ્યો. આ વાત બની તે પહેલાં કાંયાશાહ તરતમાંજ પરણ્યા હતા અથવા પબાશાહના મૃત્યુ પહેલાં થોડાં વર્ષો-માંજ કાંયાશાહ પરણ્યા હતા. એ વાત આગળનાં પ્રકરણોમાં આવી ગઈ છે.

---

# પ્રકરણ ૭ મું

## પુત્રી ને પુત્રોનું સગપણ, વિવાહ અને વાલજી શાહની દીક્ષા.

અઢારમી સદી પૂર્ણ થઈ છે અને ઓગણીશમી સદીનો પ્રારંભ થયો છે. એટલે આ બન્ને સદીઓનો સંધીનો સમય વર્તે છે. તે વખતે એક દિવસે કાંયોશાહ પોતાના

ઘરમાં ઉંડા વિચારમાં બેઠા છે. પણ મુખ પ્રફુલ્લિત છે. એથી સમજાય છે કે કોઇ પણ સારા પ્રસંગના માટે વિચાર કરતા હોવા જોઇએ. અને હતું પણ એમજ; કારણ કે આસઇબાઇનું લગ્ન થવાનો વખત નજીક છે અને તેનું સગપણ કારાઘોઘે નાનપણમાં થયું હતું અને ચાંપસિંહનું સગપણ બિદડે થયું હતું.

ઘરે સગાં, સંબંધીઓ આવવાના છે તેઓને ઉતારાની સગવડ અને કારાઘોઘેથી જાન આવવાની છે તેની પણ સાર સંભાળ કરવાની વિચારણા ચાલે છે. થોડા વખતમાં મનમાં ગોઠવણ કરીને પોતાના કાકાના પુત્ર ભાઇ કાનડશાહને વાત જણાવી ત્યારે તે પણ ખુશી થયા. તેથી બન્ને ભાઇઓ વવાહના માટે જોઈતી સામગ્રી તૈયાર કરવા લાગ્યા. સગાં-સંબંધીઓને કુંકુમપત્રિકાઓ મોકલાવી છે. તેમાંથી કેટલાકો આગળથી આવી ગયા છે, બીજાઓ પાછળથી આવવાના છે. વિવાહનું કામ ધમધોકાર ચાલી રહ્યું છે. કારાઘોઘાથી જાન પણ આવી ગઇ છે. તેને ઉતારો અપાઇ ગયો છે. અને છેવટે આસઇ બાઈ પરણીને પોતાના પતિ સાથે સાસરીએ પણ ગયા. પાછળ સગાં, સંબંધીઓ પણ પોત પોતાના ઘેર ગયા.

વિવાહનું કાર્ય સુખે પતી ગયું છે. બધાંએ આનંદમાં રહે છે. વાલજીશાહના મનમાં પહેલાથી વૈરાગ્ય હતો અને પોતાના પિતાના મોટા ભાઈ પબાશાહનું કાર્ય બનવાથી વૈરાગ્યમાં વધારો થયો હતો તેથી આજ્ઞા માંગતાં કાંયાશાહે તેને અટકાવ્યા હતા.

આજે ૧૮૯૫ની સાલ ચાલે છે અને મધ્યમ પુત્ર નરસિંહના સગપણની વાટાઘાટ થાય છે. ભાડીએ સગપણ

કરવું એમ નિશ્ચય થઈ ગયો. અર્થાત્ ભાડીયે સગપણ થયું. તેના માટે ગામમાં સાકરનાં લાણાં વ્હેંચાય છે. મિષ્ટાન્નને ઇન્સાફ અપાય છે ત્યારે વાલજી શાહને આ બધી જાતની ઉપાધિ છોડી પોતાનું આત્મકલ્યાણ કરવાની ઉત્કૃષ્ટ ભાવના થઇ છે. અને તે વિચારને અમલમાં મૂકવા માટે વડિલબંધુ કાંયાશાહ પાસે વાત કીધી. અને છેવટ 'હા' 'ના' કરતાં રજા મલી. હવે બીજો કોઇ અંતરાય પાડે એમ નથી કારણ કે વાલજી શાહની સ્ત્રી પહેલાં મરણ પામી હતી તેથી બીજાની આજ્ઞાની જરૂર ન હતી. હવે વાલજી શાહ આચાર્ય મહારાજ શ્રી મોટા પક્ષના સંઘાધિપતિ કર્મચંદ્રજી સ્વામી પાસે ગયા અને અધ્યયન કરવા લાગ્યા. સાથે સાથે નાના પ્રકારની તપશ્ચર્યા પણ કરવા લાગ્યા. થોડાજ વખતમાં જોઈતું જ્ઞાન સંપાદન કરી લીધું. નરસિંહના સગપણનું કામ પતી ગયાને આજે બાર મહીના થઈ ગયા છે ત્યારે વાલજી શાહ ગુરૂદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામીના સાથે ઘેલડે આવ્યા. ગામનાં બધાં માણસો વ્યાખ્યાન સાંભળવા ગયા. આચાર્ય દેવે સમયને ઉચિત ધર્મદેશના આપી. બધાંને આ દેશના રૂચી. વ્યાખ્યાન સાંભળી સર્વ પોત પોતાના ઘેર ગયા. વાલજી શાહે પોતાના ભાઇ આગળ દીક્ષાની વાત કરી. કાંયાશાહે રજા આપી. દીક્ષાનો દિવસ નક્કી થયો. અને દીક્ષા પણ શ્રી ભૂજ નગરમાં લીધી. (તે વખતે દીક્ષાઓ પ્રાય: શહેરોમાં થતી.) તે વખત હતો ૧૮૯૫નાં વર્ષનો. હવે વાલજી શાહ મટીને વાલજી સ્વામી થયા. સંસારી મટીને સાચા ત્યાગી થયા. વાલજી સ્વામી હવે તપશ્ચર્યામાં જ્ઞાન સાથે વધારો કરવા લાગ્યા. કારણ કે એકાંતરે ઉપવાસ તો ચાલુ હતાજ, પણ વચ્ચ વચ્ચમાં છઠ્ઠ, અઠ્ઠમાદિથી માંડીને

મોટી તપશ્ચર્યા કરવા લાગ્યા. સાથે ઉગ્ર વિહાર કરવો. નાના મોટાની વૈયાવૃત્ત્ય કરવી ઇત્યાદિ બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યા સાથે પોતાનું આત્મકલ્યાણ કરવામાં ઉદ્યમવંત થયા. તપસ્વી શ્રી વાલજી સ્વામીએ ૩૫ વર્ષો સુધી પાણી પીવાનું બંધ રાખ્યું ફક્ત ઉપભોગમાંજ વાપરતા, બાકી તો છાશજ વાપરતા. પરદેશમાં પણ ઘણી વખત શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી અને બીજા મુનિરાજો સાથે ગએલા છે. આવી રીતે પોતાનું સંયમી જીવન સુખે વ્યતિત કરે છે.

---

# પ્રકરણ ૮ મું

## અખંડ સૌભાગ્યવતી જેઠીબાઇનું મૃત્યુ. બધાનો વૈરાગ્ય ને મસલત.

નરસિંહને આજે લગભગ નવ વર્ષ થવા આવ્યા છે. ચાંપસિંહ બાર વર્ષનો છે ત્યારે વૃજપાળને છ વર્ષ થયા છે. એટલે ત્રણે બાળકો બાળ—અવસ્થામાં આનંદથી રહે છે. નિત્યનિયમ પ્રમાણે નિશાળમાં જાય છે અને ખંતથી વિદ્યાભ્યાસ કરે છે.

૧૯૦૩ ની સાલ ચાલે છે ત્યારે એક વખત કાંયાશાહ ગમગીનીમાં બેઠા છે. શું કરવું તે સૂઝતું નથી. મારા ઘરનું શું થશે ? બાલકોનું શું થશે ? આવો વખત કેટલા દિવસ સુધી ચાલશે? પૂર્વકૃત અશુભ કર્મોનો આ વખતે જ ઉદય થયો છે. સગાં, સંબંધીઓ આવે છે તે કાયાશાહને દિલાસો આપે છે કે, બધું સારૂં થઇ રહેશે; ફિકર કરવી નહિં. ચાર દિવસ એવા પણ આવે;

પણ કાંયાશાહને વિશ્વાસ આવતો નથી. આટલી બધી ચિંતા કરવાનું કારણ—આજ દિવસ જેઠીબાઇની માંદગીનું છે. ઘણાં ઉપાયો કરતાં પણ જીવલેણ માંદગી ઓછી થતી નથી. કેટલાક દિવસો થયાં વ્યાધિ વૃદ્ધિ જ પામતી જાય છે. શરીરમાં હવે બીલકુલ શક્તિ નથી. ઉઠાતું નથી. બેસાતું પણ નથી. તેમ વાત કરતાં પણ ગ્લાની ઉત્પન્ન થાય છે. દવા મૂકી દીધી છે. એકજ પ્રભુસ્મરણની દવા રાખેલ છે. જેઠીબાઇનું મન પણ નિર્મોહ થયું છે. પ્રભુસ્મરણ સિવાય આ તરફની ભલામણ—શિખામણ પણ આપતા નથી. પૂર્વકૃત કર્મોદયથી સંયોગ કે વિયોગ થાય છે એમ તેઓ સારી પેઠે સમજતા હોવાથી અને પોતાનો અંતિમ સમય નજીક આવ્યો છે એમ જાણીને પૌદ્ગલિક વસ્તુ તેમજ અન્ય સંયોગોમાંથી પોતાના મનને ખેંચી લઇ ફક્ત એકજ સ્મરણ કરે છે.

આજે ત્રણે છોકરાઓ નિશાળે ગયા નથી. ગામના માણસોની અવરજવર (આવવું અને જવું) વધારે થાય છે. કાંયોશાહ એક ખૂણામાં બેઠા વિચારમાં તલ્લાલિન થયા છે. વચ્ચે વચ્ચે આંખમાંથી અશ્રુઓ પડે છે. પોતાની સ્ત્રીની આ છેલ્લી અવસ્થા જોઈ વધારે ખિન્ન થાય છે. બાળકો પણ પોતાના માતુશ્રી તેમજ પિતાશ્રીની આવી સ્થિતિ જોઇ રડું રડું થઈ રહ્યા છે. ચાંપસિંહ સિવાય બે બાળકોએ તો મોટે સ્વરે રડવાનું પણ ચાલુ કરી દીધું છે. આવનાર સ્ત્રી ને પુરૂષો છોકરાંઓને છાનાં રાખવાનો વ્યર્થ પ્રયાસ કરી રહ્યા છે. પણ છોકરાંઓ શાના છાના—ચૂપ રહે ? (પ્રેમાળ માતાનો વિયોગ કયા પુત્રને નથી શાલતો ?) કારણકે જેને હૃદયમાં

કારી ઘા ( ભયંકર આઘાત ) થયો છે. પોતાને મળતું માતૃ-સુખ હંમેશનાં માટે જાય છે. ફરીને માતૃદર્શન મલવાનું નથી. હવે તો ચાંપસિંહની રહી સહી હિંમત પણ ખૂટી. તે પણ ' અરે માડી, ' 'ઓ મા,' કહીને રડવા લાગ્યો. આવેલા માણુસોની આંખોમાંથી પણ આ બાલકોનું કલ્પાંત સાંભળી અશ્રુઓ પડવા લાગ્યા. છોકરાઓ કેમે કરી પણ છાના "ચૂપ" રહેતા નથી. કાંયોશાહ પણ પ્રયાસ કરી રહ્યા છે. ત્યારે પોતાનું હૃદય પણ કારી ઘાથી ભેદાઇ ગયું. છોકરાઓને છાના રાખવાના બદલે પોતેજ રડી ઊઠ્યા. આ વખતે જેઠી-બાઇએ છેલ્લી બાકીની ઉપાધિ છોડી દીધી છે. "સુઘડ સ્ત્રીનો સાચો પ્રેમ કયા પ્રેમી પતિને દુ:ખ નથી આપતો ? " પ્રભુ-સ્મરણ કરતાં કરતાં સ્વર્ગમાં ચાલ્યા ગયા. પોતાના પતિદેવ અને નાના બાલકોને રડતા મૂકી ગયા. આ વખતનો દેખાવ અત્યંત કરૂણામય લાગતો હતો. આખા ગામમાં હા ! હા ! કાર વર્તી રહ્યો. "એવો કયો પાષાણહૃદયી હોય કે આવા પ્રકારનો બનાવ જોતાં જેને દુ:ખની લાગણી ન થાય ? " સૌ કોઈ પટેલની દયા ખાવા લાગ્યા. અને જેઠીબાઇનાં વખાણ કરવા લાગ્યા. કેટલાકો બાલકો ઉપર દયા બતાવવા લાગ્યા. બાલકોની આંખો રડવાથી લાલચોળ થઈ ગઇ છે. માતુશ્રીના શબના સન્મુખ ઉભા રહી રડયા કરે છે. માણુસો ઘણું સમ-જાવે છે પણ ન તો ત્યાંથી પાછા હઠે છે કે ન તો રડતા બંધ થાય છે. કાંયોશાહ પણ કિંકર્તવ્ય મૂઢ બની ગયા છે. કોઇ દિશા સૂઝતી નથી. માણુસો અને સ્ત્રીઓ ભેગા મલ્યા છે. નનામી તૈયાર થાય છે. આ જોઇ કાંયાશાહ અને બાલ-કોના હૃદયો ફાટું ફાટું થઇ રહ્યા છે. "આ વખતનું ધ્યાન

કોઈ પણ કલમથી થઇ શકે એમ નથી, જેને અનુભવ હોય તેજ જાણી શકે." (આ ચિતાર મનમાં ખડો થતાં કલમ થંભી જાય છે, અને હૃદય રડી ઉઠે છે.) આખર નનામીમાં જેઠીબાઇના કલેવરને સૂવાડયું, અને શ્મશાનમાં જઇ અગ્નિ સંસ્કારાદિ ક્રિયા કરી. તે વખતે કાંયાશાહની સ્થિતિ જુદીજ હતી. તેનાં વિચારોનો વમળ જુદી દિશામાં વહ્યા કરતો હતો. જેમ જેમ ચયમાં અગ્નિ દેવે જેઠીબાઈના મૃત શરીરનો ભોગ લેવા માંડયો તેમ તેમ કાંયાશાહનું ચિત્ત સંસારની ઉપાધિથી વિમૂક્ત થતું ગયું. સાથે બાલકોનું મન પણ ઉદ્વેગ પામ્યું. બીજાઓ જ્યારે પટેલના માથે પડેલ દુઃખની વાતો કરતા ત્યારે પટેલ કાંયોશાહ એ દુઃખોનો નાશ કરવાનો ઉપાય શોધતા હતા. આખર ચય ખલાસ થવા સાથે મઈઠ-કલેવર પણ બળી ખાક થયું. ત્યારે કાંયાશાહને પણ દુઃખ દૂર કરવાનો માર્ગ મળી ગયો. બધાં સ્નાન કરી પોતપોતાના ઘરે ગયા. ત્યારે પટેલ પણ પોતાના ત્રણ શિશુ સાથે ઘરમાં આવ્યા. પણ હવે ઘરમાં ચિત્ત પરોવાતું નથી. તેની તો હવે એકજ ભાવના છે. તે પણ સંસારને દુઃખમય અને અસાર જાણી ત્યજવાની. મૃત્યુ અને તેના પાછળની ક્રિયાઓ પૂર્ણ થઈ. સર્વે પોતપોતાના સ્થાને થયા. ઘરમાં હવે આસઈ બ્હેન ને ત્રણ છોકરાઓથી કાંયોશાહ વૈરાગ્યમય ભાવના ભાવતા રહેલ છે. આસઇ બ્હેન કેટલાક દિવસો પછી પોતાના ઘરે (સાસરે) ગયા. હવે પિતા અને ત્રણ પુત્રો રહ્યા. એકદા રાત્રિના સમયે ચારે જણાં બેઠા છે પણ કોઇના ચ્હેરામાં આનંદ કે ઊર્મિ નથી, તેજ નથી. વખતે વખતે માતૃસ્નેહ સાંભળી આવવાથી બાળકો રડી ઉઠે છે,

કમકમી ઉઠે છે. "સર્વ દુઃખો કરતાં માતાના પ્રેમના વિયોગનું દુઃખ દીર્ઘકાલીન અને દુઃસહ હોય છે." આ વખતે પટેલ કાંયાશાહ પોતાના બાલકોને કહે છે કે, વત્સો ! આપણે પૂર્વે કોઈ માઠાં કર્મ કીધાં છે ત્યારે આ વખતે આપણને આ કારમું દુઃખ પડયું છે. અને તે ભોગવતાં આપણાથી સહન થતું નથી. ત્યારે બાલકોએ કહ્યું: બાપા ! એ દુઃખ કેમ જાય? ત્યારે કાંયાશાહ કહેઃ-જો આપણે સંસારનો ત્યાગ કરી તમારા કાકા (કાંયાશાહના કાકાના પુત્ર ભાઈ) વાલજી સ્વામી જેવા થઇએ તોજ દુઃખોનો અંત થાય. તે સિવાય બીજો કોઈ માર્ગ-ઉપાય નથી. બસ આટલું સાંભળતાંજ પૂર્વ-જન્મના સંસ્કારથી ત્રણેને વૈરાગ્ય જાગ્યો. સંસારનો ત્યાગ કરવો. દુઃખોનો નાશ કરવો. ત્રણેની એકજ ભાવના-એકજ મતિ-એકજ ધૂન જોઈ કાંયાશાહને કાંઇક શાંતિ થઈ. પોતાના બાલકોને કહ્યું કે-આ વાત હમણાં કોઇ આગળ કહેવી નહિ. આપણને શ્રી ગુરૂ મહારાજનો સંયોગ મળશે ત્યારે વાત કરશું. આમ વિચાર મજબૂત કરી હવે ગુરૂદેવ શ્રી પધારે તો સારૂં. એમ ચિંતવના કરતાં સૂઈ ગયા. અને દિવસો વ્યતિત કરવા લાગ્યા. "પૂર્વ સંચિત અશુભ કર્મોદયથી દુઃખો પડે છે તે સમભાવથી ભોગવીને મહાન્ પુરૂષો શાંતિના માર્ગે આગળ પ્રયાણ કરે છે. અથવા ગમે તેવાં કઠિન કર્મોમાંથી પોતે માર્ગ શોધી કહાડે છે, અને પોતાનું કાર્ય સિદ્ધ કરે છે."

---

# પ્રકરણ ૯ મું

## આચાર્યશ્રી કર્મચંદ્રજી મહારાજનું ઘેલડામાં પધારવું અને ધર્મોપદેશ આપવો.

આજે ઘેલડા ગામનાં સ્ત્રી અને પુરૂષો, બાલકો અને બાલિકાઓ સારાં સારાં વસ્ત્રો પહેરી ટોળેટોળાં મળી એક દિશા તરફ જઇ રહ્યા છે. અને એક બીજાને કહે છે કે, ભાઇઓ! જલદી તૈયાર થાઓ! ઉતાવળ કરો! પાછળનાં આગળનાંઓને કહે છે: ભાઇ, જરા ઉભા રહો, હું હમણાં આવ્યો, આ આવ્યો, એમ એક બીજાને પ્રેમથી કહી રહ્યા છે. બધાંનાં મન આજે આનંદથી નાચી રહ્યા છે. બધાંનાં હૃદયમાં એક જ ભાવ ઉત્પન્ન થયો છે. તેના ચાલચલગત અને બોલવા ઉપરથી એમ સમજાય છે કે—આજે ધર્મનો મહોત્સવ કે ધર્મની ધુંસરીને વહન કરનાર કોઇ પણ મુનિપુંગવ પધારેલ હોય અને તેનાં દર્શન કરવા માટે બધાંને આનંદ થયો હોય એમ લાગે છે. ગામના માણુસોને એક દિશા તરફ જતાં જોઇ કાંયોશાહ તેમને પુછવા લાગ્યો કે ભાઇઓ! આજે આટલો બધો આનંદ શો? અને કયાં જવાનું છે? ત્યારે તેમાંથી એક માણુસ કહે:—પટેલ! તમને ખબર નથી? આજે આપણા ગામમાં ધર્મમાં મેરી સમાન, રાજયોગથી શોભિત, બાવીશ પ્રકારના પરિષહોને જીતવામાં વીર સમાન, મિથ્યાત્વ મહામલ્લને જીતીને જેણે દૂર કર્યો છે, મોહરૂપ હસ્તિને વિદારવામાં સિંહ સમાન પરાક્રમી, ભવ્યજીવ પ્રતિબોધક, શ્રી જૈન દિવાકર, પંચ મહાવ્રતધારક, છત્રીશ ગુણેસહિત, સુરિરાજ,

ગુરૂદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી પોતાના શિષ્ય સમુદાયથી પધાર્યા છે. તેમને વંદન કરવા અમે જઇએ છીએ. આટલું કહેતો તે માણસ આગળ ચાલ્યો ગયો. આ સાંભળી કાંયા-શાહને અત્યંત આનંદ થયો. કારણ કે-" એક તો ભાવતું હતુંજ અને વૈદ્યે બતાવ્યું " આ ન્યાયે કાંયોશાહ તુરત પોતાના ઘરમાં આવ્યો. સાથે ત્રણે બાલકોને પણ ખબર આપી કે આપણે જેમની રાહ જોતા હતા તેજ આપણા ગુરૂદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી અને તેમના સાથે તમારા કાકા ગુરૂ શ્રી વાલજી સ્વામી પધાર્યા છે, માટે તમે ત્રણે તૈયાર થાઓ. આપણે હમણાંજ શ્રી ગુરૂદેવને વંદન કરવા જઇએ. એમ પતાશ્રીના વચનો સાંભળી ત્રણે છોકરાઓને અત્યંત આનંદ થયો. અને તુરત તૈયાર થઈ પોતાના પિતાશ્રી કાંયા-શાહ સાથે શ્રીગુરૂ મહારાજને વંદન કરવા ગયા. સુરીશ્વર શ્રી કર્મચંદ્રજી મહારાજ ધર્મસ્થાનકમાં રહ્યા છે ત્યાં આવી ઉલટ ભેર-અનન્ય ભક્તિથી વંદન કરતાં જેની આંખોમાંથી અશ્રુ વહેવા માંડયાં. કંઠ રૂંધાવા માંડયો. હૃદય ઉલ્લસીત થયું છે એહવા કાંયાશાહ અને તેના બાલકોના મસ્તકો આચાર્યના ચરણ કમળમાં ઢળી પડયા. કેટલોક વખત એજ સ્થિતિએ રહ્યા પછી તેઓ સ્વસ્થ થયા. બન્ને હસ્તો જોડેલા છે

---

૧-કાંયાશાહને ગુરૂ પધાર્યા તેની ખબર કેમ ન પડી ? તે શું ગામમાં ન હતા કે બીજું કાંઈ કારણ હતું ? કારણ કે ઘેલડા ગામ તદ્દન નાનું છે. એમ શંકા થાય તો તેના જવાબમાં એજ કે, જેઠીબાઈના મૃત્યુ પછી કાંયોશાહ જરૂરી કાર્ય સિવાય ઘરમાંથી બહાર નીકળતાજ નહિં. કારણ કે ઘરનો બોજો અને ધર્મ ચિંતવના સિવાય બહારની ઉપાધિથી તેઓ જાણીને દૂરજ રહેતા.

અને ભક્તિથી જેનું મસ્તક નમી ગયું છે એવા કાંયાશાહને ગુરૂદેવે મધુર વાણીથી પુછ્યું:-કેમ દેવાણુપ્પિયા! ધર્મ કરણી થાય છે? ત્યારે કાંયાશાહ કહે:-ભગવન્! અમે હમણાં દુ:ખ રૂપી ડુંગર નીચે દબાઇ ગયા છીએ, એટલે ધર્મ કરવાનું સૂઝતું નથી. આટલું બોલતાં બોલતાં આંખમાં જળજળીયાં ભરાઈ આવ્યાં. ત્યારે પાસે બેઠેલ માણસે કહ્યું:-ગુરૂદેવ! જેઠીબાઈના સ્વર્ગવાસ પછી પટેલની આવી સ્થિતિ થઇ છે. આચાર્યશ્રીએ કહ્યું:-દેવાણુપ્પિયા! કર્મની ગતિજ એવી છે. આમ વાતો કરી સૌ પોતપોતાના ઘરે ગયા. તે વખત હતો ૧૯૦૩ ની સાલનો.

બપોરના બાર ઉપર એક વાગ્યાનો સમય થયો છે. સ્ત્રી અને પુરૂષો ક્રમશ: ગોઠવાઈ ગયા છે. કોઈની રાહ જોતાં હોય એમ આતુર નયને દરવાજા સન્મુખ બધા વારંવાર જોઈ રહ્યા છે. એટલામાં જેહની રાહ જોવાતી તે વ્યક્તિને પોતાના ત્રણ પુત્રો સાથે આવતો જોયો. તે પુરૂષ બીજો કોઇ નહિ પણ તે કાંયોશાહજ હતો. હવે કાંયોશાહ બધાંથી આગળ આવીને પુત્રો સહિત બેઠો. બધાં ભેગાં થઈને બેઠા છે તે સ્થાન બીજું નહિ પણ તે ધર્મસ્થાનકજ છે. અને વ્યાખ્યાન વાંચવાનો સમય છે એટલે બધાં વ્યાખ્યાન સાંભળવા એકઠા થયા છે. જ્યારે કાંયોશાહ આદિ બધાં આવી ગયાં ત્યારે સૂરિરાજ શ્રી કર્મચંદ્રજી સ્વામી પોતેજ એક ઉંચા આસન ઉપર બીરાજમાન થઈ, સંસારથી તારનારી એવી ભવ્ય દેશના આપવાનો પ્રારંભ કરે છે:—

ભો! ભો! ભવ્યાત્માઓ! આ જીવ અનંતકાળથી પર પરિણિતિમાં વર્ત્તતો સંસાર રૂપી અટવીમાં ભમ્યો છે, પણ હજી સુધી ભવોનો અંત આવ્યો નથી. તેમ મોહના

ઉદયથી આત્મા અનાદિકાળથી પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયો છે અને મતિ ભ્રમણાથી પરવસ્તુને પોતાની માની હાથે કરી અનેક જાતનાં દુઃખો વ્હોરી લીધાં છે. તેમાં સગાં, સંબંધી, સ્ત્રી, પુત્ર, પુત્રી, ધન, માલ, ક્ષેત્રાદિ સર્વ સામગ્રી મારી છે, હું એહનો છું, એ સિવાય મારાથી ચલાવી (ચાલી) શકાયજ નહિ. પરંતુ હે ભવ્યો! આ ભોળા સ્વભાવનો જીવાત્મા એમ સમજતો નથી કે જેને તારી વસ્તુ માની છે તેહના ધર્મ–સ્વભાવમાં અને તાહરા ધર્મ–સ્વભાવમાં કેટલો ફરક–તફાવત છે? જ્યારે ચર્મ ચક્ષુથી જોવાતાં પુદ્‌ગલો નાશવંત, ક્ષણિક, અને પલટાઈ જવાના સ્વભાવવાળા છે, ત્યારે જીવાત્મા અખંડ, અવિનાશી, સ્વ સ્વરૂપી, અનંતજ્ઞાન, દર્શન ચારિત્ર્યમય ગુણોનો ધારક છે. જ્યાંસુધી જીવ પાદ્‌ગલિક ભાવ છોડી પોતાના સત્ય સ્વરૂપને ઓળખે નહિ ત્યાં સુધી તે કોઈ પણ દિવસ સત્ય સુખને શોધી–મેળવી શકતો નથી. માટે હે દેવાણુપ્પિયાઓ! ખોટી મોહજાળથી વિમુક્ત થઈ આત્મસાધન કરવા માટે ધર્મને શરણે આવો. કારણ કે આ અમૂલ્ય અને મહા મહેનતે (દશ દ્રષ્ટાંતે દુર્લભ) મળેલ મનુષ્ય-જન્મ જો હમણાં સફલ નહિં કરશો તો ફરી ફરીને તે (મનુષ્ય ભવ) મળવો કઠીન છે. માટે હે આયુષ્મનો પર પરિણિતિ–પર સ્વરૂપને મૂકી આત્મસ્વભાવમાં રમણ કરવા ધર્મનું શરણ ગ્રહો! નિવૃત્તિ માર્ગ–ત્યાગ માર્ગને અંગીકાર કરો! કારણ કે નિવૃત્તિ માર્ગ સિવાય જીવાત્મા બરાબર ધર્મની આરાધના કરી શકતો નથી. હે ધર્મેચ્છુઓ! જો મૃત્યુથી કે દુઃખોથી બચવું હોય તો શ્રી વીતરાગ દેવે બતાવેલ માર્ગને અંગીકાર કરો!

આ જીવ અનંત ભવભ્રમણ કરતાં અનેક જાતિના દુઃખો ભોગવી આવ્યો છે, અનેક જાતનાં સંબંધો કરી આવ્યો છે. જેવાં કે:–કોઇક વેળા પિતાપણે, માતાપણે, સ્ત્રીપણે, પુત્ર–પુત્રીપણે, સધન–નિર્ધનપણે, શેઠ–ચાકરપણે, રાજા–રંકપણે એ રીતે એક એક સંબંધ અનંત અનંત વખત કરી આવ્યો છે; તો હે ધર્મજિજ્ઞાસુઓ ! જેને તમારા સંબંધીઓ તરીકે તમે ઓળખો છો તેમની સાથેના તમારાં પાછળનાં સંબંધનો દીર્ઘ વિચાર કરી જુઓ ! એટલે જણાશે કે વર્ત્તમાનકાળનાં સંબંધો ગયા કાલની અપેક્ષાએ કેટલા સત્ય છે ? અર્થાત્ ખોટા છે. તો પછી એવાં ખોટાં સંબંધોમાં મોહ રાખી શા માટે દુઃખી થવું ? હાથે કરી ઉપાધિ વહોરવી ? તેથી હે ધર્મપિપાસુઓ ! ઇંદ્રજાળ સમાન આ સંસારને છોડી, મોહજાળથી વિમુક્ત થઇ આત્મસાધન કરવા માટે ઉલટભેર ધર્મને અંગીકાર કરો. ઈત્યાદિક દેશના મધુર વાણીથી આચાર્યદેવે કહી સંભળાવી. આ વ્યાખ્યાન સાંભળતાં બધાંને આનંદ થયો. પછી શ્રી ગુરૂદેવને નમસ્કાર કરી પર્ષદા પોત પોતાના સ્થાને ગઇ. પણ ન ગયા એક કાંચાશાહ અને તેના ત્રણ પુત્રો.

---

# પ્રકરણ ૧૦ મું

## શ્રી આચાર્યદેવનો વિહાર. ચારેનો વૈરાગ્ય ને મસલત.

જેનું હૃદય વિકસ્વર થયું છે, આનંદથી જેનું મસ્તક ડોલ્યા કરે છે, વૈરાગ્યના રંગથી જેનો આત્મા રંગાઈ ગયો છે, જેમ મોરલીમાંથી નીકળતો મધુર ધ્વનિ સર્પના કર્ણપ-

ટમાં પેસવાથી સર્પ ડોલ્યા કરે, તેમાં તલ્લાલિન થઈ થોડા વખત પોતાનું ભાન ભૂલી જાય, તેવીજ સ્થિતિ આ વ્યક્તિની થઇ છે. સાંભળેલ શબ્દોનો પુનઃ પુનઃ ઈહાપો–વિચારણા કરી રહ્યો છે. તે સાથે પોતાની સ્થિતિની તુલના કરી રહ્યો છે. અને સન્મુખ બેઠેલ વ્યક્તિના સામે વખતો વખત જુએ છે. તે વ્યક્તિ કાંયોશાહ પોતેજ છે. અને સન્મુખ બેઠેલ છે તે પરમ પૂજનીય આચાર્યદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી છે.

કાંયાશાહની આવી સ્થિતિ જોઈ સુરીશ્વરદેવ કાંયાશાહ પ્રત્યે કહેવા લાગ્યા. દેવાણુપ્પિયા ! શ્યા વિચારમાં પડયા છો ? એમ સુમધુર વાણીથી જ્યારે પ્રશ્ન પુછયો તે સાંભળી કાંયોશાહ બન્ને હસ્તો જોડી મસ્તક નમાવી કહેવા લાગ્યા. પ્રભો ! આપશ્રીની વાણી શ્રવણ કરી મારી સ્થિતિ સાથે સમન્વય કરૂં છું એટલે મને સમજાય છે કે, આપશ્રીએ જે શ્રી વીતરાગની વાણીનો સદ્બોધ કર્યો તે સ્વરૂપ અક્ષરશઃ મને લાગુ પડે છે. તેથી સંસારનું સ્વરૂપ કેવું છે ? જીવ શ્યાથી બંધાય છે ? અને કેમ મૂક્ત થાય છે ? એ માર્ગની ખોજ–શોધ કરતાં આપશ્રીના કહેલ વચનો સત્ય લાગે છે. એટલે હવે આ કારાગાર સમાન સંસાર ઉપરથી મારૂં ચિત્ત ઉદ્વેગપણાને પામ્યું છે. તેથી હે પ્રભુ ! મારા ઉપર કૃપાદૃષ્ટિ કરી મને આ દુઃખોમાંથી છોડાવવા આપશ્રીના સાથે લિઓ અને મોક્ષને સાધવામાં મદદ કરો. આ મારાં ત્રણે બાલકો પણ આપશ્રીના સાથે રહેવાથી આનંદ પામશે અને શાશ્વત આનંદ મેળવવા કટીબદ્ધ થશે. માટે હે ભગવન્ ! કૃપા કરો ! કૃપા કરો !! કાંયાશાહનાં વચનો સાંભળી સુરિદેવ કહે:–દેવાણુપ્પિયા ! જો

તમારી એહવીજ ભાવના છે તો આ અસાર સંસારને મૂકતાં વિલંબ કરવો નહિં. કારણ કે આત્મસાધન સિવાયનો એક સમય પણ જાય છે તે ફોકટનો છે અને તે પાછો કોઈ રીતે પણ મળતો નથી. માટે વૈરાગ્યમાં વધારો થાય, સંસારની ઉપાધિ ઓછી થાય એવી રીતે વર્ત્તન કરી તુરતજ સંસારનો ત્યાગ કરી આત્મસાધનના માર્ગે લાગો. આવા ગુરૂદેવના વચનો સાંભળી કાંયોશાહ અત્યંત આનંદ પામ્યો, અને આચાર્યશ્રી વગેરે મુનિઓને નમસ્કાર કરી પોતાના પુત્રો સહિત પોતાના ઘરે આવ્યો. પછી પુત્રોને સંબોધી કહેવા લાગ્યો:—વત્સો! ગુરૂમહારાજની વાણી તમે સાંભળી? બાલકો કહે—હા, પિતાશ્રી! ગુરૂમહારાજે કહ્યું તેજ પ્રમાણે સ્વરૂપ છે, અને અમો પણ એ શાશ્વત સુખો મેળવવા આપશ્રી સાથે ચાલીશું, આપની સેવામાં રહેશું. પોતાના પુત્રોનાં વચનો સાંભળી કાંયાશાહને વધારે આનંદ થયો અને પોતાને તથા પુત્રોને મનથી ધન્યવાદ આપવા લાગ્યો. પુત્રોને કહેવા લાગ્યો કે, વ્હાલા પુત્રો! જો તમારી એહવી ઈચ્છા છે તો તે ઈચ્છા પ્રભુકૃપાથી પૂર્ણ થશે. આપણે બધાંએ સંસારનો ત્યાગ કરી ગુરૂમહારાજનાં ચરણકમળમાં રહ્યાં થકાં આત્મસાધન કરી શકીશું. આ એકજ જાતના વિચારથી બધાંને આનંદ થયો. તેઓ આનંદથી દરરોજ વ્યાખ્યાન સાંભળવા તેમજ વચ્ચેના સમયે અવારનવાર ધર્મસ્થળમાં ગુરૂમહારાજના પાસે જવા લાગ્યા, અને પ્રતિક્રમણાદિકનો અભ્યાસ કરવા લાગ્યા.

હવે ઘેલડા ગામમાં લોકો જ્યાં ત્યાં કાંયાશાહના વૈરાગ્યની વાતો કરવા લાગ્યા. કેટલાકો ધન્યવાદ આપવા

લાગ્યા. કેટલાકો આપણુને તે દિવસ ક્યારે આવશે એમ ભાવના ભાવવા લાગ્યા. કેટલાકો વિપરીત વાતો કરવા લાગ્યા. બીજા ગામથી આવતા જતા માણુસો પણુ વાતો કરવા લાગ્યા. એમ દરેક ઠેકાણે વાતો ફેલાઈ ગઇ. ઠેક ઠેકાણે બધાં સંબંધીઓને ખબર પડી ગઈ છે. કાંયોશાહ દરરોજ ક્રમ પ્રમાણે કામ કરતા જાય છે. સુરીશ્વર શ્રી કર્મચંદ્રજી સ્વામી પણુ કેટલાક દિવસો ત્યાં રહી, પોતાના શિષ્ય સમુદાય સહિત અન્યત્ર વિહાર કરી ગયા છે. આ તરફ કાંયોશાહ પણુ પોતાના પુત્રોને લઈ મુંદરા બંદરે જવા તૈયાર થયા છે પણુ શુભ કાર્યોમાં વિઘ્નો ઘણાં હોય છે. તેમ હવે વિઘ્નોની શરૂઆત થવાનો સમય આવી પ્હોંચ્યો છે. કાંયોશાહ પણુ કેશરીઆ કરી વિઘ્નોને વિદારવા તૈયાર થઇ ગયા છે. અર્થાત્ કોઈ પણુ રીતે પોતાનું કાર્ય સાધવામાં મશગુલ બન્યા છે. આચાર્યદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી વિહાર કરતાં મુંદરા બંદરે પધાર્યા છે. આ ચારે ભાવિ આત્માઓ પણુ ત્યાં પ્હોંચી ગયા, અને પોતાનો અભ્યાસ ચાલુ કરી દીધો. સામાયિક, પ્રતિક્રમણુ, થોકડા, પ્રકરણુ, દશવૈકાલિક સૂત્ર, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, નંદીસૂત્ર, સૂયગડાંગ સૂત્ર આદિ સિદ્ધાંતોનો ક્રમશ: અભ્યાસ કરવા એકતાન થયા છે અને દરરોજ નિયમ પ્રમાણે કાર્ય કર્યે જાય છે.



# પ્રકરણ ૧૧ મું.

## ખેરાજશાહને ખબર અને ખટપટ. લક્ષ્મીદાસ-કામદારને લાલચ આપવી.

આજે પત્રીના તાબાનાં વાંકી ગામમાં અને ગલ્લીકુંજીએ, બજાર ને ચૌટે, રાજ્યમાર્ગે કે વચ્ચમાં, બે માણુસો ભેગા થાય તો પણ એકજ વાત થઈ રહી છે. દરેક પોતપોતાના વણ-માગ્યા અભિપ્રાયો આપતા જાય છે. આ વાત એક કુટુંબીના કાને પડે છે તેથી તે માણુસ મૂળ વાતના ઉત્પાદક (જેની વાતો થાય છે તેને) ને અટકાવવા દોડાદોડ કરી રહ્યો છે. તે માણુસ કાંયાશાહનો શાળો અને ત્રણે છોકરાઓનો મામો ખેરાજશાહ છે. જેની વાતો થાય છે તે દીક્ષા લેનાર કાંયો-શાહ છે. અને વાતો દીક્ષાની થાય છે. ખેરાજશાહ પોતાના સંબંધીઓની સલાહ-મતિ-પુછે છે ત્યારે કોઈ કહે-દીક્ષા ભલે લે, ત્યારે બીજાઓ કહે-દીક્ષા લેવા દેવી નહિં. ગામનાં માણુસો પણ આ બે પ્રકારની વાતો કરી રહ્યા છે. આમ વાતો સાંભળી ખેરાજશાહની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ પડી છે, કારણ કે દીક્ષા અટકાવવા તે કોઈ પણ રીતે ફાવ્યો નહિં. ત્યારે પાછો વિલે મુખે પોતાના ગામ વાંકીએ પહોંચ્યો, પણ મનમાં અશાંતિ હોવાથી પાછો જ્યાં આચાર્યદેવ અને દીક્ષાના ઉમેદવાર કાંયા-શાહ છે ત્યાં આવ્યો અને ખૂબ સમજાવવા માંડયો પણ મહેનત બધી પાણીમાં ગઈ. કારણ કે કાંયાશાહે પોતાનો નિશ્ચય ખુલ્લા શબ્દોમાં જણાવી દીધો. બસ, અગ્નિમાં ઘૃત હોમાયું. હવે તો ખેરાજશાહે પણ નિશ્ચય કર્યો કે, કોઇ પણ પ્રકારે

મારા બનેવીને દીક્ષા લેવા દેવી નહિં. એ પ્રમાણે નક્કી કરી પોતાની વાતને પાણી આપવા આકાશ પાતાળ એક કરવા મંડી પડવું. એમ વિચારી પોતાના ગામ વાંકીમાં આવી વિચારવા લાગ્યો કે, હવે શું કરવું ? કોની મદદ લેવી ? એમ વિચારમાં ને વિચારમાં દિવસો ઉપર દિવસો અને મહીનાઓ ઉપર મહીનાઓ ચાલ્યા ગયા. એમ કેટલાંક વર્ષો સુધી એ ધગધગતો અંતરનો દાવાનળ ખેરાજશાહનો શમ્યો નહિં ત્યાં સુધી આચાર્યદેવ પણ એ ભાવિકોને દીક્ષા આપી શકયા નહિં; કારણ કે ખેરાજશાહે મહારાજશ્રીને કહેલું કે, એઓને દીક્ષા આપવી નહિં અને આપશે તો કામ વધારે બગડશે.

આમ એક પછી એક ખેરાજશાહ ષટ્યંત્ર ફસાવવા માટે રચતો જાય છે, અજમાયશ પણ કરે છે છતાં પણ કાંયાશાહ પોતાની દ્રઢતાથી એ ષટ્યંત્રો તોડી ધૂળ ભેગાં કરી નાંખે છે. પણ કર્મો કે ભાવી આગળ કોઈનું જોર કે હુંશિયારી ચાલતી નથી.

એક વખત ભૂજનો લક્ષ્મીદાસ કામદાર જે જાતે લુહાણો છે તે કોઈ કાર્ય પ્રસંગે મુંદરે આવેલ તે ખબર ખેરાજ શાહને પડવાથી તે ત્યાં પ્હોંચ્યો. કામદાર સાથે મુલાકાત કીધી અને બનેવીની દીક્ષા લેવાની વાત જણાવી. કામદારે કહ્યું:–દીક્ષા–ભેખ લે છે તેને શા માટે અટકાવ કરવો ? એમાં નફો શો ? આ વચનો સાંભળી ખેરાજશાહ હતાશ થતા હતા ત્યારે વળી ફરી દાવ ફેંકવાનું ધારી કામદારને અમુક રકમ ભેટ ( લાલચ ) આપી તેના વિચારોને બદલાવ્યા. “ બસ, જગતમાં જે કાંઈ ન કરવાનાં કાર્યો પણ પૈસાથી થાય છે.

સાચાનું ખોટું અને ખોટાનું સાચું પૈસો કરાવે છે. પૈસો મોટા મોટા મુનિઓ–ઋષિઓના મનને પણ પીગળાવી દે, તો પછી જે લક્ષ્મીના દાસો હોય તેને પોતાના સપાટામાં લે એમાં કાંઈ આશ્ચર્ય નથી–નવાઈ નથી.” તરતજ કામદારે પોતાના સિપાઈને જહાંગિરી હુકુમ આપ્યો કે, એ ચારે જણાને તુરત બોલાવી લાવ. સિપાઈ ધર્મસ્થાનકે જ્યાં એ ચારે જણા ભણે છે ત્યાં આવ્યો ને હુકુમ સંભળાવ્યો. તે સાંભળી કાંયાશાહને વિચાર થયો કે હવે શું કરવું ? (પોતાના પિતાનો બનાવ ભૂલ્યા ન હતા) તે વખતે મધ્યમ પુત્ર નરસિંહ (ચરિત્રનાયક) કહે–તમે અહિંજ બેઠા રહો હું જાઉં છું, તે કામદાર તેમજ મામા ખેરાજને જવાબ આપી આવીશ. એમ હિંમતથી કહ્યું. કાંયાશાહને વિશ્વાસ આવ્યો. કારણકે તેની તર્કબુદ્ધિ, બોલવાની અને સમજાવવાની શક્તિ સારામાં સારી હતી, તેથી રજા આપી. નૃસિંહ આવેલ સિપાઇ સાથે કામદાર પાસે ગયો. વિનયથી વ્યવહાર સાચવી ઉભો. આ બાલકની હિંમત અને આકૃતિ જોવાથી લક્ષ્મીદાસનું મન પીગળી ગયું અને બોલ્યો:–બચ્ચા ! તમે શા માટે દીક્ષા–ભેખ–લ્યો છો ? તમને શું દુઃખ છે ? ત્યારે નરસિંહ કહે: અમે અમારા આત્માના ભલા માટે દીક્ષા લઈએ છીએ. સંસારમાં નિર્ભયતાનું સ્થાનજ કોઈ નથી કારણકે જ્યાં જાઓ ત્યાં મૃત્યુ પ્હોંચી આવે એમ છે. એટલેજ એ મૃત્યુને જીતવા અમે સંસારનો ત્યાગ કરી ભેખ લઇએ છીએ. નરસિંહની આવી ચતુરાઈ ને સાચા વૈરાગ્યની વાણી સાંભળી લક્ષ્મીદાસ નિરૂત્તર બન્યો. સાથે પોતાના મનથી ધન્યવાદ આપવા લાગ્યો. પોતાનો કડક સ્વભાવ પણ નરમ અને દયાળુ થયો. આમ પોતાનામાં

એકાએક પલટો થએલો જોઈ કામદારનું હૃદય એ બાલક પ્રત્યે ઢળી પડયું. તે પ્રેમથી કહેવા લાગ્યો–પુત્ર ! તમે ભલે દીક્ષા–ભેખ લ્યો. હવે રાજ્ય તરફથી તમને કોઈ પણ હરકત પડશે નહિં. એ પ્રમાણે કામદારે અટકાવવાના બદલે ઉલ્લટી સહાય આપી, બાલકને વિદાય કર્યો. સાથે ખેરાજ શાહે આપેલી લાલચની પણ વાત કરતાં કહેવા લાગ્યો કે, હું અટકાવવાનોજ નહતો અને નથીજ, પણ તમારા મામા ખેરાજશાહે એ બધાં પ્રપંચો રચ્યા અને લાલચ પણ આપી તેથી મેં તમને બોલાવ્યા છે. હવે ખુશીથી દીક્ષા લઈ તમારૂં ભલું કરો. એ બધી વાત નરસિંહે પોતાના પિતા પાસે આવીને જણાવી દીધી. તે સાંભળી કાંચાશાહ વિગેરેએ આ વખતે છૂટકારાનો દમ ખેંચ્યો.

બસ, ખેરાજશાહની બાજી ધુળ ભેગી મળી ગઈ. બાજી ખુલ્લી પડી ગઇ. તે જંખવાણો પડયો, છતાં પણ કિંવદંતિ છે કે–"હાર્યો જુગારી બમણું રમે" એ પ્રમાણે ખેરાજશાહે પોતાના પ્રપંચો ચાલુ રાખ્યા. બમણા જોરથી દાવ પેંચ ફેંકવા માંડયા, પણ ફાવ્યો નહિ. એમ હવે તો છેલ્લો દાવ ફેંકવાની રાહ જોઈ વાતને ઢીલી મૂકી દીધી. બીજી તરફ

---

આ કામમાં ધર્મના દ્વેષી મુદ્રાના દહેરાવાસી ભાઈઓનો પણ મજબૂત હાથ હતો. તેમ હવે પછી આવતું ભૂજપુરનાં પટેલનું પ્રકરણ તે પણ ધર્મનાં દ્વેષથી ઉત્પન્ન થયેલ છે. કારણ કે સ્થાનકવાસી મુનિઓની કરણી ઉગ્ર હતી. ત્યારે દહેરાવાસીમાં તે ન હતી તેથી કેટલાકો સત્ય, અહિંસામય ધર્મમાં આવવા લાગ્યા હતા તેથી ખેરાજશાહને હોળીનું નાળીએર બનાવી પોતે પીઠ પાછળ રહીને દાવ ખેલવા માંડયા. તે આવતું પ્રકરણ વાંચવાથી જણાશે.

સુરીશ્વર પણ અન્યત્ર વિહાર કરી મહિમંડળમાં ચારે ભવિ આત્માઓ સાથે વિચરવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૨ મું

## ખેરાજશાહની ખટપટ ચાલુ. પટેલનાં દાવપેચ. ચારે જણનું પાછું ફરવું.

આજે પ્રાતઃકાળનો સમય છે. ખેરાજશાહે પોતાના શરીર ઉપર નવાં સ્વાંગ સજ્યાં છે. કોઇપણ સ્થાને જવું છે તેની તૈયારીમાં છે. ઘરમાંથી કેટલીક વસ્તુઓ લિએ છે, કેટલીક મૂકે છે. ઘરનાં માણસોને શિખામણ આપે છે, પણ પોતે કયાં જવાનો છે તે વાત કરતો નથી. વ્હેલો દાતણ વિગેરે ક્રિયા પતાવી ગરમ શિરામણી તૈયાર છે તે આરોગી પોતાની બેઠકમાં આવતાં કાંઇક વસ્તુ સાંભળવાથી વિચારમગ્ન થઇ ઉભો છે, એટલામાં નાના બાલકે આવી પૂછયું:-બાપા, કયાં જશો ? ખેરાજશાહ સ્મૃતિમાં આવ્યા. જોઇતી વસ્તુ લઇ ચાલતાં ચાલતાં છોકરાને કહેતા ગયા કે તારી માને કહેજે કે, મને ( ખેરાજશાહને ) કદાચ બે, ત્રણ દિવસ લાગી જાય તો પાછળ રાહ જુએ નહિં. એટલું કહેતાંજ ખેરાજશાહે ચાલતી પકડી. બાલકે પણ પોતાની માતા આગળ આવીને કહેલી વાત જણાવી. તે પણ થોડો વખત બડબડાટ કરી મૌન રહી.

હવે ખેરાજશાહ ગામમાંથી નીકળી પરબારા પશ્ચિમ દિશાના માર્ગે પડયા. રસ્તામાં પણ એકજ ધુન—એકજ વિચાર-

બસ, મારા કહેવા પ્રમાણે કેમ ન થાય ? હવે ગમે તેમ થાય ? "દેહપાતયામિ વા કાર્યં સાધયામિ." આરંભેલ કામ પૂર્ણ કીધેજ વિરામ પામવું. એજ વિચારમાં પંથ કાપતા જાય છે. ત્યાં જઇ શું કહેવું ? કેમ સમજાવી સ્વાર્થ સાધવો ! ચાલતાં ચાલતાં કારાઘોઘા વચમાં આવ્યું. ત્યાં પોતાની ભાણેજી આશાઇબાઈના ઘરે આવ્યો, પણ તે વખતે આશાઈબાઇ કામ પ્રસંગે ક્ષેત્રે ગયા હતા. પુછા કરતા ખબર પડી. હવે ખેરાજ શાહને વિચાર થયો કે, શું કરવું ? હમણાં ચાલ્યો જાઉં ? કે ભાણેજી આવે ત્યાં સુધી અહીં રહું ? જ્યાં જવું છે ત્યાં મોડું થશે તો ? આમ વિચાર કરતો હતો એટલામાં આશાઇ બાઈ પણ ક્ષેત્રથી કામ પ્રસંગે ઘરે આવ્યા. પોતાના મામાને જોયો. આનંદ પામી. ઘરમાં લઈ ગઇ. મામો ભાણેજી મલ્યા. દીક્ષાની વાત ઉપાડી. ખેરાજશાહ કહે—બ્હેન ! આમાં તમારી શું ઇચ્છા છે ? આશાઇ બ્હેનને પહેલાં તો દુઃખ લાગ્યું કે મારા માવિત્રના ગામનો માર્ગ પણ બંધ થશે. પણ લાંબો વિચાર કરી છેવટ મામા ખેરાજશાહને કહ્યું કે—મામા ! મારા પિતા તથા બંધુઓ દીક્ષા લે એ બહુજ સારૂં છે. એહવા ભાગ્ય ક્યાંથી કે આપણા કુળમાંથી આવા મહાન પુરૂષો થાય ! પોતાના અને આપણા આત્માનો ઉદ્ધાર કરે ! આ સાંભળી ખેરાજશાહની ઉમેદ પડી ભાંગી. મનમાં આશા હતી કે બ્હેન આશાઇ પણ મને સાથ આપશે. પણ આતો ઉલટા પાટલે બેઠા. ખેરાજશાહ ધુંધવાયા પણ તેમનું ચાલે તેમ ન હોવાથી કાંઇ પણ ન બોલતા રજા લઇ માર્ગે પડયા. આશાઇબાઇ પોતાના કામે લાગ્યા.

લગભગ બપોરના બાર ઉપર બેનો વખત થયો છે ત્યારે ખેરાજ શાહ વચ્ચમાં ઘેલડામાં કામ પતાવતા ભૂજપુર આવી પ્હોંચ્યા. મોટી ડેલીનાં ઓટલા ઉપર કેટલાક મોટી લાગવગ ધરાવતા માણુસો બેઠેલા હતા. ખેરાજ શાહને લાંબેથી પોતાના તરફ આવતો જોઇ પોતપોતામાં કાંઇક ગુપ્ત વાતો કરીને બધા મૌન રહ્યા. એટલામાં ખેરાજ શાહની દૃષ્ટિ પણ તે બેઠેલાઓ ઉપર પડી, અને આનંદ થયો. ખેરાજ શાહ આવ્યો અને જુહાર કરી સન્મુખ બેઠો. તે સામી વ્યક્તિ છે પટેલ જાવડશાહ ચાંપસિં અને તેનાં ગોઠીઆઓ. ડેલી તે પટેલ જાવડશાહની બેઠક.

પટેલ જાવડશાહ કહે—ખેરાજશાહ! આ વખતે કેમ આવવું થયું ? ત્યારે ખેરાજશાહે પોતાના આવવાની બધી વાત કહી. અને કોઇ પણ પ્રકારથી મારા બનેવીને દીક્ષા લેતાં અટકાવવા. તેમાં જો પૈસાની જરૂર પડશે કે મારી મદદની જરૂર પડશે તો હું આપીશ. બસ આટલું સાંભળતાં જાવડશાહના મનમાં ગુપ્ત રહેલ ધર્મદ્વેષનો અગ્નિ ભભૂકી ઉઠયો. થોડો વખત વિચાર કરી "પોતાની બ્હોળી લાગવગ છે તેના અભિમાનથી" પટેલશ્રી વધ્યા:—ખેરાજશાહ! કામ બહુ કઠીન છે. એમાં લાગવગ લગાડવી પડશે. પણ જરા હરકત જેવું નથી. ઘણું કરીને એ કાર્યમાં આપણે ફાવી જશું. ત્યારે ખેરાજશાહ કહે—ગમે તેવી લાગવગ લગાવી, કોઈપણ દાવપેચ રચીને તે કાર્ય થવું જોઇએ તોજ આપણું પાણી રહે. એમ વિચારોની આપ લે કરી એક વાતના નિશ્ચય ઉપર આવ્યા. બસ એમજ કરવું, એજ બરાબર છે, હવે એનો

પ્રારંભ કેમ કરવો ? કોણુ પ્રારંભ કરે ? તેના માટે પણુ વિચાર કરતાં પટેલ જાવડશાહે એ કામ પોતાના ઉપર લીધું.

પટેલ જાવડશાહ ચાંપસિંએ વ્યુહની રચના કરીને તે રચના ખેરાજશાહને સંભળાવી કે—આપણે મુંદ્રે જઇ આઠ કોટી સ્થાનકવાસી સંઘ આગળ કોરી ૭૨ હજારની માંગણી કરવી. સાથે ચાંપસિંહ તથા નરસિંહના શ્વસુર પક્ષને ઉશ્કેરવા. તેઓએ પણ વાંધો લેવો. આમ ચારે દિશાએથી વ્યુહની રચના કરી ઠેરવેલે દિવસેજ એક સામટા મુંદ્રે ભેગા મળવું. અને તે કાર્યને કાલેજ અમલમાં મૂકવું. તરતજ પત્ર લખી એક માણસ ભાડીએ અને બિદડે મોકલ્યો. તેઓએ પણુ તે વાત કબૂલ કરી મુંદરે કાલે અમે આવીયે છીએ એમ સમાચાર પાઠવ્યા. બીજેજ દિવસે બધા મુંદ્રામાં સાંકેત પ્રમાણે ભેગા મળ્યા. (માણસો વૈરથી કે સ્વાર્થથી શું અન્યાય નથી કરતા ?) મુંદ્રાના સ્થાનકવાસી સંઘના મુખીઓ પાસે સાંકેત પ્રમાણે કોરીઓ આપવાની વાત કીધી. ત્યારે વાણીઆઓએ કોરીઓ આપવાની ના કહી અને કહ્યું કે દીક્ષા લેનારાઓને તેડી જાઓ. (આમાં કેટલાંક અંદરનાં કારણો હતા) ત્યારે ખેરાજશાહનું જોર વધ્યું. કાંયાશાહે બન્ને પુત્રોના સસરાઓને સમજાવ્યા પણ તેની એકજ વાત—અમારી છોકરીઓ પરણાવશુંજ. ખેરાજશાહે તેને મદદ કરી. આમ ચારિત્ર્યાવરણકર્મનાં ઉદયથી બધાં પાછા ઘરે આવ્યા. સંસારમાં રહ્યા. આખર ખેરાજશાહ ફાવ્યા. કારણ કે, ભાવીને કોઈ મિથ્યા કરી શકતું નથી. આ ચારે જણાં ઘરે આવી કાનજીશાહને મલ્યા. પછી બન્ને ભાઈઓ ભૂજપુરનાં પટેલ જાવડ ચાંપસિંહ પાસે આવ્યા અને કહ્યું કે, અમે પહેલાં બધુંએ લેણું ચૂકવી આપ્યું છે છતાં ફરી અની-

તિથી કેમ હ્યો છો ? ત્યારે પટેલ જાવડે કહ્યું કે તમે લેણું નથી ચૂકવ્યું. તમારા ખાતાઓ ઉભા છે. એટલે તમારા ખાતે તે કોરીઓ જમા નથી થઇ. "ધર્મનાં દ્વેષથી સારા ગણાતા માણસો પણ સત્યનું ખૂન કરી સામા માણસને કેટલો હેરાન-પરેશાન કરે છે તેનો આ નમુનો છે." બન્ને જણાએ ઘણો સમજાવ્યો છતાં પટેલ એકના બે ન થયા તે નજ થયા. "વિશ્વાસઘાત કરનારને એ ખ્યાલ નથી હોતો કે એથી સામાનું શું થશે ? અને એનું પરિણામ શું આવશે ?" જ્યારે પટેલ ન સમજ્યો ત્યારે બન્ને ભાઇઓ ખિન્ન વદને પાછા પોતાના ઘરે આવ્યા.

---

# પ્રકરણ ૧૩ મું

## બન્ને જણાનું પરણવું. જમાઈ અને કાંયાશાહનું મૃત્યુ અને વૃજપાળની દીક્ષા

સંવત્ ૧૯૧૦ ની સાલનો લગ્નગાળાનો સમય ચાલે છે. જ્યાં ત્યાં લગ્નોત્સવની ધામધૂમ થઈ રહી છે. ત્યારે ચાંપસિં ને નરસિંના શ્વસુરોએ પણ ઉતાવળ કરી. ત્યારે પણ કાંયાશાહે ઘણું ઘણું સમજાવ્યો પણ તે એક ટળીને બીજા ન થયા. ત્યારે આખર કાંયાશાહે પણ હા ભણી. બન્નેને પરણાવવા માટે જોઇતી તૈયારીઓ ચાલવા માંડી. સગાં, સંબંધીઓને કુંમકુંમપત્રીકાઓ મોકલાઈ ગઈ. બન્ને ભાઇઓ કાંયાશાહ ને કાનડશાહ વલી પણ ભૂજપુરના પટેલ જાવડશાહ પાસે આવ્યા. લેણા બાબતની વાત કીધી. ત્યારે

પટેલે કહ્યું કે તમારૂં લહેણું તો પહેલાં મળી ગયું છે. પણ તમે દિક્ષા લેતા હતા એટલે અટકમાં રાખેલ છે. હવે જો તમે દિક્ષા નથી લેતા તો તમારા લેણા બાબતના ખાતાઓ હું જમા કરી નાંખીશ. ( કેટલો ધર્મદ્વેષ ? સામાનું ભવિષ્ય બગડી જાય તેની પણ દરકાર આવા ધર્માંધને શેની હોય ? ) આખર ખાતાઓ જમા કરાવી પહોંચ લઈ બન્ને ભાઇઓ પાછા ઘેલડે આવ્યા. વિવાહનો દિવસ નજીક આવતાં આશાઇ-બાઈ પોતાના પતિ અને બાલક લખમસિંહને લઈ ઘેલડે આવ્યા. ભાઈઓના વિવાહમાં ઉસંગથી ભાગ લઇ છેવટ બન્ને ભાઇઓને પરણાવ્યા. સગાં-સંબંધીઓ પોતપોતાના ઘેર ગયા. આસઈ બાઇ પોતાના ઘરે પહોંચ્યા. આ વર્ષે આખું નીકળી ગયું પણ કાંયાશાહના મનમાંથી દિક્ષા લેવાની ભાવના ગઈ ન હતી. જ્યારે સંયોગ મળશે ત્યારે દિક્ષા લઈશ એવી ભાવના ભાવતા રહે છે.

૧૯૧૧ ની સાલના વાયરા વાય છે. એમાં ઘણાંને દુઃખ અને સુખનો અનુભવ થાય છે. આ વખતે કાંયાશાહે દિક્ષા લેવાનો નિશ્ચય કીધો. પોતે અને નાના બાલક વૃજપાળ સહિત દિક્ષા લેવી. પણ ચારિત્ર્યાવરણ કર્મનો ઉદય પ્રબળ હોવાથી ચારિત્ર કેમ લઇ શકે ? એ કર્મના જોગથી અનેક અંતરાયો વચ્ચે ઉભા રહે; તેમાંથી એક પ્રબળ કારણ મળી ગયું. તે એ કે, કારાઘોઘામાં આશાઇ બાઈના પતિને અત્યંત માંદગી થઈ. ઉપાયો કરતાં કોઇ પણ ઉપાય લાગ્યો નહિ કારણ કે "બૂટીની બુટી નથી" આયુષ્યની દોરી ત્રુટી તો કોઈ પણ સાંધી શકતો નથી. તે હિસાબે આશાઈ બાઈ અને

પોતાના નાના બાલક લખમસિંહને મૂકી કાંયાશાહનો જમાઈ સદાને માટે આ દુનીયામાંથી ચાલ્યો ગયો. ગામમાં હાહાકાર વર્ત્યો. આખર તેના શરીરને અગ્નિસંસ્કાર કરી કાંયોશાહ પોતાના ઘરે આવ્યા. વૈરાગ્યમાં વધારો થયો. લૌકિક વ્યવહાર પતાવ્યા પછી પોતાના નાના બાલક લખમસિંહને લઇ આશઈ બાઇ ઘેલડે પોતાના પિતાના આશ્રયે આવીને રહ્યા.

કાંયાશાહને વિચાર થયો કે હવે શું કરવું? કેમ દિક્ષા લેવાય? કારણ કે એક પછી બીજી ને બીજી પછી ત્રીજી ઉપાધિ ચાલી આવે છે. આવી રીતે લગભગ બે માસ થવા આવ્યા છે. એટલામાં એકા એક કાંયોશાહ માંદગીના બીછાને પટકાઈ પડ્યા. તેની સેવામાં પોતાના કાકાના પુત્ર બંધુ કાનડ શાહ (જેને એક પુત્ર થયો છે), પોતાના પુત્રો અને પુત્રી હાજર છે પણ મૃત્યુને કોણ અટકાવી શકે? કાંયાશાહની માંદગી વધતી ગઇ તેમ તેમ દિક્ષા લેવાની ભાવના પણ વધતી ગઈ, છેવટે સમજ્યા કે આ અસાર શરીર ટકશે નહિ ત્યારે સાગારી સંથારો કરી પંચ પરમેષ્ઠિનું સ્મરણ કરવા લાગ્યા અને એજ સ્મરણમાં કાંયાશાહ પણ આ ફાની દુનીયા ત્યજી અમરલોકમાં વસ્યા. આ કારમો ઘા બધાને દુઃસહ થઈ પડયો. કાંયાશાહનું નિહરણકાર્ય પતાવ્યું. શોક વિસારે પડયો ત્યારે વૃજપાળે કહ્યું કે હવે મને શા માટે અટકાવો છો? કાળની ખબર કોઇને પડતી નથી માટે રજા આપો તો હું દીક્ષા લઇ આત્મ કલ્યાણ કરૂં આ સાંભળી ચાંપસિંહ, નરસિંહ અને કાકા કાનડશાહે પણ રજા આપી. નરસિંહ પોતાના પ્યારા બંધુ વૃજપાળને તેડી બેરાજે આચાર્યદેવ શ્રી કર્મચંદ્રજી

સ્વામી પાસે આવ્યો ને પોતાના લઘુભાઈને દિક્ષા આપવાની અનુમતિ આપી પોતે પાછો ઘેલડે આવ્યો. વૃજપાળ શ્રી ગુરૂદેવ સાથે એક વર્ષ રહ્યાં. સંવત ૧૯૧૨ની સાલમાં વૈશાખ સુદ ૫ના દિવસે આચાર્ય મહારાજશ્રી કર્મચંદ્રજી સ્વામી પાસે માંડવીમાં દિક્ષા લીધી. તે વખતે ખેરાજશાહે માંડવી જઇ દિક્ષાની અનુમતિ આપી. હવે વૃજપાળજી સ્વામી થયા. સૂત્ર-સિદ્ધાંતનો અભ્યાસ કરતા વિચરવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૪ મું

## માંડવીમાં નરસિંહનું શય્યાંતર તરીકે રહેવું. ચાંપસિંહને પટેલાઇ મળવી અને કુટુંબવૃદ્ધિ થવી.

આજે ચાંપસિંહના ઘરે નાનો બાલક નથુ અને લાધી બાઇ નામની બાલિકા આનંદ કરી રહ્યા છે. ગામના માણસો ભેગાં મળી ચાંપસિંહને પટેલ પદવી આપવા તૈયારી કરી રહ્યા છે. સવારનો સમય ચાલે છે. ગામના મહાજનો ચોટામાં બેઠાં છે એટલામાં ચાંપસિંહ શાહ પણ આવી પહોંચ્યા ત્યારે બધાં જણાએ તેને સન્માન આપ્યું અને તેજ વખતે પોતાના ઉપરી તરીકે "ગામના પટેલ તરીકે" સ્થાપના કરી પાઘડી બંધાવી. હવે ચાંપસિંહ શાહ સારી પેઠે પટેલાઇ ચલાવતા રહ્યા છે. બાલક નથુ પણ મોટી અવસ્થાનો થયો છે. તે પણ પિતાને વખતો વખત દરેક કાર્યમાં મદદ આપે છે. લાધી બાઈને પરણાવ્યા છે તે પોતાના સાસરે સુખથી રહે છે.

આવી રીતે સંસારચક્ર ચાલ્યા કરે છે. બધાને આનંદ છે. તેઓના કાકાનો પરિવાર પણ પુષ્કળ છે.

એક દિવસ સાંજનો સમય છે. ચાંપસિંહ અને નરસિંહ બન્ને સહોદરો બેઠાં છે. તેઓ ધર્મચર્ચા કરી રહ્યા છે. તે વખતે નરસિંહ પોતાના વડિલ બંધુને કહેવા લાગ્યા કે ભાઇ! મને રજા આપો તો હું માંડવી બંદરે રહીને શાસ્ત્રનો અભ્યાસ કરૂં. અને જો ચારિત્રધર્મનો ઉદય થાય તો દિક્ષા પણ લઉં. કારણકે હવે બધી જાતની ઉપાધિ દૂર થઇ ગઇ છે. પણ ફક્ત મારી સ્ત્રી જ માનતી નથી. તેને પણ હું સમજાવી શકીશ એહવી આશા છે. આ સાંભળી ચાંપસિંહે આંખમાં અશ્રુ લાવીને કહ્યું કે, બંધુ તારો વિયોગ નડશે, તદપિ તારા આત્મસાધનમાં હું પૂરતી મદદ કરીશ તું ભલે માંડવીમાં રહે. આપણી જુની મુરાદ ખુશીથી પૂર્ણ કર. મારો વિચાર પણ દિક્ષા લેવાનો છે પણ ઉપાધિથી છુટી શકતો નથી. આવી રીતે વડિલબંધુ ચાંપસિંહની રજા મળવાથી નરસિંહ પણ સ્ત્રી સહિત માંડવીમાં આવ્યા અને ત્યાંના સ્થાનિક મોટા શ્રાવકના કહેવાથી શય્યાંતર (ગોઠી કે સ્થાનકીયા) તરીકે રહ્યા. જ્ઞાનાદિકનો અભ્યાસ ચાલુ રાખ્યો. તેઓએ થોક સંગ્રહ, અને સમય સારગ્રંથસાર્થ તેમજ બીજું પણ જ્ઞાન મેળવ્યું. દરરોજ પોતાની સ્ત્રીને સમજાવવા માંડયા કે તું જો મને રજા આપે તો હું દિક્ષા લઉં. તેની સાથે સંસારનું સ્વરૂપ પણ સમજાવતા, પણ તે સમજતી જ નહિ. છેવટે તેની સ્ત્રીએ કહ્યું કે મને જો એક પુત્ર થાય તો હું રજા આપું, ત્યારે નરસિંહ કહે—એ તો કર્મના હાથની બાજી છે. આમ કેટલાંક મહિનાઓ ચાલ્યા ગયા. એકદા પૂર્વકર્મનાં

ઉદયથી નરસિંહની સ્ત્રી સગર્ભા થઇ છે તેને લગભગ નવમો મહિનો ચાલે છે (તેથી પહેલાં તે પોતાના માવિત્રે ભાડીએ આવી રહી છે.) ત્યારે પરદેશથી આવતા મુનીશ્વરોની સન્મુખ નરસિંહને જવાનું થયું. "નરસિંહ ભાડીએ પોતાની સ્ત્રીને જવાની વાત જણાવી રજા લઇને સન્મુખ ગયા." પાછળથી થોડા દિવસોમાં નરસિંહના ઘરે પુત્રનો જન્મ થયો. અને તેની સ્ત્રી સૂતિકાના રોગમાં મરણ પામી. આ ખબર જ્યારે નરસિંહ પાછા સાધુઓ સાથે અંજારમાં આવ્યા ત્યારે પડી. તે વખતે નરસિંહને વિચાર થયો કે હવે કરવું શું ? પછી મુનિઓની રજા લઇ તુરત ભાડીએ આવ્યા ને બાલકને સંભાળવા લાગ્યા. બાલક વૃદ્ધિ પામે એટલા માટે એક ધાવને અર્પણ કર્યો, તે પણ સારી રીતે પ્રતિપાલના કરતી, પણ અલ્પ આયુ હોવાથી બાલક મૃત્યુ પામ્યો. ત્યારે નરસિંહે નરસિંહ મહેતાની માફક વિચાર્યું કે-" ઘર ભાંગ્યું ભાંગી જંજાળ, હવે સુખે ભજીશું શ્રી ગોપાળ." ચારિત્ર્યાવરણ નામનું કર્મ ઉપશાંત થવાથી અશુભ અનુબંધ છુટયો. હવે નરસિંહ આચાર્ય ગુરૂદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી સાથે રહેવા લાગ્યા. શાસ્ત્રનું અધ્યયન કરતાં જ્ઞાનમાં વધારો થવા લાગ્યો.

૧૯૧૫ની સાલનો ફાગણ માસ બેસી ગયો છે. આચાર્ય દેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી પોતાના શિષ્ય સમુદાયથી અનુક્રમે માંડવીમાં પધાર્યા છે. શ્રાવકો આગળ નરસિંહની દિક્ષાની વાત કરવાથી તે શ્રાવકોએ દિક્ષા માંડવીમાં કરશું એમ કહ્યું ત્યારે દિક્ષાનો બધો ખરચ શ્રાવિકા મોતીબાઈએ ઉપાડયો. હવે દિક્ષાની ધામધૂમ ચાલે છે. આખા શહેરમાં આનંદ

મંગળ વર્તાય છે. જ્યાં ત્યાં દિક્ષા અને દિક્ષા લેનારનાં મુક્તકંઠે વ્યાખ્યાન થાય છે. એમ કરતાં દિક્ષા લેવાનો પવિત્ર દિવસ આવ્યો છે ત્યારે આઠ કોટી શ્રીસંઘમાં આનંદ ફેલાઇ ગયો છે. નગારા અને ત્રાંસા, સરણાઇ અને જંગી ઢોલ વિગેરે વાજીંત્રો મધુર ધ્વનિથી વાગી રહ્યા છે. સોહાગણુ સ્ત્રીઓ મંગળ ગીતો ગાય છે. દિક્ષા લેનાર નરસિંહનો દિક્ષાનો વરઘોડો (પસ) નીકળ્યો છે તે જોવા શહેરની માનવ મેદની ઉલટી છે. આખર તે વરઘોડો ફરતાં ફરતાં દિક્ષા આપવાના સ્થાને આવી પહોંચ્યો. આચાર્યદેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી પોતાના (સાધુ–સાધ્વી) પરિવારથી તે સ્થાને બીરાજ્યા છે. દિક્ષા લેનાર નરસિંહ પણ ગુરૂમહારાજશ્રી પાસે આવ્યા. વસ્ત્રાભૂષણાદિ ઉતારી શ્રી ગુરૂદેવનાં પવિત્ર હસ્તે મસ્તકે લોચ કરાવી, કરેમિ ભંતેનો ઉચ્ચાર કરાવ્યો. “વ્રત અંગીકાર કરાવ્યું.” બસ હવે નરસિંહ બદલીને જ્ઞા(ના)નચંદ્રજી સ્વામી થયા. આગારપણું મૂકીને અણગાર થયા. ગૃહસ્થી મટીને સાચા ત્યાગી થયા. તે દિવસ હતો ફાગણુ સુદ ૨ નો. ચડતે પરિણામે અને ચડતે પહોરે દિક્ષા લીધી. સકળ શ્રી. સંઘ દિક્ષાનું કાર્ય પતાવી પોતપોતાના સ્થાને ગયો. આચાર્ય દેવ શ્રી કર્મચંદ્રજી સ્વામી પણ પોતાના શિષ્યો (નવદિક્ષિતપણુ) સાથે અન્યત્ર વિહાર કરી વિચરવા લાગ્યા.

હવે શ્રી જ્ઞા(ના)નચંદ્રજી સ્વામી શ્રી ગુરૂદેવ સાથે રહી મહિમંડળમાં ઉગ્ર વિહાર સાથે તપ ને જ્ઞાનનો અભ્યાસ કરવા લાગ્યા. ગ્રામ, નગર, શહેરમાં વિહાર કરતાં ભવ્ય જીવોરૂપ વૃક્ષને દેશના રૂપી અમૃતથી સિંચતા અનુક્રમે જ્યેષ્ઠ શુકલ

પક્ષમાં પુનઃ માંડવી બંદરે પધાર્યા. તે વખતે સમુદાયના બીજા પણ મુનિપુંગવો પધાર્યા છે. કારણ કે તે વખતે ચાતુર્માસ ઠેરાવવાનો વખત હતો. કેટલાંક દિવસો સાથે રહી ચોમાસાઓનો ઠેરાવ કરી બધા મુનિઓ વિહાર કરી ગયા. તેમજ મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી પોતાના ગુરૂ આચાર્ય શ્રી કર્મચંદ્રજી સ્વામી સાથે ૧૯૧૯નું પ્રથમ ચોમાસું મુંદરા બંદરમાં કર્યું. તે વખતે બધા ઠાણા ૫ સાથે હતા. ત્યાં પણ જ્ઞાનનો સારો અભ્યાસ કર્યો. એટલુંજ નહિ પણ પહેલાંથી સિદ્ધાંતોનો સારો અભ્યાસ હોવાથી વ્યાખ્યાન પણ વાંચતા. તેમાં પ્રાયઃ અધ્યાત્મની જ વાતો સમજાવતા. તે પણ એવી સીધી ને સરળ ભાષામાં વ્યાખ્યાન આપતા કે સામાન્ય બુદ્ધિવાળો પણ સમજી શકે. એવી રીતે આનંદમાં ચાતુર્માસ પૂર્ણ થયું. બધાએ મુનિઓ અન્યત્ર વિહાર કરવા લાગ્યા તેમ આચાર્યદેવશ્રી પણ મુંદરા બંદરથી વિહાર કરી જનપદ દેશમાં વિચરવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૫ મું

## શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીનાં ચોમાસાઓ ચાલુ અને તપશ્ચર્યાદિ વિષયો.

શ્રીમદાચાર્ય શ્રી કર્મચંદ્રજી સ્વામી પોતાના નવિન શિષ્ય શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી સાથે ગ્રામ, નયર, શહેરમાં વિચરતા, ભવ્યાત્માઓને પ્રતિબોધ આપતા, સ્વસમય અને

પર સમયને પ્રકાશ કરતા, સાથે સાથે નવિન શિષ્યને જ્ઞાનનો અભ્યાસ કરાવતા સુખે સુખે વિચરી રહ્યા છે. શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજ પણ જ્ઞાનાભ્યાસ સાથે પોતાના આત્મના સંશોધનમાં રાત્રિ દિવસ મંડયા રહે છે. શીત અને ઉષ્ણઋતુની આતાપના પણ સાથે લેવા માંડી છે. તે જાણે મોહરાજાના જોરને દહન કરવાને જ હોય નહિ ? તેમ તપ અને ધ્યાનાગ્નિ વડે યુદ્ધ ખેલવા માંડયું.

સંવત્ ૧૯૧૭નું બીજું ચોમાસું ઠાણા ૩ થી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ ગામ દેશલપુરમાં કર્યું. તેમ ૧૯૧૮ માં ઠાણા ૪ થી માંડવીમાં કર્યું. ભૂજનગરમાં ઠાણા ૩ થી ૧૯૧૯ માં કર્યું. તેમજ ઠાણા ૩ થી ૧૯૨૦ માં અંજાર શહેરમાં ચોમાસું કર્યું. શ્રી વિક્રમાબ્દ ૧૯૨૨ માં તપસ્વિ શ્રી વાલજી સ્વામી (જે સંસાર પક્ષે કાકા થાય તેમનું વર્ણન આગળ આવી ગયું છે ) તથા વૃજપાળજી સ્વામી સાથે વિહાર કરી ગુજરાત પાટણમાં પધાર્યા. ગુજરાત જતાં રાધનપુરમાં આવ્યા ત્યાંના દહેરાવાસી લોકોએ, ધર્મના દ્વેષથી યતિ તેમજ દહેરાવાસી સાધુઓની શિખામણથી રાત્રે લગભગ ૨૦૦ થી ૨૫૦ની સંખ્યામાં ભેગાં મળી મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી જ્યાં ઉતર્યા હતા ત્યાં આવી ઈંટોળાઓનો મારો ચલાવ્યો પણ ધર્મના પ્રતાપથી મુનિઓને ઇજા–પીડા ન થઇ. એટલામાં ત્યાંના દરબારને ખબર પડવાથી દરબારે સિપાઇઓ મારફત ૨૦–૨૫ વાણીયાને પકડયા. તેઓને શિક્ષા કરતા હતા પણ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજે દયાથી છોડાવ્યા. "પોતાને દયાધર્મી કહેરાવતા અને અહિંસાના નામે મોટી મોટી બાંગ પોકારતા (!) દહે-

રાવાસી જૈન સાધુઓ અને તેનાં અંધ ભક્તોનું આવુંજ અહિ-સાપણું કે સાધુ મરી જાય તોપણ તેની દયા નહિ? આટલી હદ સુધી તેઓનો ધર્મદ્વેષ અને એક મુસ્લીમ નરપતિ કે જે અહિં-સાને માનેજ નહિ તેની આ પ્રકારની દયા! વચ્ચમાં રાધનપુરમાં શાંતિ હતી, પણ હમણાં વલી એજ સ્થિતિ છે. કારણ કે કહેવાતા સૂરિસમ્રાટો અને કલેશપ્રિય મુનિઓના સદ્-ઉપદેશ (!) ની અસર થઇ છે. આટલું પણ દુ:ખિત હૃદયે લખવું પડયું છે. કારણ કે સાધુઓ પોતાના ક્ષમામય ધર્મથી ભ્રષ્ટ થઈ જૈન જનતાને ઉલટે માર્ગે ઘસડી જાય છે તેથી પોતે અને ઘસડાતા માણસો ધર્મવૃક્ષનો નાશ કરી રહ્યા છે. એવાઓને શ્રી વીર પ્રભુ સન્મતિ આપે! મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજની દયા અને અક્રોધીપણાનું આ પ્રથમ દ્રષ્ટાંત છે.

શ્રી પાટણમાં રહેતો સ્થાનકવાસી શ્રી સંઘ આ કચ્છી મુનિઓને પોતાના શહેરમાં પધારેલા જાણી અત્યંત આનંદિત થયો. અને શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ વિગેરે મુનિઓએ પણ સંયમ સાધવા માટે દેહ ઉપરથી પણ મમત્વ મુકી દીધું છે. તેઓ હમેશાં શ્રી આગમો પ્રત્યે અત્યંત સ્નેહથી અને સ્યાદ્વાદ શૈલીથી અભ્યાસ કરવા લાગ્યા. એવી રીતે એક માસકલ્પ શ્રી સંઘના આગ્રહથી પૂર્ણ કરી ગૂર્જર જનપદમાં વિહાર કરવા લાગ્યા.

જ્ઞાન અને ચારિત્ર્યના વિષે અખંડ ઉદ્યમવંત હોવાથી વિચિત્ર પ્રકારના સાધુ, સંતો મળતા તેઓની સાથે નિ:પક્ષપાત અને કદાગ્રહ રહિત નિરાબાધપણે જ્ઞાનગોષ્ઠિ કરતા. જેની અંદર પોતાને તેમ સામાને પણ જાણવાનું પુષ્કળ મળતું.

શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી વિગેરેને તેરાપંથીઓના સંસર્ગમાં આવવાથી તેઓની શ્રદ્ધા થએલી પણ જ્યારે આગમો વાંચ્યા ત્યારે શંકાઓ થવા માંડી તેહનું નિરાકરણ કરનાર કચ્છમાં તે વખતે કોઈ ન હોવાથી પરદેશમાં પધાર્યા, અને ત્યાં પણ એજ સંશોધન કરતા. મહાત્મનશ્રી જ્યાં જ્યાં પધારતા ત્યાં ત્યાંના શ્રાવકો ચોમાસા માટે વિનંતિ કરતા, પણ મુનિપુંગવો બધાને એકજ ઉત્તર આપતા કે "ક્ષેત્રવિપાક" પ્રમાણે થશે. હવે વિહાર કરતાં એકદા સમયે મરૂધરી તપસ્વિ મુનિશ્રી હેમતરામજી મહારાજનો ભેટો-સમાગમ થયો. તેઓની સાથે જ્ઞાનગોષ્ઠિ કરતાં આનંદ પામ્યા. તેમ હેમતરામજી મહારાજ પણ આનંદિત થયા. હેમતરામજી મહારાજે કહ્યું કે અમે પાલણપુરના શ્રાવકોના આગ્રહથી પાલણપુરમાં ચોમાસું કરશું. ત્યારે તમે પણ અમારા સાથે ચોમાસું કરો કે જેથી તેરાપંથીની કુશ્રદ્ધા નીકળી જશે! ત્યારે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ વાત અંગીકાર કરી. આ વાતની શ્રાવકોને ખબર પડવાથી તેઓ પણ આનંદ પામ્યા અને અત્યંત આગ્રહથી ચોમાસાની વિનંતિ કીધી. છેવટ ૧૯૨૨ નું ચોમાસું ઠાણા ૩ થી ત્યાં રહ્યા. આખા ચોમાસામાં એજ ચર્ચા, એ વિષેજ પ્રશ્નો અને ઉત્તરો અને એનીજ શોધખોળ. આખું ચોમાસું એમ પૂર્ણ થયું. બધા મુનિઓએ વિહાર કર્યો. અષ્ટ માસ અન્ય સ્થળે વિચરી ૧૯૨૩ નું ચોમાસું ઠાણા ૩ થી પાટણમાં રહ્યા. પાટણનું ચોમાસું પૂર્ણ કરી મરૂધરી તપસ્વિ મુનિશ્રી હેમતરામજી મહારાજ સાથે મળ્યા. ત્યારે તેઓએ કહ્યું કે અમારે મારવાડમાં જવું છે, માટે તમે ત્યાં પધારો. ત્યારે જ્ઞાનચંદ્રજી સ્વામી વિગેરે મુનિઓએ

એ વાત કબુલ કરી અને સાથે મારવાડ પધાર્યા. મારવાડમાં "રિયા" નામના ગામમાં ભીષણ કુશ્રદ્ધાને નિકંદન કરવામાં નિપૂણ એહવા શ્રી કનકરામજી મહારાજ બીરાજતા હતા તેઓને મળ્યા. હેમતરામજી મહારાજ મારવાડમાં ગયા. શ્રી કનકરામજી મહારાજ સાથે પણ એજ ચર્ચા થઈ. હવે ચોમાસાનો સમય નજીક આવવાથી શ્રી કનકરામજી મહારાજ પણ મારવાડમાં જતા હોવાથી આ ત્રણે કચ્છી મુનિઓને કહ્યું કે તમે ચોમાસું પાલીમાં કરો. ત્યાં સુશ્રાવક સ્યાદ્વાદ શૈલીધારક શ્રી લક્ષ્મીચંદ્રજી રહે છે તેને અમે કહેશું અને તમે પણ ત્યાં રહો, જેથી કુશ્રદ્ધારૂપ વિષ લક્ષ્મીચંદ્રજી રૂપ ગારૂડી સ્યાદ્વાદ રૂપી મંત્રથી નિર્મૂળ કરી નાંખશે. આ વાત શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ કબુલ કરી અને ચોમાસું ૧૯૨૪ નું પાલીમાં કર્યું. ત્યાં શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ શ્રી જયેષ્ઠમલ્લજી સ્વામીએ બનાવેલ તેરાપંથીની ચર્ચાનો ગ્રંથ લખવા માંડયો. સાથે શ્રી વૃજપાળજી સ્વામીએ સિદ્ધાંતસાર ધારવા માંડયો અને તપસ્વિ શ્રી વાલજી સ્વામીએ મોટી તપશ્ચર્યા કરવા માંડી. આમ એ ત્રણે કચ્છી મુનિઓની કીર્તિ દિશો દિશે વિસ્તારને પામી. આ ચોમાસું પૂર્ણ કરી અનુક્રમે પાછા કચ્છ દેશમાં પધાર્યા. ૧૯૨૫ ની સાલનું ચોમાસું ઠાણા ત્રણથી પત્રીમાં કર્યું. પત્રીમાં રહેતા શ્રાવકોને સાચી શ્રદ્ધા પમાડી. અજ્ઞાન–તિમિર દૂર કરી પોતાના નામ પ્રમાણે જ્ઞાનનો પ્રકાશ કર્યો. જે આજ દિવસ સુધી ચાલ્યો આવે છે.

---

# પ્રકરણ ૧૬ મું

## શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીનાં ચોમાસાઓ ચાલુ અને શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું મળવું અને દિક્ષા

સંવત્ ૧૯૨૫ નું ચોમાસું પૂર્ણ કીધા પછી મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીનો પરદેશ જવાનો વિચાર થયો. ત્યારે ગુરૂમહારાજની આજ્ઞા લઇ પોતાના સીખે ઠાણા ત્રણથી કચ્છમાંથી વિહાર કરી ગુજરાત દેશમાં પધાર્યા. ગામ, નગર, પુર પ્રદેશમાં વિહાર કરતાં ૧૯૨૬ નું ચોમાસું (કચ્છી સંવત્ પ્રમાણે) પાટણમાં શ્રી સંઘના આગ્રહથી કર્યું. આગલી સાલે એટલે સંવત ૧૯૨૫ માં મારવાડમાં દુષ્કાળ હોવાથી કેટલાંક લોકો પોતાનું ગુજરાન ચલાવવા પાટણમાં આવ્યા હતા. તેમાંથી "રામવા" નામના ગામમાં રહેતા કૃષ્ણાજી નામના હિન્દુ પ્રજાપતિ પોતાના કુટુંબ સહિત આવ્યા હતા. તે પાટણ શહેરના બહાર ઉતર્યા હતા. તેમાં નાનો પુત્ર જેનું નામ સૂર્યમલ્લજી હતું તે પણ સાથે હતો. "પૂર્વ પુણ્યના સાંકેતથીજ હોય નહિ?" તેમ કૃષ્ણાજી ગામમાં આવતા જ્યાં ગુરૂદેવ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી હતા ત્યાં દર્શનાર્થે આવ્યા. ત્યારે સાથે નાનો પુત્ર પણ હતો. ગુરૂ મહારાજે એ બાલકને જોતાં જ ભવિષ્ય જાણી લીધું. શ્રાવકો આગળ વાત કીધી કે જો આ બાલક દિક્ષા લે તો તે મહા પંડિત થાય. આ વાત સાંભળી શ્રાવકોએ કૃષ્ણાજી પ્રજાપતિને એ વાત જણાવી કહ્યું કે, આ બાલક મહારાજશ્રીને શિષ્ય તરીકે આપો; કારણ કે જેનાં ઘરમાંથી કોઇ દિક્ષા લે છે તો તેનું કુળ પણ ભાગ્યવાન

ગણાય છે. આ વાત સાંભળી પ્રજાપતિ કૃષ્ણાજી અને તેની સ્ત્રી ફૂલાંબાઈ પણ બહુ ખુશી થયા અને પોતાનાં ચારેય પુત્રોને મહારાજશ્રીના શિષ્ય તરીકે આપવા ઇચ્છા જણાવી; પણ ત્રણના ભાગ્યમાં ચારિત્ર્ય લખેલ ન હોવાથી મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ મનાઈ કરી. છેવટે સૂર્યમલ્લજી સાત વર્ષની અવસ્થાએ ગુરૂમહારાજશ્રી પાસે આવ્યો. ગુરૂદેવે પણ તેને ભણાવવા માંડતાં તેનામાં તીવ્ર બુદ્ધિ હોવાથી આપેલ પાઠ તુરત કરી લેતો. જમવા વિગેરેનું નવીબાઈ શ્રાવિકાને ઘેર થતું, તે પણ સાચી માતાના પ્રમાણે પ્રેમથી રાખતા. એ ચાતુર્માસ પૂર્ણ થયે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી પાછા કચ્છમાં પધાર્યા. સૂર્યમલ્લજી પાછળથી અંજાર ભેગા થયા.

વિક્રમ સંવત ૧૯૨૭નું ચોમાસું ઠાણા ૪ થી વડાલામાં કર્યું. સૂર્યમલ્લજી પણ અભ્યાસમાં આગળ વધ્યા. ચોમાસું પૂર્ણ કરી ગામોગામ વિહાર કરતા ૧૯૨૮ નું ચોમાસું ભૂજપુર કરવાના હતા પણ દહેરાવાસીના કદાગ્રહથી દેશલપુરમાં ઠાણા ૩ થી ચોમાસું કર્યું. (ભૂજપુરનાં દહેરાવાસી પટેલ ખીમજી જાવડ આંપસિં અને ચોધરીયા કુટુંબે પ્રપંચથી મહારાઓશ્રી દેશળજી આગળથી ૧૯૦૫ ની સાલમાં "ભૂજ-પુરમાં ઢુંઢીઆ (સ્થાનકવાસી) સાધુ રહે નહિ એ પ્રમાણે" લખાવી લીધેલ. ત્યારે ભૂજપુરના સ્થાનકવાસી શ્રીસંઘે તેમ જ માંડવીના મોરારજી શાહે "જેને રાવશ્રી દેશળજી કાકા કહેતા" ૧૯૧૩ માં એ હુકમ રદ કરાવ્યો. છતાં પણ ધર્મના દ્વેષથી અદાલતમાં કામ ચલાવતા સ્થાનકવાસી શ્રાવકો અને સાધુઓને હેરાન કરતા. તેમાં હજારો કોરીઓ ખવાઇ ગઈ. આખર

સ્થાનકવાસી જીત્યા. આટલું લખાણ અદાલતમાંથી મળેલ ખુલાસાની બૂકમાંથી લીધેલ છે.[1] એ ચોમાસું પૂર્ણ થયે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી માંડવી પધાર્યા અને ત્યાં માઘ શુદ ૪ ના શ્રી સૂર્યમલ્લજીની દિક્ષા થઇ. તે વખતે તેઓની અવસ્થા નવ વર્ષની હતી. તેમનું મૂળ નામ જ રાખેલ હતું. "એટલે સૂર્યમલ્લજી સ્વામી" દિક્ષા લીધા પછી આગમોનો અભ્યાસ કરતા થોડા વખતમાં જ નિપુણ થયા. તેઓ હમેશાં ગુરૂદેવશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી સાથે રહેતા. તેઓ વાંચન–લેખનનું કાર્ય વધારે કરતા, તેઓશ્રીનાં અક્ષરો સારામાં સારા હતા.

૧૯૨૯ની સાલમાં શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ ઠાણા ૪ થી ભૂજનગરમાં ચોમાસું કર્યું. ત્યાં શ્રી સૂર્યમલ્લજી સ્વામીએ વ્યાકરણ, કાવ્ય અને ન્યાયાદિકનો અભ્યાસ ચાલુ કર્યો. તેમાંથી કેટલોક શીખ્યા, બાકીનો પછી પૂર્ણ કર્યો. શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું આ પ્રથમ ચોમાસું હતું. ૧૯૩૦ માં ઠાણા ૫ થી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ માંડવીમાં ચોમાસું કર્યું. આ વખતે શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું ચોમાસું શ્રી દેવરાજજી સ્વામી સાથે અંજારમાં હતું. સંવત્ ૧૯૩૧ માં ઠાણા ૩ થી જ્ઞાનચંદ્રજી સ્વામીએ ચોમાસું પત્રીમાં કર્યું.

---

૧. ૧૯૮૩ ની સાલમાં દહેરાવાસી અને સ્થાનકવાસીમાં ભ્રાતૃભાવ થવાથી ચોમાસાઓ થાય છે. આ લખાણ થએલ છે તે વખતે તો જાણે સગાંસહોદરો જ ન હોય? એટલો બધો પ્રેમ છે. કોઇ જાતનો ભિન્નભાવ જ નથી.

# પ્રકરણ ૧૭ મું.

## ચોમાસાઓ ચાલુ, ખીમજીની દિક્ષા, આતાપના અને વ્યાધિ

સંવત્ ૧૯૩૧ નું ચોમાસું પૂર્ણ થયું ત્યારે ગુરૂદેવ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીનો વિચાર વળી પરદેશ જવાનો થયો. ગુરૂમહારાજની આજ્ઞા લઈ શ્રી સૂર્યમલ્લજી સ્વામી સાથે ઠાણા ૩ થી વિહાર કરી ગુજરાત પાટણમાં પધાર્યા. ત્યાં પણ હમેશાં આતાપના લેતા હતા. સાથે શાસ્ત્રોનું સંશોધન કરતા હતા.

એકદા ઉનાળાનો જ્યેષ્ઠ માસ આવેલ છે. ત્યારે સૂર્ય-નારાયણ પૂર જોરથી તપી નીકળેલ છે તેથી જમીન ખૂબ તપેલી છે. ધરતી ઉપર પગ મૂકવો પણ ભારે પડે છે તેવા ધગધગતા તાપમાં પણ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજ પાટણથી બહાર આતાપના ભૂમિમાં નગ્ન સ્વરૂપે (એક ચોલપટ્ટક રાખતા) આતાપના કરી રહેલ છે ત્યારે તેઓના ભક્ત ન્યાલશાહ (જેને ઘણા વખતથી કાળી દાદર થએલ હતી અને ઉપાય કરતાં પણ મટતી નહિ) ને વિચાર થયો કે, આજે તો ઉઘાડે પગે આતાપના ભૂમિએ જઈ ગુરૂમહારાજના દર્શન કરવા. એમ વિચારી પોતાના ઘરથી કોઇને ચેતવ્યા સિવાય તે નિકળ્યો. પણ તાપ એટલો હતો કે પૂર્ણ ચાલી શકાય નહિ છતાં પણ ચાહે તેમ થાઓ પણ આજે તો પાછા ફરવું જ નહિં એમ નિશ્ચય કરેલ હોવાથી જ્યારે તે ગુરૂમહારાજશ્રી

પાસે આવ્યો ત્યારે તેના બન્ને પગોમાં ફૂળફોલ્લા પડ્યા, લોહી ઉછળવા માંડ્યું, શરીર લાલચોળ થઈ ગયું પણ ગુરૂ મહારાજના દર્શન કર્યા. ગુરૂ મહારાજને કહેવા લાગ્યો:-મહાત્મન્! ધન્ય છે આપને જે દરરોજ આવી ઉગ્ર આતાપના લ્યો છો. હું તો આજે તોબા, તોબા, કરી રહ્યો છું. તે પછી બીજા પણ માણસો આવ્યા. જેઓ ગુરૂદેવને સાથે તેડી ઉપાશ્રયમાં આવ્યા. ગુરૂ મહારાજની કૃપા દ્રષ્ટિથી ન્યાલશાહની દાદર તદ્દન મટી ગઇ, હમેશની પીડા ગઈ. એવા તો ઘણા દાખલાઓ બનેલા છે, જે વિચારતાં બુદ્ધિ પણ કામ કરી શકે નહિં. કોઇને અતિશયોક્તિ લાગે પણ તે જોનાર ને અનુભવ કરનાર માણસો આજે પણ કહે છે કે તે સત્ય બીના બનેલ છે. એ ચોમાસું પૂર્ણ કરી અન્ય સ્થળે વિહાર કર્યો પણ પૂર્વ સંચિત કર્માદયથી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીના શરીરે વ્યાધિ થવાથી ૧૯૩૩ નું ચોમાસું પણ શ્રી પાટણમાં કરવું પડ્યું. ચોમાસા બાદ કચ્છમાં પધાર્યા ત્યાં ભૂજપુરના વતની ખીમજીભાઇએ ગુરૂ મહારાજ પાસે દિક્ષા લીધી. તે આધ્યાત્મિક દશામાં હમેશાં રહેતા. તે ૧૯૩૪ ની સાલ હતી અને ચોમાસું તે સાલમાં થાણા ૨ થી અંજાર કર્યું. તે વખતે સૂર્યમલ્લજી સ્વામીનું ચોમાસું બીજા ગામે હતું.

સંવત્ ૧૯૩૫ માં ઠાણા ૩ થી ભૂજનગર. ૧૯૩૬ માં ઠાણા ૪ થી માંડવીમાં. ૧૯૩૭ માં ઠાણા ૩ થી મંજલ મગવાણા. ૧૯૩૮ માં ઠાણા ૩ થી ભૂજનગરમાં. ૧૯૩૯ માં ઠાણા ૩ થી મુંદરા બંદરમાં, અનુક્રમે ચોમાસાઓ કીધા. ચોમાસું ઉતર્યા પછી પાછા ગુજરાતમાં પોતાના શિષ્ય

સમુદાયથી પધાર્યા. એક ચોમાસું ૧૯૪૩ નું ત્યાં કરી પાછા કચ્છમાં પધાર્યા. ચોમાસાઓમાં તેમજ વચ્ચેના વખતમાં નવિ કૃતિઓ હમેશાં કરતા. તેઓએ આગમસારિણી ગ્રંથ, બોધ-બાવની તેમજ અન્ય પણ જ્ઞાન ને વૈરાગ્યમય કૃતિઓ બનાવી છે જે જ્ઞાન બોધ ગ્રંથમાં છે. તે અને આગમસારિણી એ બે ગ્રંથો છપાએલ છે. બીજી પણ અપ્રગટ કૃતિઓ હજુ ઘણી છે તે બધાંનો ઉલ્લેખ કરવાથી લખાણ વધારે થઈ પડે તેથી મૂકી દીધેલ છે. ૧૯૪૪ નું ચોમાસું ઠાણા ૩ થી ભૂજનગરમાં, ૧૯૪૫ માં ઠાણા ૩ થી પત્રીમાં કર્યું. પછી ૧૯૪૬ માં ઠાણા ૪ થી ઉત્તર ગુજરાત પાટણમાં કર્યું. ૧૯૪૭ માં સિદ્ધપુરમાં ઠાણા ૩ થી કર્યું. પછી કચ્છમાં પધાર્યા. ૧૯૪૮ માં ઠાણા ૩ થી મુંદરામાં. ૧૯૪૯માં ઠાણા ૫ થી માંડવીમાં. તે વખતે શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું ચોમાસું પાટણમાં હતું. ૧૯૫૦ની સાલનું ચોમાસું ઠાણા ૪ થી પાટણમાં કર્યું. પછી ૧૯૫૧ માં કચ્છ માંડવીમાં ઠાણા ૫ થી ચોમાસું કર્યું. ૧૯૫૨ માં ઠાણા ૩ થી પત્રી. ૧૯૫૩ માં ઠાણા ૩ થી અંજાર ચોમાસું કર્યું. એમ અનુક્રમે ચોમાસાઓ કર્યા. તેના વચ્ચે ઘણી બીનાઓ બની ગએલ છે. પણ અત્રે તે આપેલ નથી. પણ જે ખાસ બનાવ બનેલ તેમાંથી પણ અમુક જ આપેલ છે. કારણ કે ઘણી વખત સંઘના બંધારણો માટે સંઘો ભેગા થએલા, દહેરાવાસી સાધુઓ સાથે ચર્ચા થએલી, તેમજ નાની પક્ષવાલાઓ તેમ અન્ય મતિઓ સાથે પણ ચર્ચા થયેલી ઇત્યાદિ વર્ણન આપેલ નથી.

---

# પ્રકરણ ૧૮ મું.

## ચોમાસાઓ ચાલુ. વેલજી ને લાલજીનું શ્રી ગુરૂ પાસે આવવું ને દિક્ષા. મહાત્મનૂ શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું સ્વર્ગગમન.

શ્રી વિક્રમાર્ક ૧૯૫૩નું ચાતુર્માસ પૂર્ણ થયું છે. શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી અંજારથી વિહાર કરી કાંઠીમાં પધાર્યા છે. તે વખતે બીદડા ગામના વાસી વેલજીભાઈ તથા ભચી બ્હેન દિક્ષા લેવાની ઉમેદથી ગુરૂ મહારાજશ્રી પાસે આવ્યા તેનું વૃત્તાંત આ પ્રમાણે સંક્ષેપથી છે.

માંડવી જીલ્લાના બીદડા ગામમાં માલસિંહ "નુખેધાલા" કરીને વણિક રહેતા. તેમના ધર્મપત્નીનું નામ મૂળીબાઈ "નુખેશાવલા" હતું. આ બન્ને દંપતી સામાન્ય સ્થિતિના પણ સરળ સ્વભાવી હતાં. એ મૂળીબાઈનાં અંગથી ઉત્પન્ન થએલા ચાંપસિં અને ભચીબાઈ તેમજ વેલજી વિગેરે ૧૦ સંતાનો હતા. તેમાંથી સાત તો બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામ્યા હતા. ફક્ત સર્વથી મોટા ચાંપસિંહ અને સર્વથી નાના વેલજી હતા. ત્યારે ભચીબહેન વેલજીથી મોટા હતા; તેઓને રામાણીયે પરણાવ્યા હતા. તે પણ થોડા વખત પછી રાંડયા હતા અને માવિત્રે આવી વસ્યા હતા.

એકદા બીદડામાં મહાસતી આર્યાજી વીરબાઇ ચોમાસું રહ્યા હતા. ત્યારે ભચીબહેન તે આર્યાજી પાસે વ્યાખ્યાન સાંભળતા, તે સાથે જ્ઞાન-અભ્યાસ કરતા વૈરાગ્ય થયો. વેલજી ભાઇ પણ સાથે અભ્યાસ કરતા વૈરાગ્યવાન થયા. આમ બ્હેન

અને ભાઇની એકજ વિચારણા થઈ, પણ સારા કાર્યમાં વિઘ્નો ઘણાં હોય છે તે પ્રમાણે તેના વડિલ બંધુ ચાંપસિંહ તેનાથી વિરૂદ્ધ થયા.

એકદા ભાઇ વેલજી ગુરૂ મહારાજ આગળ પત્રી ગામે ગયા હતા તે જાણીને ચાંપસિંહભાઈ પોલીસ લઇને પત્રી ગયા અને ત્યાં ધમાલ કરવા માંડયા. “ પણ સાધુઓએ એક શબ્દ પણ કહ્યો ન હતો ” પણ વેલજીભાઇએ કહ્યું કે હું મારી પોતાની મેળે આવીશ પણ તમારા જહાંગિરિ હુકમથી આવું એમ નથી, “ કારણ કે માવિત્રો હોય ત્યાં સુધી ભાઇનો હુકમ ચાલતો નથી.” ( વૈરાગ્યવાનને શેની બીક હોય ? ) પછી ભચી બ્હેન અને વેલજીભાઇને ઘણા પ્રકારથી સતામણી કીધી. પણ જેને સાચા વૈરાગ્યનો રંગ લાગેલ હોય તેને કોણ અટકાવી શકે–અટકાવવા સમર્થ થાય? આખરે બહુ મુશ્કેલીથી આજ્ઞાપત્ર કરી આપ્યો. ત્યારે ૧૯૫૪ની સાલનું ચોમાસું પૂર્ણ કરી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી ઠાણા ૩ થી ભૂજપુર પધાર્યા હતા.

સંવત્ ૧૯૫૪. ચૈત્ર માસનો કૃષ્ણપક્ષ ચાલે છે. ત્યારે ભાઈ વેલજી તથા ભાઇ લાલજીની દિક્ષાની ધામધૂમ લાખાપુરમાં ચાલે છે. ( ભાઈ લાલજી લાખાપુરના શા. જેતસિંહ આશારીઆના પુત્ર અને બાઈ મુળાદેનાં અંગથી ઉત્પન્ન થયા હતા. તેને માતા તથા પિતાશ્રીએ રાજીખુશીથી રજા આપી હતી. એટલે કોઇ જાતની અંતરાય ન હતી.) વૈશાખ સુદ ૫ નો દિવસ આવ્યો છે ત્યારે ચડતે પ્રહરે બન્ને જણા મુંડિત થયા–દિક્ષા લીધી. બન્નેનું નામ અનુક્રમે

વિનયચંદ્રજી સ્વામી તથા લક્ષ્મીચંદ્રજી સ્વામી રાખવામાં આવ્યું. એ બન્ને શ્રી સૂર્યમલ્લજી સ્વામીનાં શિષ્યો તરીકે રહ્યા. દિક્ષા પૂર્ણ થયા પછી ભચી બ્હેનની દિક્ષા થઈ. તે આર્યાજી વીરબાઇના શિષ્યણી તરીકે રહ્યા. અઢી માસની દિક્ષાપર્યાય પાળી શ્રી મુંદરા બંદરમાં સ્વર્ગે ગયા. "તેઓનું બાકીનું વૃત્તાંત તેની જોડમાં આપેલ છે," કારણ કે અત્રે આપવાથી લખાણુ ઘણું થઈ જાય તેથી નથી આપ્યું." દિક્ષાનું કામ પતી ગયા પછી બધા મુનિઓ અન્યત્ર વિહાર કરી ગયા.

સંવત્ ૧૯૫૫ નું ચોમાસું ઠાણા ૪ થી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ દેશલપુરમાં કર્યું. તે વખતે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ શ્રી સૂર્યમલ્લજી સ્વામીને કહ્યું કે, તમે કાંઈ નવિન કૃતિ કરો કે જેથી ઘણાંને આત્મસાધન કરવામાં મદદ રૂપ થાય. આ હુકુમ સાંભળીને એ ચોમાસામાં સમ્યક્ત્વ કૌમુદીનો રાસ બનાવ્યો. (તે છપાઈ ગયો છે.) નવિન શિષ્યો ભણુતા. બાકીનો બધો બોજો એક ઉપર હતો. (મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી આચાર્ય શ્રી મોણસીં સ્વામિની સેવામાં માંડવી ગયા હતા.) તેથી અને પૂર્વ કર્મના સંયોગથી તેઓના શરીરે મધુરાની વ્યાધિ થઇ. સ્વર ગોગળો થઈ ગયો. સામાન્ય ઉપચારો કરતાં પણ વ્યાધિ મટી નહિ. આખરે ચોમાસું પૂર્ણ કરી ભૂજપુરમાં પધાર્યા. વ્યાધિ વૃદ્ધિ પામી. બીજા મુનિઓ પણ વિહાર કરી ભૂજપુર પધાર્યા. આમ કરતા પોષ શુદ ૧ આવી. તે દિવસથી શ્રી સૂર્યમલ્લજી સ્વામી આત્મચિંતવનમાં તલ્લાલિન રહેતા. આખર સદા સદ્ગુરૂના વિરહને આપનાર. સૂર્યને અસ્ત પમાડનાર પોષ શુદ ૬ ની તિથિ આવી. ગુરૂવર્ય

શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીના ખોળામાં મસ્તક રાખી જ્ઞાન, દર્શન, ચારિત્ર્યની આરાધના કરવા સાથે સર્વે જીવો સાથે ક્ષમાપના કરી. અને શ્રી પરમેષ્ઠિ મંત્રનું સ્મરણુ કરતાં કરતાં કાળધર્મ પામ્યા—અમર લોકમાં અમર આત્મા થઇને રહ્યા. તેઓનો જન્મ ૧૯૧૯, દિક્ષા ૧૯૨૮ પોષ શુદ ૪. સ્વર્ગવાસ ૧૯૫૫ પોષ વદિ ૬ દિક્ષાકાળ વર્ષ. ૨૭–૧૭ દિવસ. સર્વાયુ ૩૬ વર્ષનું છે.

બસ મોટા પક્ષમાં સૂર્યમલ્લજી રૂપ સૂર્યનો અસ્ત થયો. બન્ને બંધુ " શ્રી વિજયપાળજી સ્વામિ તથા શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ " તેમજ નવિન શિષ્યો શ્રી વિનયચંદ્રજી સ્વામિ તથા લક્ષ્મીચંદ્રજી સ્વામિને ખૂબ આઘાત લાગ્યો. તેમ અન્ય મુનીશ્વરો અને જે જે આ મહાત્માના સંસર્ગમાં આવેલા તેઓને પણુ પુષ્કળ આઘાત લાગ્યો. તે વખતે ભૂજપુરમાં મોટા પક્ષના શ્રી સંઘમાં તેમજ દહેરાવાસી બંધુઓમાં પણુ હાહાકાર થઇ રહ્યો.

શ્રી સૂર્યમલ્લજી સ્વામિની બનાવેલ કૃતિઓ ઘણી હતી, હમણાં અલભ્ય છે. કારણુ કે તેઓ પોતાની કૃતિઓ પોતાના પાસે રાખતાજ નહિ. જે માગે તેને આપી દેતા. શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિની સ્થિતિ શ્રી સૂર્યમલ્લજી સ્વામિના સ્વર્ગવાસ પછી કફોડી થઇ પડી. કારણુ કે પહેલાં નિર્મોહી તો હતાજ અને આ સંયોગ મળવાથી તદ્દન ઉદાસવૃત્તિવાળા બન્યા. આ બધું મૂકી એકાંતમાં રહેવા ખાતર જંગલમાં વાસ કરવાનો વિચાર થયો અને જવાની તૈયારી કરી રહ્યા હતા તે જોઈ નવિન શિષ્યો તો દિગ્મૂઢ જેવા થઈ ગયા. શ્રી વૃજપાળજી સ્વામિ પણુ તે વખતે હાજર હોવાથી સમજાવ્યું કે શ્રી મહાવીરે એકલવિહારીપણું નિષેધ કરેલ છે; એટલુંજ નહિ

પણ જંગલમાં એકલા રહેવાથી એકજ તમારા આત્માનું ભલું થશે પણ તેથી આ શિષ્યો અને બીજાઓને શો લાભ? ઇત્યાદિ દાખલા–દ્રષ્ટાંતોથી સમજાવ્યા ત્યારે રહ્યા. બન્ને શિષ્યોને શાસ્ત્રોનો અભ્યાસ કરાવવા લાગ્યા. અને વધારે અભ્યાસ કરાવવા માટે ૧૯૫૬ નું ચોમાસું ઠાણા ૩ થી ભૂજનગરમાં કર્યું. ત્યારે બધાં સ્થાને ભયંકર દુષ્કાળ હતો. તેથી છાશ પણ માંડ મળતી તો દુધની વાતજ શી કરવી? શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિનું શરીર પવનથી અને તપશ્ચર્યાથી સ્થૂળ બની ગયું હતું, તેથી વ્યાખ્યાન સિવાય બીજું કાંઇ પણ થતું નહિ તેથી ગૌચરી વિગેરેનું કાર્ય એકલા શ્રી વિનયચંદ્રજી સ્વામિ ઉપર હતું. કારણકે લક્ષ્મીચંદજી સ્વામિથી વધારે કાંઈ થઈ શકતુંજ નહિ, તે આજ દિવસ સુધી એમજ ચાલે છે. આમ એક દિશાએ વિદ્યાભ્યાસ કરવો. ગૌચરી વિગેરે કરવી. સાથે ગુરૂ મહારાજનું વૈયાવૃત્ય કરવું અને બુદ્ધિ પણ સામાન્ય હોવાથી રાતનાં પણ ઘોખવાનું (દિવસે પાઠ લીધેલ હોય તેને સંભાળવાનું) રાખવાથી અને સાથે જોઇતું પોષણ ન મલવાથી મસ્તકની વ્યાધિ સાથે શરાર પણ દુર્બળ થયું છતાં પણ કહેતા નહિ. છેવટ એ ચાતુર્માસ પૂર્ણ કીધા પછી ૧૯૫૭ ની સાલનું ચોમાસું ઠાણા ૫ થી માંડવીમાં કીધું. "તે વખતે શ્રી રત્નચંદ્રજી સ્વામિ સાથે શ્રી વિનયચંદ્રજી સ્વામિ ઠાણા ૪ ભૂજનગરે ચોમાસું હતા. ત્યાં પણ અભ્યાસ ચાલુ હતો." ૧૯૫૮ નું ચોમાસું ઠાણા ૩ થી અંજાર શહેરમાં કર્યું. તે વખતે શરીરમાં પવનની વ્યાધિ અત્યંત જોરથી થઈ, તેથી ચાલવાને પણ અશક્ત થયા. જેમ તેમ મહામુશીબતે–મુશ્કેલીએ અંજારનું ચોમાસું પૂર્ણ કરી કાંઠીમાં પધાર્યા.

---

# પ્રકરણ ૧૯ મું.

## ચોમાસાઓ ચાલુ, શ્રી હેમચંદ્રજી સ્વામિનું આવવું અને દિક્ષા, માંડવીમાં સ્થિરવાસ અને વિહાર

મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિની વૃદ્ધાવસ્થા, સાથે પવનનું જોર થવાથી ચાલી શકાતું નથી, એટલું જ નહિ પણ સાથે શરીર પણ અશક્ત બની ગયું છે.

આવી સ્થિતિ આવી ગઈ છે. આ વાતની ખબર માંડવીના શ્રાવકોને પડવાથી તેઓ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ પાસે આવ્યા અને હસ્ત જોડી નમ્ર ભાવથી કહેવા લાગ્યા:—હે સ્વામિન્! હવે આપનાથી વિહાર થઇ શકતો નથી માટે અમારા પર કૃપા કરી માંડવીમાં પધારો અને ત્યાં સ્થિરવાસ રહો. આટલો લાભ અમને આપો. આવા પ્રકારની વિનંતિ સાંભળી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીએ પણ તે વાત કબુલ કરી અને ૧૯૫૯ તેમજ ૧૯૬૦ નું ચોમાસું માંડવીમાં કીધું. તે વખતે (૧૯૬૦ ના ચોમાસામાં) શ્રી હેમચંદ્રજી સ્વામિ ગૃહસ્થપણામાં મુંબઈમાં દાણાની દુકાને નોકરી હતા. એકદા ધાન્ય ચાળતાં અંદર કીડાઓ અને માટલાઓ બેસુમાર મરતાં જોઈ તેઓ કમકમી ઊઠયા, હ્રુદયદ્રવીભૂત થયું, રડી ઉઠયા. અંદરથી ધ્વનિ થઈ કે, આ ધંધો છોડી તું તારા આત્માનું કલ્યાણ કરવા ભગવતી દિક્ષા અંગીકાર કર! બસ અંતરના વિચારો વધારે ઘેરાયા કરતા તેમ મજબૂત થતા ગયા. અંતે અંતરના નાદને તાબે થઇ પોતાના શેઠ પાસે વાત કીધી. તે સાંભળી શેઠ અત્યંત ખુશી થયા અને જોઈતી મદદ આપવાનું વચન આપ્યું.

"જોઇતું હતું ને વૈદ્યે બતાવ્યું." (શ્રી હીરજીભાઈ તે પહેલાનું મૂળ નામ છે) તરત જ મુંબઇથી રવાના થયા. માંડવી ગુરૂદેવ પાસે આવ્યા. પોતાના માતુશ્રીને તેમજ મામાને તથા કાકાને પત્રથી ખબર આપી. "પિતાશ્રી પહેલાથી કાળ કરી ગયા છે." તેઓ માંડવી આવ્યા ને ઉમેદવાર હીરજીભાઇને તેડી ગયા. થોડા દિવસો પછી ફરીને માંડવી આવ્યા ત્યારે બીજી વખત પણ સમજાવી તેડી ગયા. ત્યાં ગયા પછી પોતાના માતુશ્રીને તેમ જ કાકા અને મામાને સમજાવ્યા. આખર બન્ને તરફથી રજા મળી ગઇ. તે વખતે ૧૯૬૦ નું ચોમાસું પૂર્ણ થયું હતું. તે સાથે માંડવીમાં પ્લેગનું પૂર જોર હતું. ઘણા માણસો મૃત્યુ પામ્યા હતા. માંડવી બંદર મૂકીને બધાં લોકો બહાર નીકળ્યા. ત્યારે શ્રાવકોએ પણ મહારાજશ્રીને કહ્યું કે પ્રભુ! અમારાથી હવે અહીં રહી શકાય એમ નથી. માટે આપ પણ અહીંથી વિહાર કરી જ્યાં નિરાબાધ ક્ષેત્ર હોય ત્યાં પધારો. આ વાત સાંભળી શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ ડોળીમાં બેસી બીદડે પધાર્યા હતા. આ વાતની ખબર પત્રીના શ્રાવકો તેમ જ બીજા ગામના શ્રાવકોને પડવાથી બધાં ત્યાં વિનંતિ કરવા આવ્યા. છેવટ પત્રીના શ્રાવકોની વિનંતિ માની. ત્યાંથી ડોળીમાં બેસી વિહાર કરી અનુક્રમે પત્રી પધાર્યા. શ્રી વૃજપાળજી સ્વામીએ હીરજીને લુણીમાં ૧૯૬૧ ના જેઠ શુદ ૧૦ ના દિક્ષા આપી, પણ શિષ્ય તો જ્ઞાનચંદ્રજી સ્વામિનાં જ કીધા. દિક્ષા પૂર્ણ થયા પછી ૧૯૬૨ નું ચોમાસું ઠાણા ૪ થી જ્ઞાનચંદ્રજી સ્વામિએ પત્રીમાં કીધું. એમ બે ચોમાસાઓ પત્રીમાં કીધાં. ત્યાં સ્થિરવાસ રહેવાનો વિચાર હતો પણ એટલામાં માંડવીમાં પ્લેગ શાંત થયો તેથી બધા શ્રાવકો માંડવીમાં પાછા આવી રહ્યા.

કેટલાક દિવસો પછી માંડવીના શ્રાવકોને વિચાર થયો કે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિને વિનંતિ કરી અહીં તેડી લાવીએ તો સારૂં. એમ વિચારી શ્રી સંઘના મુખ્ય મુખ્ય નેતાઓ પત્રી આવ્યા. અને ઘણી વિનંતિ કરવા લાગ્યા. ત્યારે મહારાજશ્રીએ પણ વાત કબુલ કરી. શ્રાવકો ખુશી થયા. અનુક્રમે પત્રીથી વિહાર કરી પોષ વદિમાં ભૂજપુર પધાર્યા. તે વૈશાખ મહિનાના પાછળના ભાગ સુધી રહ્યા. તે વખતે સંઘનાં બંધારણ માટે બીજા પણ મુનિઓ અને શ્રી સંઘો ( દરેક ગામનાં ) ભેગા થયા. તે કામ પતી ગયું ત્યારે મુંદ્રા બંદરના શ્રી સંઘપતિ રામજી શાહ અને બીજા કેટલાક શ્રાવકો ગુરૂ મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિને વિનંતિ કરવા લાગ્યા કે હે ગુરૂદેવ! આ ચોમાસું કરવા તમે મુંદરે પધારો તમારી સેવા કરવાની ઉમેદ–ઈચ્છા છે તે અમે પૂર્ણ કરીએ. આપ જો અહીંથી માંડવી પધારશો તો જેમ મોક્ષમાં ગયેલા સિદ્ધ પ્રભુઓ પાછા અનુત્તર વિમાનને ભજતા નથી તેમ તમારી સેવાનો લાભ અમને મુશ્કેલ છે, માટે આટલી પ્રાર્થના અંગીકાર કરો. ત્યારે શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ કહે, માંડવીના શ્રી સંઘની રજા હોય તો મને મુંદ્રે આવવામાં હરકત નથી. આમ જયારે કહ્યું ત્યારે રામજી શાહે માંડવીના શ્રીસંઘને વિનંતિ કીધી. ત્યારે એક ચોમાસાની રજા મળી. તે સાંભળી શાહ રામજી આનંદિત થયા. ચોમાસાદિ અને સંઘના બંધારણનું કાર્ય સમાપ્ત કરી બધા મુનિઓ વિહાર કરી ગયા. મહારાજશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિએ પોતાના બે લઘુ શિષ્યો સહિત ચોમાસું રહેવા મુંદ્રા તરફ વિહાર કર્યો. મોટા શિષ્ય શ્રી વિનયચંદ્રજી સ્વામિને માંડવી ચોમાસું

રહેવાની આજ્ઞા દીધી. "તે વખતે મારવાડથી મારવાડી મુનિઓ પણ માંડવી ચોમાસું રહેવાના હતા" સાથે દેવચંદ્રજી મહારાજ પણ હતા. પૂજ્યશ્રી વૃજપાળજી સ્વામિ નવીનાર અને શ્રી રત્નચંદ્રજી મહારાજ ભાડીએ ચોમાસું હતા. તેમ બીજા સાધુ સાધ્વી પણ જુદાજુદા ગામે ચોમાસું હતા. તે સાલ હતી ૧૯૬૩ ની.

---

# પ્રકરણ ૨૦ મું

## શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિનું છેલ્લું ચોમાસું અને સ્વર્ગવાસ

આજે મુંદરા બંદરના મોટા પક્ષના શ્રી સંઘમાં આનંદ વ્યાપિ રહ્યો છે. સ્રી અને પુરૂષો, નાનાઓ અને મોટાઓ બધાંએ નવાં કપડાં પહેરી સ્થાનકમાંથી એક દિશા તરફ જઇ રહ્યા છે. માંહો માંહે ધર્મની અને દર્શન કરવાની ભાવનામય વાતો કરે છે. તેમાંથી કેટલાંકો ઘણાં આગળ નીકળી ગયા છે ત્યારે કેટલાકો હજુ પાછળ છે તે પણ જોશભેર માર્ગ કાપી રહ્યા છે. તે દિવસ હતો કચ્છી સંવત ૧૯૬૨ ના જેઠ વદિ ૧૩ નો* અને ચૈત્રી પંચાંગ પ્રમાણે ૧૯૬૩ ના× જેઠ વદિ ૧૩ નો. આજે શ્રી મહારાજ જ્ઞાનચંદ્રજી સ્વામિ પોતાના બે લઘુ શિષ્યો સહિત શ્રી મુંદરે ચાતુર્માસ કરવા પધારે છે. તેમની સન્મુખ બધાં જઇ રહ્યાં છે. તેથી આખા શ્રી સંઘમાં આનંદ દેખાય છે.

---

* દરેક ચોમાસાઓ કચ્છી સંવત્ પ્રમાણે જાણવા. × કચ્છમાં અશાડ સુદ ૨ ના સંવત બદલાય છે. જૈનના હિસાબે અશાડ સુદ ૧૫ પછી ચોમાસું ગણાય છે.

મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ ધર્મ સ્થાનકમાં પધાર્યા. બધાંના મનો આજે આનંદથી ઉભરાય છે. કારણકે મુનીશ્વરની શાંત મુદ્રા, અને ૨૭ ગુણેયુક્ત પવિત્ર ચારિત્રની પ્રતિપાલકતા, આધ્યાત્મિક જ્ઞાનના ધારક, બાવીશ પ્રકારના પરિષહને જીતવામાં સિંહ સમાન, અને સદા ઉદ્યમવંત, મધુર વાણીથી શાસ્ત્રોના ગંભીર ઉપદેશક, જેની પાસે જવાથી પણ આનંદ થાય એહવા મુનીશ્વરના દર્શનથી કોણ ખુશી ન થાય? બધાંએ પોતપોતાના ઘરે દર્શન કરીને ગયા. દરરોજ વ્યાખ્યાન સાંભળવા આવતા. જ્ઞાન અને તપશ્ચર્યામાં વધારો થતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ શ્રાવકો પણ ધર્મમાં વધારે ભાગ લેતા ગયા. એવી રીતે આનંદમાં દિવસો પસાર થતા ગયા.

આજે શ્રાવણ માસ બેઠો, એટલે દરેક આર્ય ધર્મીઓને ધર્મ કરવાનો મહિનો "જેને શ્રાવણી માસ પણ કહે છે." દરેક ધર્માવલંબીઓ પોતપોતાની શક્તિ અને ભક્તિ પ્રમાણે ધર્મ કરી રહ્યા છે. આમ ધર્મમાં દિવસો પછી દિવસો જતાં અનુક્રમે ગોકુળાષ્ટમી આવી પહોંચી. શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ ગણાય છે. તે દિવસોમાં પ્રાયઃ ઠંડું અનાજ કે ફળાહાર થાય છે. (વૈદ્યક નિયમ અને જૈનધર્મથી વિરૂદ્ધ છે) તેજ દિવસે મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિના શરીરે વ્યાધિ થઇ. એક તો વૃદ્ધાવસ્થા, વળી વાયુની પીડા, અને તપશ્ચર્યાથી શરીર દુર્બળ હતું તેમાં વળી "ઉણુમાં પૂણુ" આ જીવલેણ વ્યાધિ થઇ. (સામાન્ય વ્યાધિને તો તેઓ ગણકારતા જ નહિ) શ્રી સંઘપતિ રામજી શાહ તેમજ અન્ય

ાન્દ્ધ જનોએ દેશી ઉપચારો કરવા માંડયા પણ વ્યાધિ ધીમે ાગલે પણ મજબુતાઇથી વૃદ્ધિ પામતી ગઇ. મુનીશ્વરને ેમ જેમ પીડા વધતી ગઇ તેમ તેમ તેઓ વધારે શાંત ાતા ગયા. આત્મધ્યાનમાં મશગુલ બનતા ગયા. અથવા માત્મ સ્મરણમાં તલ્લાલિન થતા ગયા. એમ તાપની પીડામાં ો પીડામાં શ્રાવણ માસ પૂર્ણ થયો અને ભાદ્રપદ માસ ેઠો એટલે જૈનોના પર્યુષણ પર્વના પ્રારંભનો ત્રીજો દિવસ ાયો. શ્રી ગુરૂદેવને તાપની વ્યાધિ વધી. ઘણાં ઉપાયો કરતાં ાણ જરા જેટલો ફરક પડયો નહિ. આ જોઈ સંઘપતિ શાહ ામજીભાઇના પ્રમુખપણા નીચે શ્રી સંઘ ભેગો મળ્યો અને વેચારણા ચાલવા માંડી કે હવે કરવું શું? બધા માણસો મુંઝાઈ ગયા; ઉપાય સૂઝયો નહિ. છેવટે રામજી શાહ કહે, ભાઈ઼ઓ! આ વ્યાધિ જોતાં મને લાગે છે કે આ છેલ્લી વ્યાધિ છે. એમાંથી આપણા ગુરૂદેવ બચી શકે એમ નથી. એટલે મને વિચાર થાય છે કે આપણા મોટા પક્ષના જે જે ગામો છે ત્યાંના શ્રી સંઘોને દર્શનાર્થે બોલાવવા. જ્યારે આ પ્રમાણે રામજી શાહે કહ્યું તે સાંભળી આખા સંઘની એજ ઇચ્છા થઇ. એટલે તેજ વખતે જ્યાં સાધુ–સાધ્વીઓ ચોમાસું હતા ત્યાં સમાચારો મોકલાવ્યા. તેમજ બીજા ગામોમાં પણ વિનતિ પત્રો મોકલાવ્યા. દરેક ગામોના શ્રી સંઘોને પત્રો પ્હોંચ્યા અને વંચાયા. બધાંને (અમૂક મૂકીને) દર્શન કરવાની અભિલાષા થઇ. બીજે દિવસે પર્યુષણ આવતા હોવાથી બધાનો એકજ વિચાર થયો કે દુર્બળ અષ્ટમી પછી દર્શન કરવા જશું. આની કોરે વ્યાધિએ પણ મર્યાદા મૂકી. પૂર જોરથી કાળો જ્વર ચાલુ થયો ત્યારે

ગુરૂદેવશ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિએ સર્વ જીવોને ખમાવી સંથારો (અનશન) કર્યો. સેવામાં બે લઘુ શિષ્યો તેમજ નવીનારથી મારવાડી કાનજી સ્વામિ જેમને ૮ ઉપવાસ હતા તે આવ્યા. પૂજ્યશ્રી વૃજપાળજી સ્વામિને પણ પોતાના બંધુ (બન્ને સહોદરો તેમજ ગુરૂબંધુ થાય) ને મળવા તીવ્ર ઈચ્છા હતી પણ કેટલાક કારણવશાત્ આવી શકયા નહિ. તેમાંથી એક કારણ વરસાદનું પણ હતું. એટલે તે વખતે વરસાદ પડતો હતો.

માંડવીમાં મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામિ તથા દેવચંદ્રજી સ્વામિ મારવાડી મુનિઓ સાથે ચોમાસું હતા. તેમને પણ સમાચાર પ્હોંચ્યા. તે સાંભળી બધાને ખેદ થયો. ગુરૂ મહારાજશ્રીના દર્શન કરવાને તૈયાર થયા પણ અંતરાયભૂત વરસાદ થયો. વરસાદ બંધ પડતાં જ બન્ને મુનિઓ માંડવીથી વિહાર કરી ભાડીએ પધાર્યા ત્યાં મહારાજ શ્રી રત્નચંદ્રજી સ્વામિ ચોમાસું હતા તેઓ પણ આ બન્ને મુનિઓની સાથે, દિવસના પાછળના ભાગમાં એટલે બપોર પછી નવીનાર પધાર્યા. તે દિવસ હતો ભાદ્રપદ શુદ ૮ નો. આ ત્રણ મુનિઓ પધાર્યા પછી વરસાદ પુષ્કળ પડવા માંડયો. તે આખી રાત્રિ સુધી ચાલુ રહ્યો. બધા મુનિઓ અફસોસમાં પડયા છે કે હવે શું કરવું ? કેમ જવાય ? તે વખતે મુનીશ્વરોને ધૈર્ય આપવા નવીનારનાં સંઘપતિ શાહ શ્રીપાળ પાંચારીઆએ કહ્યું કે મહારાજશ્રીને શાંતિ છે એવાં સમાચાર આવ્યા છે. તે સાંભળી બધાને કાંઈક શાંતિ થઇ.

સંવત્ ૧૯૬૩ ના ભાદ્રપદ શુદ ૭ ની રાત્રિનો સમય છે. (ખરી રીતે છઠ્ઠની રાત્રિ હતી, કારણકે સાતમનો ક્ષય

હતો) તે વખતે મુંદ્રામાં શ્રી સંઘ આખો ચિંતાતુર થઇ બેઠો છે. શું કરવું તે સૂઝતું નથી. તેમાં પણ રામજી શાહ વધારે ઉદાસ દેખાય છે. વરસાદ પણ કોઈ વખતે થોડો તો કોઈ વખત જોરથી પડે છે. જેમ જેમ સમય જાય છે તેમ તેમ ચિંતા-ફિકર વધતી જાય છે. તેનું કારણ મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજ બીમારીના બીછાને સંથારો (અનશન) કરી છેવટની ચિત્ત સમાધિમાં સૂતા છે. નમસ્કાર મંત્રનો અખંડ ધ્વનિ ચાલ્યા કરે છે. ત્રણે મુનિઓ પણ પાસે બેઠા છે. તેઓ પણ ગુરૂ મહારાજની આ દશા જોઇ ઉદાસ બન્યા છે. પત્રી અને લાખાપુરના થોડાક શ્રાવકો આવી ગયા છે. બાકીના વરસાદને કારણે પાછા ગયા છે. આવી ત્રિશંકુ જેવી સ્થિતિ કરનાર દુઃખદાયીની રાત્રિ પૂર્ણ થવા આવી છે. અને હંમેશાં યાદ રહે એહવી શ્રી ગુરૂનાં વિયોગને આપનારી દુર્બળ અષ્ટમીનો ઉદય થવાનો સમય લગભગ થવા આવ્યો છે.

આકાશમાં લાલ અને પીળાં, ધોળાં અને કાળાં પાણીથી ભરેલાં વાદળાંઓ આમથી તેમ દોડાદોડ કરી રહ્યા છે. સાથે વિજળી અને ગર્જારવ પૂર જોરથી થયા કરે છે. સૂર્યનારાયણ પોતે ઉદય થવાની ચેતવણી આપી રહ્યો છે. જગતમાં ફેલાએલ અંધકારને નાશ કરવા તૈયાર થયો છે. તેથી અંધકાર પણ નાસવાની તૈયારી કરી રહ્યો છે. તે વખતે જેણે પોતાના કાળ-સમયને જાણેલ છે એહવા મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજ પણ આત્મધ્યાનને અંગીકાર કરી, આત્માનુભવરૂપ મેઘને મનરૂપી આકાશમાં એકદમ ઉંચ પ્રદેશમાં ચડાવ્યો છે. જે પંચમ કાળમાં મોક્ષમાં જવાનો દુષ્કાળ પડયો છે તેને

દૂર કરવાને-અથવા તેના ભયને દૂર કરવાને નિશ્ચય કીધો હોય નહિં ? તેમ એક જ ચિત્તથી ધ્યાનારૂઢ થયા. તે વખતે શુભાચરણારૂપ શુભ વાદળાં બહુ ઘટ થવા માંડ્યા. તેમાં આત્મ પરિણિતિરૂપ વિજળી અતિશય ચમકારા મારવા લાગી. તે વખતે સદ્‌ભાવ રૂપ વાયુ પણ સાનુકુળ અને શીતળ વાવા માંડયો. અને પરમેષ્ટિ મંત્રની ઘોષણા રૂપ ગર્જના ખૂબ જોરથી થવા લાગી. તેથી અન્ય રમણતાનો માર્ગ તદ્દન બંધ થઇ ગયો. આત્મન્ પોતાના આત્મ પ્રદેશમાં જ પ્રવેશ કરી ગયો. આ જોઇને "મયૂર જેમ મેઘને જોઇ ઉલ્લાસમાન થાય તેમ" તનુરૂપ મયૂર એકદમ પ્રફુલ્લિત થયો. અથવા તે વખતે શરીરની કાંતિ એકદમ પ્રકાશમાન થઇ-તેજવંત શરીર બન્યું. જ્યારે આકાશમાં વાદળાં હિ ચડયા ત્યારે મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજના અંતરપટમાં પણ એજ સ્થિતિ થઈ. અર્થાત્ દિવસનાં અષ્ટ સમયથી પહેલાં શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ આ અસાર સંસાર અને પોતાનો પરિવાર તેમજ વિનશ્વર દેહને હંમેશના માટે મૂકી અમર લોકમાં વસ્યા. અર્થાત્ કાળધર્મને પામ્યા. તેઓનો (શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિનો) સંવત્ ૧૮૯૪ ના ભાદ્રપદ શુકલાષ્ટમીનો જન્મ. ૧૯૧૫ માં ફાગણ શુદ ૨ ના દિક્ષા. અને ૧૯૬૩ના ભાદ્રપદ શુકલાષ્ટમીની સાંજના દેહત્યાગ થયો. તેઓએ સંપૂર્ણ ૬૯ વર્ષનું આયુ ભોગવ્યું. અને દિક્ષા કાળ ૪૮ વર્ષ ૬ માસ અને ૬ દિવસનો છે. આ પ્રમાણે પોતાની જીવનયાત્રા પૂર્ણ કરી મહાત્મન્ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ સ્વર્ગમાં પધાર્યા.

આજે દુર્ણલાષ્ટમીનો દિવસ (વિયોગને આપનાર) પૂર્ણ થવાની અણી ઉપર છે. એટલે સૂર્ય અસ્તાચળ ઉપર

જવાની તૈયારીમાં છે તે વખતે મુંદ્રાના શ્રાવકો અને શ્રાવિકાઓમાં હાહાકાર વર્તી રહ્યો છે. સાથે સંઘપતિ રામજીશાહ અને સંઘના મુખીઓને એક કારી ઘા થયો. એટલું જ નહિં પણ સાથે બધાંને ગભરામણ–ચિંતા થઈ પડી છે. કારણ કે એક કોરે ગુરૂ મહારાજશ્રીનું કાળધર્મ પામવું, ત્યારે બીજી દિશાએ શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામિને ગુરૂશ્રીના વિયોગનાં દુઃખથી મૂર્ચ્છા આવી ગઇ છે. તેનો ચૈતન્ય દશમે દ્વારે ચડી ગયો છે. આવી સ્થિતિથી જ રામજી શાહ વિગેરેની સ્થિતિ ઉપર પ્રમાણે થઇ પડી છે. ત્યારે હેમચંદ્રજી સ્વામિની સ્થિતિ એ કરતાં પણ ભયને ઉત્પન્ન કરનાર થઈ પડી છે. રામજી શાહ શ્રી હેમચંદ્રજી સ્વામિને ધૈર્ય આપતાં અને શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામિને આવેલ મૂર્છાનો ઉપચાર કરતાં બન્ને સ્વસ્થ થયા. પછી આખા શંહેરમાં હડતાળ પડાવી. દેશ પરદેશ તારો કર્યા. મુંબઇ વિગેરેમાં સંપૂર્ણ હડતાળ પડી. જ્યાં જ્યાં સમાચારો પ્હોંચ્યાં ત્યાં ત્યાં હડતાળો પડી. આખર રામજી શાહે માંડવી ૨૫ ખંડની, તે પણ સાચા કિનખાપની તૈયાર કરાવી. અને તે માંડવીમાં મૃત શરીરને પધરાવી આખા શહેરમાં ફેરવ્યું. તે વખતે સ્મશાનયાત્રામાં હજારો લોકોએ ભેગા મળીને ભાગ લીધો. તેમજ અન્ય ગામના શ્રાવકો પણ તે સમયે પ્હોંચી આવ્યા હતા. એમાં સ્થાનકવાસી કે દહેરાવાસી એકલા જ નહિ પણ ભાટીઆ, લુહાણા, બ્રાહ્મણો તેમજ અમલદાર લોકો અથવા ટુંકાણમાં કહીએ તો હિન્દુ અને મુસ્લિમ બંધુ બધાએ સરખો ભાગ લીધો. છેવટ માંડવી સ્મશાનની જગ્યાએ પ્હોંચી. શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિના શરીરને ચંદનના કાષ્ટથી ચણાવેલી ચયમાં પધરાવ્યું. અગ્નિ

પ્રગટાવી. મતલબ કે નિહરણકર્મ કરી બધાએ ઉપાશ્રયમાં આવ્યા. ઉપદેશ સાંભળી સ્વસ્થાને ગયા. તે પછી લગભગ ૩ થી ૩ાા વાગ્યાના સુમારે નવીનારથી મહારાજશ્રી રત્નચંદ્રજી સ્વામિ તથા દેવચંદ્રજી સ્વામિ આવી પહોંચ્યા. તેમાં પણ શ્રી વિનયચંદ્રજી સ્વામિની સ્થિતિ કરૂણામય હતી, તેમજ દેવચંદ્રજી સ્વામિની સ્થિતિ પણ તેવાજ પ્રકારની હતી. ફક્ત એક શ્રી રત્નચંદ્રજી મહારાજ ધૈર્ય ધરી રહ્યા હતા. બધું પતી ગયા પછી શ્રી રત્નચંદ્રજી મહારાજ તથા મારવાડી શ્રી કાનજી સ્વામિ તથા શ્રી દેવચંદ્રજી સ્વામિ પોતપોતાના સ્થાને ચોમાસું પૂર્ણ કરવા પાછા પધાર્યા.

---

# પ્રકરણ ૨૧ મું

## શ્રી વિનયચંદ્રજી સ્વામિનો પશ્ચાતાપ અને અંતિમ

ભાદ્રપદ સુદ ૯ નો વિરહકારી દિવસ છે. ત્યારે માંડવીથી શ્રી વિનયચંદ્રજી સ્વામિ વિગેરે મુનિઓ પધાર્યા પણ છેલ્લી બાકી ગુરૂદેવના દર્શન ન થવાથી શ્રી વિનયચંદ્રજી સ્વામિને એકદમ કારી ઘા થયો. અત્યંત દુઃખ અને પ્રશસ્ત મોહ સાથે કહેવા લાગ્યા કે–હે ગુરૂદેવ! તમારે આમ નહોતું કરવું. મેં આપનો શો અપરાધ કરેલ છે કે જેથી અંત વેળા મને તમારા પાસેજ ન રાખ્યો? કારણ કે મારી જુદા રહેવાની ઇચ્છાજ ન હતી છતાં આપે મોકલ્યો તેથી જણાય છે કે આપનું આ છેલ્લી બાકીનું ચાતુર્માસ છે એમ તમે જાણુતા હતા. હે મહારાજ! જો તમે તમારા પાસે રાખત તો હું

કાંઇ નાના બાલકનાં પેઠે તમારો પલ્લવ પકડત નહિં. તેમ સ્વર્ગમાં સાંકળાત ન કરત! પણ ગુરૂદેવશ્રી! જેમ તમને ઠીક લાગ્યું તેમ કર્યું તેમાં હું હરકત કરતો નથી પણ મને છેલ્લા દર્શન તો આપવા હતા! અથવા પહેલાંથી બોલાવી લેવો હતો. તો આટલું દુ:ખ આપના વિરહનું નડત નહિં. એમ અનેક ઉપાલંભો આપ્યા પછી પોતાના મનથી વિચાર કર્યો કે હે ચૈતન્ય! શ્યા માટે ખેદ કરવો? કારણ કે બધાને એ માર્ગે જવું છે તો શ્યા માટે પોતાના આત્માનું કલ્યાણ ન કરવું? જે નિર્મોહી હોય તેના સાથે પ્રેમ શ્યો? આમ વિવિધ સદ્ વિચારો વડે પોતાના આત્માને વૈરાગ્ય માર્ગે લાવ્યા.

મુંદ્રાના ચોમાસામાં શ્રી વિનયચંદ્રજી સ્વામિ તથા લક્ષ્મીચંદ્રજી સ્વામિ તથા હેમચંદ્રજી સ્વામિ ઠાણા ૩ રહ્યા. ત્યાં ઘણાં સૂત્રોનો અભ્યાસ અને વાંચન કર્યો. તેમ વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ કરી. એમ ૧૯૬૩ નું ચોમાસું પૂર્ણ કરી અન્યત્ર વિહાર કર્યો. અને આજ પર્યંત વિચરી રહ્યા છે. ભવ્યને પ્રતિબોધ આપી રહ્યા છે. સંવત્ ૧૯૮૨ જેમને યુવાચાર્ય (ભવિષ્યના આચાર્ય) ની પદવી માંડવીના શ્રી સંઘ તરફથી મળેલ છે. જેઓને શ્રી કુશલચંદ્રજી મહારાજ તથા બાલમુનિ કૃપાચંદ્રજી તથા શ્રી વીરચંદ્રજી મહારાજ એમ ત્રણ શિષ્યો છે.

શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ તથા શ્રી સૂર્યમલ્લજી સ્વામિ (જ્ઞાનરવિ) નાં શિષ્યોનો અને પ્રશિષ્યોનો પરિવાર આ પ્રમાણે છે:—

૧. યુવાચાર્ય મહારાજ શ્રી વિનયચંદ્રજી સ્વામિ.
૨. – ,, લક્ષ્મીચંદ્રજી સ્વામિ.
૩. – ,, હેમચંદ્રજી સ્વામિ.
૪. – ,, કુશળચંદ્રજી સ્વામિ.
૫. – ,, કૃપાચંદ્રજી સ્વામિ.
૬. – ,, વીરચંદ્રજી સ્વામિ.

શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિ તથા શ્રી સૂર્યમલ્લજી સ્વામિનો સંક્ષેપથી જીવનવૃત્તાંત પૂર્ણ થયો.

---

## સ્વ. મહારાજ શ્રી જ્ઞા(ના)નચંદ્રજી સ્વામિના ચાતુર્માસોનો ટુંક અહેવાલ:–

સંવત્ ૧૮૯૪ ( કચ્છી )નાં ભાદ્રપદ શુકલાષ્ટમી ગામ ઘેલડામાં જન્મ થયો.

સંવત્ ૧૯૧૫ ( કચ્છી ]નાં ફાગણ સુદ ૨ નાં માંડવી બંદરે દિક્ષા લીધી.

| આંક | સં. | ગામ. | ઠાણા. |
|---|---|---|---|
| ૧ | ૧૯૧૬ | મુંદરા બંદર પ્રથમ ચોમાસું | ૪ |
| ૨ | ૧૯૧૭ | દેશલપુર | ૪ |
| ૩ | ૧૯૧૮ | ભૂજનગર | ૪ |
| ૪ | ૧૯૧૯ | વડાલે સૂર્યમલ્લજી સ્વામીનો જન્મ મારવાડમાં | |
| ૫ | ૧૯૨૦ | મુંદરે | ૪ |
| ૬ | ૧૯૨૧ | ભૂજનગરે | ૪ |
| ૭ | ૧૯૨૨ | પાલણપુર | ૩ |
| ૮ | ૧૯૨૩ | પાટણ (ગુજરાત) | ૨ |
| ૯ | ૧૯૨૪ | પાલી (મારવાડ) | ૩ |
| ૧૦ | ૧૯૨૫ | પત્રી | ૩ |
| ૧૧ | ૧૯૨૬ | પાટણ શ્રી સૂર્યમલ્લજી ગુરૂજી પાસે આવ્યા મારવાડના રામવા ગામથી. | ૨ |

૧૨ ૧૯૨૭ વડાલા ૫

૧૩ ૧૯૨૮ દેશલપુર ૩
શ્રી સૂર્યમલ્લજીની માંડ-
વીમાં દિક્ષા પોષ સુદ ૪

૧૪ ૧૯૨૯ ભૂજનગર ૪
શ્રી સૂર્યમલ્લજી સ્વામીનું
પ્રથમ ચોમાસું

૧૫ ૧૯૩૦ માંડવી ૪

૧૬ ૧૯૩૧ પત્રી ૨

૧૭ ૧૯૩૨ પાટણુ ૪

૧૮ ૧૯૩૩ પાટણુ ૩
( માંદગીને કારણે )

૧૯ ૧૯૩૪ અંજાર ૨
શ્રી ખીમજીની
દિક્ષા.

૨૦ ૧૯૩૫ ભૂજનગર ૨

૨૧ ૧૯૩૬ માંડવી ૪

૨૨ ૧૯૩૭ મંજલ મંગ ૩
વાણા.

૨૩ ૧૯૩૮ મુંદરે ૩

૨૪ ૧૯૩૯ ભૂજનગર ૩

૨૫ ૧૯૪૦ અંજાર ૨

૨૬ ૧૯૪૧ ભૂજનગર ૨

૨૭ ૧૯૪૨ પત્રી ૩

૨૮ ૧૯૪૩ અંજાર ૨

૨૯ ૧૯૪૪ મુંદરે ૩

૩૦ ૧૯૪૫ પત્રી ૩

૩૧ ૧૯૪૬ માંડવી ૪

૩૨ ૧૯૪૭ અંજાર ૪

૩૩ ૧૯૪૮ સિદ્ધપુર ૪

૩૪ ૧૯૪૯ માંડવી ૪

૩૫ ૧૯૫૦ પાટણુ ૪

૩૬ ૧૯૫૧ માંડવી ૫

૩૭ ૧૯૫૨ પત્રી ૩

૩૮ ૧૯૫૩ અંજાર ૩
શ્રી વેલજી ને લાલજી
ભણુવા આવ્યા.

૩૯ ૧૯૫૪ લૂણી ૩
બન્નેની દિક્ષા લાખાપુર
વૈશાખ સુદ ૫ બન્નેના
નામો-શ્રી વિનયચંદ્રજી
સ્વામી અને લક્ષ્મીચંદ્રજી
સ્વામી.

૪૦ ૧૯૫૫ દેશલપુર ૪
શ્રી સૂર્યમલ્લજી સ્વામીનો
જન્મ ૧૯૧૯ મારવાડ
રામવા ગામમાં, દિક્ષા
૧૯૨૮ પોસ સુદ ૪ માં-
ડવી કચ્છ, સ્વર્ગવાસ
૧૯૫૫ પોષ વદિ ૬ ભૂ-

જપુર. દિક્ષાકાળ ૨૭ વર્ષ ૧૭ દિવસ. સર્વાયુ ૩૬ વર્ષ

શ્રી સૂર્યમલ્લજી સ્વામીના જુદા ચોમાસાઓ ૧૯૩૦ ૩૪–૪૩–૪૭-૪૯બાકીના શ્રી ગુરૂ મહારાજ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામી સાથે કર્યાં છે.

૪૧ ૧૯૫૬ ભૂજનગર ૩

શ્રી વિનયચંદ્રજી સ્વામી ને લક્ષ્મીચંદ્રજી સ્વામીનું બીજું ચોમાસું (કચ્છમાં દુષ્કાળ વિદ્યાભ્યાસ કર્યો. બે વર્ષ રહ્યા હતા.

૪૨ ૧૯૫૭ માંડવી ૪

૪૩ ૧૯૫૮ અંજાર ૩

૪૪ ૧૯૫૯ માંડવી ૬

સ્થિરવાસ રહ્યા.

૪૫ ૧૯૬૦ માંડવી ૫

સ્થિરવાસ

શ્રી હેમચંદ્રજી સ્વામી ગુરૂ પાસે આવ્યા.

૪૬ ૧૯૬૧ પત્રી ૪

શ્રી માંડવીમાં મરકી હોવાથી પત્રી પધાર્યા ત્યાં સ્થિરવાસ રહ્યા. શ્રી હેમચંદ્રજી સ્વામીની દિક્ષા જેઠ સુદ ૧૦ ના ગામ લૂણીમાં.

૪૭ ૧૯૬૨ પત્રી ૪

સ્થિરવાસ

૪૮ ૧૯૬૩ મુંદરે ૩

મુંદ્રાના શાહ રામજી લાલચંદ સંઘપતિના અતિ આગ્રહથી મુંદરે ચોમાસું રહ્યા. ભાદ્રપદ શુકલાષ્ટમીનાં સ્વર્ગવાસ થયા.

ઇતિ શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીના ચોમાસાઓનો સંક્ષિપ્ત અહેવાલ પૂર્ણમ્.

---

## શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામિની સ્તુતિ

( રાગ—કાફી )

વ્હાલા શ્રી જ્ઞાનચંદ્ર સ્વામીરે, અમને વ્હાલા શ્રી જ્ઞાનચંદ્ર. ટેક.
જ્ઞાન દિવાકર સમ દીપંતા, ચારે સંઘ માંહે મુનીંદ ? સ્વામીરે. ૧
નમ્ર ગુણે જેમ આમ્ર તરૂવર, મુખ જાણે પુનમચંદ સ્વામીરે;
ચંચળ મન કરવા ગુરૂ !, આરોપ્યો સંજમ કંદ „ ૨
દમન કર્યું પાંચ ઇંદ્રિયતણું ગુરૂ ! જીતીને મોહગયંદ „
જીતી વિષય કષાય ગુરૂવર !, તાર્યા નરનારી વૃંદ „ ૩
સ્વાત્મ સાધન કરણ મુનિવર !, કરી તપશ્યા અત્યંત „
મિઠાં વચન મુખથી નીકલે, સુણતાં હુવે આનંદ „ ૪
કૃપા કરી ગુરૂ ! સેવકને તારો, તુમ શક્તિ છે અમંદ „
પાપ નિવારવા સદ્‌બુદ્ધિ આપો, તુમ દર્શનની છે ખંત „ ૫
ચંદ્ર ચાહે ચકોર જેમ ગુરૂ !, તેમ ચાહું તુમ મુખચંદ „
દર્શન આપો સેવકને વ્હાલા !, કરો મુજ ભાગ્યવંત „ ૬
નિસ્તાર કરશે હવે કોણ માહરો, આપવિણ અન્યકો સંત „
વંદના સ્વીકારશો વ્હાલા ! માહરી, સ્વર્ગમાં રહી સંત „ ૭
દયા કરો મુજ ઉપરેં વ્હાલા !, જેમ લહું શિવપુર પંથ „
નથી મુજ વિનય વિવેક ગુરૂ !, તેમ વલી બુદ્ધિ છે મંદ „ ૮

---

## અર્પણતા અને આશિષ

( શાર્દૂલ વિક્રિડિત છંદ )

રહો અખંડ આ ચરિત્ર જગમાં શ્રી જ્ઞાનચંદ્રતણું,
શ્રી સૂર્યમલ્લજી સ્વામિ સૂર્યસમા શુભ ચરિત્ર ગણું;
વંદન લેજો સ્વર્ગમાં ગુરૂ તમે ! વીનંતિ એ માહરી,
અર્પે કૃપાચંદ આપ ચરણુમાં લેજો તે પ્રેમે કરી. ૧

---

# પટાવલી

૧ ચર્મતીર્થંકર મહાવીરસ્વામી
૨ શ્રી સુધર્મા સ્વામી
૩ ,, પ્રભવ સ્વામી
૪ ,, સયંભવ સ્વામી
૫ ,, યશોભદ્ર સ્વામી
૬ ,, સંભૂતિવિજય સ્વામી
૭ ,, ભદ્રબાહુ સ્વામી
૮ ,, સ્થૂલીભદ્ર સ્વામી
૯ ,, આર્યમહા ગિરિજી
૧૦ ,, સબલસિંહજી આચાર્ય
૧૧ ,, સ્વાંતીત આચાર્ય
૧૨ ,, સમાયાચાર્ય
૧૩ ,, શાદીલાચાર્ય
૧૪ ,, યતિધરાચાર્ય
૧૫ ,, આર્યસ્વામાચાર્ય
૧૬ ,, ભદ્દિલાચાર્ય
૧૭ ,, નાગદત્તાચાર્ય
૧૮ ,, અહરગણાચાર્ય
૧૯ ,, સ્કંદલાચાર્ય
૨૦ ,, દ્રક્ષણગુણાચાર્ય
૨૧ ,, નાગરાજાચાર્ય
૨૨ ,, ગોવિંદાચાર્ય
૨૩ ,, સંભૂતિહિતાચાર્ય
૨૪ ,, લોરીતાંગાચાર્ય
૨૫ શ્રી ઉસરગણી આચાર્ય
૨૬ ,, દેવર્દ્ધિગણીક્ષમાશ્રમણ
૨૭ ,, આર્યઋષિ આચાર્ય
૨૮ ,, ધર્માચાર્ય
૨૯ ,, શિવભૂતિ આચાર્ય
૩૦ ,, સંઘાચાર્ય
૩૧ ,, આર્યભદ્રાચાર્ય
૩૨ ,, વિશ્નુચંદ્રાચાર્ય
૩૩ ,, ધર્મવરધનાચાર્ય
૩૪ ,, ભરાચાર્ય
૩૫ ,, સુદત્તાચાર્ય
૩૬ ,, સુસ્થિતાચાર્ય
૩૭ ,, વરદત્તાચાર્ય
૩૮ ,, સુબુદ્ધિઆચાર્ય
૩૯ ,, શિવદત્તાચાર્ય
૪૦ ,, વીરદત્તાચાર્ય
૪૧ ,, જયદત્તાચાર્ય
૪૨ ,, જયદેવાચાર્ય
૪૩ ,, જયઘોષાચાર્ય
૪૪ ,, વિવેકધરાચાર્ય
૪૫ ,, શંતિશનાચાર્ય
૪૬ ,, શ્રીવંતાચાર્ય
૪૭ ,, સુમતિ આચાર્ય

૪૮ શ્રી લોકાચાર્યથી લોકા-
ગચ્છ પ્રારંભ થયો.
૪૯ ,, થાનોજી
૫૦ ,, ઋપ ઋષિજી
૫૧ ,, જીવઋષજી
૫૨ ,, વજાંગજી
૫૩ ,, સોમચંદ્રજી સ્વામી
૫૪ ,, ધરમદાસજી મહારાજ
૫૫ ,, મૂળચંદ્રજી મહારાજ
૫૬ ,, ઇંદ્રજીસ્વામી આચાર્ય
૫૭ ,, ભગવાનજીસ્વામી ,,
૫૮ ,, કાનજીસ્વામી ,,
૫૯ ,, દેવકરણજીસ્વામી ,,
૬૦ ,, થોભણજીસ્વામી ,,
૬૧ ,, દેવકરણજીસ્વામી ,,
૬૨ ,, કાયાંજીસ્વામી ,,
૬૩ ,, મૂલચંદ્રજીસ્વામી ,,
૬૪ ,, દેવજીસ્વામી ,,
એઓથી મોટા પક્ષ
( કચ્છી સંપ્રદાય )
ઓળખાય છે.
૬૫ ,, તલકસિંહસ્વામી
૬૬ ,, કર્મચંદ્રજીસ્વામી
આચાર્ય
૬૭ ઉપાધ્યાય શ્રી જ્ઞાન-
ચંદ્રજી સ્વામી
૬૮ શ્રી સૂર્યમલ્લજીસ્વામી
૬૯ ,, યુવાચાર્યશ્રી વિનય-
ચંદ્રજી સ્વામીનાં
દ્વિતીય શિષ્ય બાલ
મુનિશ્રી કૃપાચંદ્રજી
એ સંગૃહિતમિદં.

ઇતિ પટ્ટાવલી પૂર્ણમ

સ્વ. શ્રી જ્ઞાનરવિ સ્મારક ગ્રંથમાળા મણકો ૧૮ મો

# શ્રી ચોવીસી વીસી સ્તવન

## તથા

# પ્રકીર્ણ સજઝાયાદિ.

卐

કર્તા :
યુવાચાર્ય મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામીના
શિષ્ય બાલમુનિ કૃપાચંદ્રજી (કચ્છી)

પ્રકાશક :
શાહ દેવરાજભાઈ મોણશી
લાખાપુર, કચ્છ. (જી. મુંદ્રા)

પ્રથમ આવૃત્તિ    નકલ ૫૦૦

પ્રકાશક તરફથી જૈન બંધુઓને ભેટ

# નિવેદન

અનંત ગુણાકર, ત્રયલોક પૂજનીક, અખંડ, અવિનાશી ચિદાનંદ સ્વરૂપ, રાગ દ્વેષાદિક અષ્ટાદશ દોષ રહિત, પરમ સ્વરૂપી, શ્રી સિદ્ધ ભગવન્ કે અનંતજ્ઞાન, દર્શન, શુદ્ધ ચારિત્ર્યવાન લોકાલોક પ્રકાશક શ્રી અર્હન્ દેવોના નામ, રૂપ, ગોત્ર, અને ગુણાદિનું સ્મરણ કરતાં તન્મયતા, તલ્લીનતા કે વિહ્વલતા યુક્ત થઇ જવાય તેને જ પ્રભુ સંકીર્ત્તન કે સ્તુતિ કહેવાય છે.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે–

**वाग्गद्‌गदा द्रवते यस्यचित्तं, रुदत्य भीक्ष्णं हसति क्वचिच्च;**
**विलज्ज उद्गायति नृत्यतेच, मद्भक्ति युक्तो भुवनं पुनाति ॥**

११–१४–२४

**અર્થ:**—જેની વાણી ગદ્‌ગદ્ થઈ જાય છે, હૃદય દ્રવિભૂત થઇ જાય છે, વારંવાર ઉંચા સ્વરથી મારૂં નામ લઈ મને પોકારે છે, ક્યારેક રડે છે, ક્યારેક હસે છે, ક્યારેક લજ્જા મુકીને નાચવા લાગે છે એવા ભક્તિમાન્ પુરૂષ જગતને પવિત્ર કરી આપે છે.

પ્રભુસ્તુતિ કરતાં જ્યારે ભક્તનો કંઠ રૂંધાઈ જાય છે. હૃદય પ્રફુલ્લિત થવા સાથે અનુપમ ઉલ્લાસ ઉત્પન્ન થાય છે, ત્યારે શરીર શિથિલ થઈ જાય છે. ક્યારેક ભાવના આવેશમાં આવી જતા નાચતાં નાચતાં મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી જાય છે. સાચા ભક્તની દશા અકથનીય હોય છે. તે સ્તુતિ કરતાં રડવા મંડી પડે છે ત્યારે તેને પોતાનો ખ્યાલ સરખો પણ હોતો નથી. પછી સ્તુતિ, સ્તવન કે ભજન, કીર્ત્તનમાં

ભલે ગંભીરપણું નહોય, છતાં પણ જેના હૃદયમાં પ્રેમ છે–ભક્તિ છે તે કોઇ દિવસ પણ ઇશ્વર સ્મરણ કરવા સિવાય રહેતા નથી.

મહાભારતમાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે–

**नाम युक्तान् जनान् दृष्ट्वा स्निग्धो भवति यो नरः**
**सयाति परमं स्थानं विष्णुना सह मोदते**
**तस्मान्नामानि कौन्तेय भजस्व दृढ मानसः**
**नामयुक्तः प्रियोः स्माकं नाम युक्तो भवार्जुन**

**અર્થઃ**—નામ–કીર્ત્તન કરનાર પુરૂષોને જોઈને જે પ્રસન્ન થાય છે તે પરમધામને પામી કરીને મુજ (વિષ્ણુ) સાથે આનંદ કરે છે. તેથી કરીને હે કૌન્તેય! દૃઢ ચિત્તથી નામનું સ્મરણ કર, કારણ કે નામયુક્ત પુરૂષ મને બહુ પ્રિય છે માટે હે અર્જુન! તું પણ નામયુક્ત બન.

આવી રીતે અન્ય મતાવલંબીઓ પણ સ્તુતિ, સંકીર્ત્તન માટે કહે છે અને કેટલાક ભક્તોના ચરિત્રોથી જાણી શકાય છે. ત્યારે વર્ત્તમાનકાલમાં ઘણાં ઠેકાણે જોવામાં આવે છે કે–કેટલાક લોકો ખાલી મોટા રાગોડાઓ તાણીને ગાવાનું શરૂ કરે છે. તેમાં પોતાને પણ ભાગ્યેજ ખ્યાલ હોય છે કે જે સ્તુતિ કે સ્તવન કહું છું તેમાં શ્યો અર્થ સમાએલ છે. કેટલાકો બીજાઓ પોતાને વખાણે તે માટે આલાપ સહિત ગાય છે પણ દૃષ્ટિ ચારે તરફ ફર્યા કરે છે. કેટલાકો પોતે પ્રભુના દરબારમાં હાજરી પૂરાવવા પૂરતું જ કાર્ય કરે છે અથવા જેમ તેમ કામ જલદી પૂર્ણ કરી જાય છે પરંતુ

ઉપર બતાવ્યા પ્રમાણે ગાનારાઓ, સ્તુતિ-સ્તવન બોલનારાઓ તો જવલેજ હશે. જો કે નિષેધ કરવા જેવું તો નથી કારણ કે જે માણસ મુદ્દલ નજ કરતો હોય તેના કરતા કરનાર "ભલે અર્દ્ધ શુદ્ધ કે અશુદ્ધ હોય તોપણ" હજાર ગણો સારો છે. ન કરનાર માણસ પોતાની મૂળગી પૂંજી ખોએ છે ત્યારે સ્તુતિ કરનાર કે અન્ય ધાર્મિક ક્રિયા કરનાર પોતાની મૂડીમાં કાંઈકિ પણ વધારો (પુન્યનો) કરે છે. અને તે કરતાં કરતાં કયારેક ચિવટ રાખવાથી શુદ્ધ થશે તો બેડો પાર થશે. આટલા માટેજ આ ચોવીશી તથા વીશી રચેલ છે. જેમાં પાંડિત્ય કે જમક જેવું કાંઇજ નથી પણ અંતરના ઉદ્દગાર છે, અને તે મહાન્ પંડિત અધ્યાત્મરંગથી રંગાએલા શ્રીમદાનંદઘનજી, યશોવિજયજી, દેવચંદ્રજી તથા મોહનવિજયજી વિગેરેની બનાવેલી ચોવીશી, વીશી આગળ આ કાંઇ વિસાતમાંજ નથી. કારણ કે કયાં એક સહસ્ર રશ્મિ અને કયાં એક દીપક કે ખદ્યોત! છતાં પણ પિપાસુ વૃત્તિવાળાને જરૂર ઉપયોગ થઈ શકશે અને થશેજ એવી અભિલાષા છે. અને એટલું તો ખરૂં કે અંતરપટમાં છૂપાઇ રહેલ ભક્તિને ખેંચી લાવવાનું કામ સ્તુતિ કે સ્તવનાદિ કરે છે અને તેને તન્મય બનાવવા માટે મદદરૂપ થાય છે એટલે ગચ્છ, મત કે વાડાનું મમત્વપણું મુકી જે પોતાને શ્રેય હોય તે ગ્રહણ કરવું. વિશેષ શું?

લિ.

**બાલમુનિ કૃપાચંદજી કચ્છી.**

---

# શ્રી ચોવીશી સ્તવનો

## શ્રી આદિનાથ જિન સ્તવન

( તોરણથી રથ ફેરી ગયો રે હાં. એ દેશી. )

નાભિનંદન વિનવું રેહાં, પ્રથમ જિનેશ્વર દેવ ? મેરેવાલ્હા, !
નમે સુરનર તુજ પદે રેહાં, અનંત ગુણાકર દેવ ? મેરેવાલ્હા; !
ચંદ્ર સમ શીતલ વાણીયે રેહાં, વરસ્યા અમૃત વાણ મેરેવાલ્હા, !
દમન કર્યો મોહરિપુનો રેહાં, કષાયોનાં લીધાં પ્રાણ મેરેવાલ્હા, ! ૧
જીવનને સફલાં કર્યાં રેહાં, પુત્ર પૌત્રોના નાથ ! મેરેવાલ્હા; !
સ્વાત્મ સરખા તેં કર્યા રેહાં, મોક્ષમાં લઇ ગયા સાથ મેરેવાલ્હા; !
મિટિ ઉપાધિ સંસારની રેહાં, પણ થયો અચ્છેરાભૂત મેરેવાલ્હા, !
કૃપા કરો મુજ ઉપરેં રેહાં, હવે આશ્ચર્ય ન હુંત મેરેવાલ્હા; ! ૨
પાપ તાપ નિવારવા રે હાં, આવ્યો હું શરણે તુજ મેરેવાલ્હા; !
ચંડ કર્મો પાછલ પડયાં રેહાં, કેમ કરી છોડે મુજ મેરેવાલ્હા; !
દમન કરૂં તુજ સહાયથી રેહાં, મોહ વૈરીને આજ મેરેવાલ્હા, !
જીવન શક્તિ જગાવશું રેહાં, જીતશું હવે કર્મરાજ મેરેવાલ્હા; ! ૩
નિત્ય સ્મરણ મુજ હૃદયમાં રેહાં, રાખીશ તાહરો દેવ ?મેરેવાલ્હા; !
વંદના હોજો માહરી રેહાં, સહસ્રવાર સદૈવ મેરેવાલ્હા; !
દયા કરીને તારશે રેહાં, તો રહેશે તુજ લાજ મેરેવાલ્હા. !
ના કહેતાં દુઃખ ઉપજે રેહાં, કૃપા કહે મહારાજ ? મેરેવાલ્હા. ! ૪

## શ્રી અજીતનાથ સ્તવન

( કોયલો પર્વત ધૂંધલોરે લાલ એ દેશી )

અજીતજિણંદ સાંભલોરે લાલ, તુજ ભક્તની વાતરે જિણંદરાય;
ગજ અસવારી તુમેં કરી રે લાલ, મોહની કીધી ઘાતરે જિણંદરાય.
અજીતજિણંદ સાંભલોરે લાલ. ૧

કેવલજ્ઞાન દર્શન લહ્યું રે લાલ, પ્રતિબોધ્યા ભવ્યજનરે જિણંદ.
શક્તિ અત્યંત તુમેં દાખવીરે લાલ, શિવવધુ શું જોડયું મનરે. જિ.અ.૨
અષ્ટ કરમનો ક્ષય કરીરે લાલ, પોતા શિવપુર ઠામરે જિણંદ;
પણ પહેલાં આપણે રહ્યારે લાલ, સૂક્ષ્મ નિગોદ ઠામરે જિણંદ. અ. ૩
બિતિ ચૌરિંદ્રિમાં ભમ્યારે લાલ, કાળ અસંખ્યાતો જાયરે જિણંદ;
કર્મો પાતળાં જબ થયાંરે લાલ, આવ્યા મનુષ્ય માંયરે જિણંદ. અ. ૪
ઉગ્ર કરણી તમેં કરીરે લાલ, પામ્યા પદ નિર્વાણરે જિણંદ;
પાછલ કર્મે મુને ઘેરીઓરે લાલ, મુજ શક્તિ લીધી તાણરે જિ.અ. ૫
જુની મિત્રાઈ સંભાળીનેરે લાલ, હાથ ગ્રહો મુજ નાથરે ! જિણંદ;
સાચો મિત્ર તેહિજ કહ્યોરે લાલ, ભીડ પડયે કરે સાથરે જિ.અ. ૬
તુજ આધાર મુજને રહ્યોરે લાલ, કૃપાચંદ કહે એમરે જિણંદ;
તુજ શરણુથી જો ભમુંરે લાલ, તો તુજ લજ્જા રહેશે કેમ?રે જિ.અ. ૭

## શ્રી સંભવનાથ સ્તવન

( આજ લાલની દેશી )

ત્રીજા શ્રી સંભવનાથ વિનંતી કરૂં જોડી હાથ આછેલાલ
અશ્વલંછન સોહામણુંજી ૧
ચારશેં પૂરણમાન ધનુષ દેહ પરિમાણ આછેલાલ
કંચન વરણ સોહામણુંજી. ૨
પામ્યો તુજ દિદાર મનુષ્યતણે અવતાર આછેલાલ
ભવ અનંતા ભમતાં થકાંજી. ૩
હવે ન છોડું તુમ નાથ! આવ્યો માહરે હાથ આછેલાલ
ભોળપણું હવે નહિં કરૂંજી ૪
તારણ તરણ કહાય, તો મુજ આપો સહાય આછેલાલ
તુજ મદદે કર્મ ક્ષય કરૂંજી ૫
પુષ્ટ નિમિત્ત છે તુજ, ઉપાદાન છે મુજ આછેલાલ
જાગૃત કૃપાદૃષ્ટિએ હુવેજી ૬

## શ્રી અભિનંદન પ્રભુ સ્તવન

( વણજારાની દેશી )

શ્રી સંવરરાય ઘરે ઉપના જિનરાયારે, સિદ્ધાર્થા દેવી માતરે જિ૦
કપિતણું લંછન ધર્યું જિનરાયારે, દેખીને મન હરખાતરે જિ૦ ૧
અભિનંદન રળિયામણાં જિનરાયારે, ચતુર્થદેવાધિદેવરે જિન૦
ત્રણ લોકના સુર મળી જિનરાયારે, ભક્તિયેં કરે તુમ સેવરે જિ૦ ૨
નરતિર્યંચ સાથે મળી જિનરાયારે, તુજ દિદાર દેખંતરે જિ૦
પર્ષદા બારે સામટી જિનરાયારે, શ્રવણે વાણી સુણંતરે જિ૦ ૩
ધન્ય અવતાર છે તેહનો જિનરાયારે, તુજમાર્ગ ગૃહણ કરંતરે જિ૦
જન્મ મરણ દુઃખ ટાળવે જિનરાયારે, અભિનંદન ગુણવંતરે જિ૦ ૪
કહે કૃપા વિનયેં કરી જિનરાયારે, હૃદયેં ધરજો દેવરે ! જિ૦
બોધી બીજ મુજ આપજો જિનરાયારે, પ્રેમે કરૂં તુજ સેવરે જિ૦ ૫

## શ્રી સુમતિજિન સ્તવન

( કંઠમાળ રૂદમાળ તે એ દેશી )

પંચમ જિનવર સુમતિ, સુમતિ તણો દાતારરે જિનવર સેવિયેં;
ત્રણસેં ધનુષ્ય ઉંચું કહ્યું, તનું સુંદરાકારરે, જિનવર સેવિયેં ૧
નામ જપે સુખ ઉપજે, દુઃખ દોહગ દૂર જાયરે જિનવર સેવિયેં
જન્મ મરણ મિટે વળી, સુખે શિવપુર જાયરે જિનવર સેવિયેં ૨
અનંત ગુણ છે પ્રભુ તણાં, કથ્યા કેમહી ન જાયરે જિનવર સેવિયેં
સુરગુરૂ સહસ્ર જીભેં કરી, કહેતાં પાર ન પાયરે જિનવર સેવિયેં ૩
એક ગુણ દો મુજ ભણી, તો તુમ મહદુપકારરે જિનવર સેવિયેં
ખોટ ખજાને પડે નહિં, માહરો થાય ઉદ્ધારરે જિનવર સેવિયેં ૪
વિશેષ કહે શું હુવે ! સુગુણ જનને વાયરે જિનવર સેવિયેં
વિનયથી કરૂં પ્રાથના, કૃપાથી કારજ થાયરે જિનવર સેવિયેં ૫

## શ્રી પદ્મ પ્રભુજિન સ્તવન

( ધર્મ જીનેશ્વર ગાઉં રંગશું એ દેશી )

સુસીમા ઉદરે પ્રભુ આવીયા, શ્રીધર પિતા જાણુંહો; ભવિજન !;
પદ્મ લંછન અંગે નિરમળું, પદ્મનામ વખાણુ હો ભવિજન !
પ્રેમ ધરીને પ્રભુ ગુણ ગાઇએ. ૧
જે જન વિષયમાં લુબ્ધ હુવા, તે ન સ્મરે તુજ નામ હો ભવિજન !
આર્ત્તધ્યાને મરી તે ઉપજે, દુષ્ટ તિર્યંચને ઠામ હો ભવિ૦ પ્રેમ ૨
નિર્દયે વધ બંધાદિ જે કરે, રૌદ્ર ધ્યાન તે જાણુ હો ભવિ;
મરી નરકે જાય તે પ્રાણીયો, દુઃખ સહે અયાણુ હો ભવિ. પ્રેમ. ૩
એ બે ધ્યાન તજો ભવ્ય પ્રાણીયા, એમ ઉપદેશે જિનરાજ હો ભવિ;
રાખજો દૂર એ દુષ્ટ ધ્યાનો થકી, તુજ શરણે આવ્યો આજ હો ભ.પ્રે.૪
વિનયથી સ્મરણુ તાહરૂં કરૂં, કરજો મુજ ઉદ્ધાર હો ભવિ.
કહે કૃપાચંદ કરજોડી કરી, સંસારમાં તુજ આધારહો ભવિ. પ્રેમ.૫

## શ્રી સુપાર્શ્વનાથ સ્તવન

( ધવલશેઠ લઇ ભેટણું એ દેશી. )

શ્રી સુપાર્શ્વ જિન ગુણનીલો પ્રતિષ્ટ નૃપ તુજ તાતરે
માતા તુજ વખાણીયે, પૃથ્વિદેવી વિખ્યાતરે
સેવો ભવિ ભાવે કરી ! ૧
કર્મ ખપાવી મોક્ષે ગયા, થયા સિદ્ધ સ્વરૂપરે
પણ અજીવ માંહી ભળ્યા, નહિં રંગ કે રૂપરે સેવો. ૨
સંસારી પણ અજીવ છે, એમ ઉપદેશે જીનરાયરે
શાસ્ત્ર:વચણુ વિચારતાં, સત્ય વાત ઠહરાયરે સેવો. ૩
શુદ્ધ ભાવ પ્રાણ સંસારીને, નાસ્તિ કીધી દેવરે
દ્રવ્ય પ્રાણ સિદ્ધને નહિ, તેથી અજીવ કહ્યા દેવરે સેવો. ૪
અધ્યાત્મસાર ગ્રંથે કહ્યું, તેહ તણું વિસ્તાંતરે
વિનયથી કૃપા એમ કહે, ભાવ પ્રાણ દેજો તાતરે ! સેવો. ૫

## શ્રી ચંદ્રપ્રભુ સ્તવન

( ઝાંઝરીયા મુનિવર એ દેશી )

ઉજ્વળ વરણે શોભતાંજી, અષ્ટમા ચંદ્ર પ્રભુ દેવ;
શ્રોણિત પણ ઉજ્વળ કહ્યુંજી, સુરનર સારે તસ સેવ.
સૌભાગી સાજ્જન! ભાવે સેવો એહ. ૧
યોગી ધ્યાન તાહરૂં ધરેજી, જાણી તેહના ભેદ,
વિણુ જાણે મહેનત કરેજી, તો તે પામે ખેદ. સૌભાગી. ૨
ઋજુ સૂત્રે બોધ ઉપનોજી, સંગ્રહ નયેં વેદાંત,
સાંખ્ય પણ તેથી થયુંજી, વૈશેષિક નૈગમે થાત. સૌભાગી. ૩
શબ્દ નયેં મિમાંસક હુવોજી, માને છે બ્રહ્મ સત્ય,
સર્વ નયો જૈનમાં દિસેજી, તેથી જૈન છે સત્ય. સૌભાગી. ૪
જૈન દર્શન સાગર મહીંજી અન્ય દર્શન સર્વ સમાય,
વિનયથી કૃપા કહે પ્રભુજી! તુજ દર્શનથી સુખ થાય. સૌભાગી.૫

## શ્રી સુવિધિજિન સ્તવન

( હાંરે લાલ એ દેશી )

હાંરે ભવ્ય! દુર્બુદ્ધિ કાપી સુબુદ્ધિ દિયે, તેતો નવમો જીન જાણુરે લાલા
શરણુ ગ્રહે જો જિનતણું, તો પામે પદ નિરવાણુરે લાલા
ભાવે કરી જીન સેવીયેં. ૧
હાંરે ભવ્ય! આત્મા નથીઆત્માનિત્ય છે, કર્ત્તાભોક્તાપણુનાહિરેલાલા
નહિ નિવૃત્ત આત્મા કહ્યો, મોક્ષ નથી કિઆંહી રે–લાલા. ભા. ૨
હાંરે ભવ્ય! સ્વર્ગ નરક કાંઈ નહિં, ગત્યાગત્ય પણ તેમરે લાલા
મિથ્યા બકે એમ પ્રાણીયો, ષટ્ ભેદ મિથ્યાત્વનાં એમ રે–લાલા. ભા.૩

હાંરે ભવ્ય! મૂઢ મિથ્યાત્વે વાહ્યો થકો, મતિ ભ્રમ થયો તેહરે લાલા
સુવિધિ જિનની કૃપા થકી, સમ્યક્ત્વ પામે એહરે—લાલા ભા. ૪

હાંરે ભવ્ય! વિનય ગુણ ઉત્પન્ન હોવે, તો થાય આત્મ કલ્યાણરે લાલા
મિથ્યાત્વ તજો માનવી, કૃપા કહે એમ વાણ રે—લાલા ભા. ૫

## શ્રી શીતળ જીન સ્તવન

( હે પ્રભુ! હે પ્રભુ! શું કહું એ દેશી. )

દઢ રથ કુલે ઉપનો, નંદા દેવી તાહરી માત,
દાહ જ્વરને શીતલ કર્યો, નિરોગી કીધો તાત;
શીતળ નાથને સેવીયે. ૧

અનાદિ કાળથી જીવડો, પામે દુઃખ અનંત;
પણ પ્રભુ! તુજને ભજ્યો નહિ, તો દુઃખનો કેમ અંત! શીતળ. ૨

વિષય કષાયથી પ્રાણીયો, પામે ભૂરિ સંતાપ,
શીતળનાથ! કૃપા કરો, તો જાય ત્રિવિધ તાપ; શીતળ. ૩

તુજ શરણે આવ્યા વિના, શુભ ગતિ નહિ થાય,
તો મોક્ષ હોય કિહાં થકી! ભારેકર્મી કહાય; શીતળ. ૪

હવે તુજ આવ્યો આશરે, શરણ રાખો નાથ!
જો મૂકશો કર માહરો, તો રહેશે નહિ કો સાથ; શીતળ. ૫

પુનઃ પુનઃ એમ વિનવું, કરૂણ શબ્દે દયાળ!
પામ્યો ઉદ્વેગ ભવ થકી, તાર તાર પ્રભુ! તાર; શીતળ. ૬

વિનયથી કૃપા કહે, ભજું નહિ અવર દેવ,
જો જાઇશ દુર્ગતિ પ્રભુ! તો કોઇ ન કરશે તુજ સેવ; શીતળ. ૭

## શ્રી શ્રેયાંસનાથ જીન સ્તવન

( હો સુંદર એ દેશી ).

હો જિનવર ! અગીયારમા શ્રી શ્રેયાંસજી,
વિશ્નુ દેવી અંગજાત હો જિનવર !
મહા શૂરવીરમાં શિરોમણિ, વિશ્નુ નૃપ છે તાત હો જિનવર !
તુજ દરિશણુથી દુઃખ ટળે. ૧

હો જિનવર ! શય્યામાં વાસ દેવે કર્યો,
આપતો દુઃખ અપાર હો જિન; !
તુજ આવ્યે દેવ નાશી ગયો, જનનીને સુખ અપાર હો જિન.તુજ. ૨
હો જિનવર ! ત્રગડે બેસી ઉપદિશ્યો, દ્વિવિધ ધર્મ સુખકાર હો જિન;!
અમૃત સમ વાણી સુણી, ભવ્ય જીવ પામ્યા પાર હો જિન. તુજ. ૩
હો જિનવર ! આશ્ચર્ય એક મુજ ઉર માંહી,
તુજ વાણીથી થાય. હો જિન; !
જે પ્રાણ વિના જીવ જીવે નહિ, તે પ્રાણો વિના જીવાય હો જિન.તુજ ૪
હો જિનવર ! વિનય થકી કૃપાચંદ કહે, શંસય કરજો દૂર હો જિન; !
બોધી બીજ મુજ અર્પીને, રાખજો તુમ હજૂર હો જિન. તુજ. ! ૫

## શ્રી વાસુપૂજ્ય જિનસ્તવન

( થારા મહોલા ઉપર મેહ ઝબૂક વિજળી. એ દેશી. )

રક્ત વર્ણ તનું સોહે સુંદર અતિ ભલું હો લાલ સુંદરઅતિ,
મહાબલી જિન બારમો તસમન નિર્મલું હો લાલ તસમન;
મહીષ લંછન સોહે પ્રભુજીનાં ઉરમાં હો લાલ પ્રભુજીનાં,
ચિંતન કરો પ્રભુ નામનું ભવિ તમે મનમાં હો લાલ ભવિતમે. ૧

શુભ કર્મને કહ્યું પુન્ય અશુભને કહ્યું પાપ હો લાલ   અશુભ,
પણ એમાં નહિં ભેદ આપે તેહ સંતાપ હો લાલ   આપે તેહ;
લોહતણી શ્રૃંખલા કહી એતો પાપને હો લાલ   એતો,
સૂવર્ણ તણી બેડી પણ આપે છે તાપને હો લાલ   આપે; ૨

જન્માદિક તણા હેતુ તે બેઉને કહ્યા હો લાલ   તે બેઉને,
પણ લાગે તે મિષ્ટ સ્વાદતાં પુન્યના હો લાલ   સ્વાદ;
તેથી કરો તુમેં પુન્યને મોક્ષનો સાથ છે હો લાલ   મોક્ષ,
કહે કૃપાચંદ એમ, બાજી હજુ હાથ છે હો લાલ   બાજી; ૩

## શ્રી વિમળનાથ સ્તવન

( મહાવિદેહ ક્ષેત્ર સોહામણું એ દેશી )

શ્રી વિમળનાથજી સાહિબા! અવધારો અરદાસ લાલરે;
વિમળ મતિ દેજો સર્વને, જેમ નિજ જનનીને બાસલાલરે. શ્રી વિમળ! ૧

પંચમ કાળમાં નાથજી!, તુજ મારગ ભૂલ્યા લોક લાલરે;
અવળી ગતિએં ચાલતાં, દુઃખ પામે તે થોકેથોક લાલરે. શ્રી વિમળ! ૨

ધર્મને નામે ધાંધલ કરે, ઉત્થાપે તુજ વાચ લાલરે;
અહિંસાને નામે કરી, કરે હિંસાને સાચ લાલરે. શ્રી વિમળ! ૩

મતિ વિભ્રમ થઈ જેહની, સવળું સૂઝે કેમ! લાલરે;
થાય કૃપા તુજ પ્રભુજી! તો સંપદા મળે તેમ લાલરે. શ્રી વિમળ! ૪

વિનયથી કૃપા કહે, દેજો દરિસણ દેવ! લાલરે;
પ્રહઃ ઉઠી સ્મરણ કરૂં, સારૂં અહનીશ સેવ લાલરે. શ્રી વિમળ! ૫

## શ્રી અનંતનાથ સ્તવન

( જગતગુરૂ હીરજીરે એ દેશી )

સિંહસેન કુલે ઉપનારે અનંતનાથ દયાળ;
સુજશા માતાએ જશ લહ્યોરે, ટાળ્યા તાપ વિકરાળ.
શ્રી અનંત જીન સેવીયેરે. ૧
લોક સકલ ખુશી થયારે, અનંત ગાંઠ કીધી માત;
તેથી અનંત નામ ઠર્યું રે, જબ તુમ ઉદરે આયાત. શ્રી અનંત. ૨
સિંચાણો તો હિંસક કહ્યોરે, તેને રાખ્યો છે સંગ;
શું હિંસા તેહ નહિં કરે રે ?, કેમ વ્રત થાય ભંગ. શ્રી અનંત. ૩
સિંચાનક કાપોત ગ્રસેરે, તેમ કર્મને ગ્રસ્યા આપ;
તેથી લંછન અંગે ઠર્યું રે, હિંસાનો ન લાગે પાપ. શ્રી અનંત. ૪
વિનયથી કૃપેંદુ કહે રે, અનંત કૃપાળુ આપ;
મુજ ઉપરે મયા કરો રે, જાય ભવોના સંતાપ. શ્રી અનંત. ૫

## શ્રી ધર્મનાથ જિનસ્તવન

( પુન્ય પ્રગટ થયો એ દેશી )

પવિ આયુધ અંગે ધર્યો, ધર્મનાથજી દેવરે ભવિજિન વંદીયે
અનંત શક્તિશાળી કહ્યા, તો શાસ્ત્રની શી ટેવરે ? ભવિ. ૧
ત્રણ લોકનાં જંતુ બધાં, પાય નમે કરજોડ રે ભવિ.
પણ બીક નહિ શસ્ત્રની, એમાં છે મોટી ખોડરે ભવિ. ૨
સાચું કહે ખોટું લાગશે, કહ્યા વિના ન રહાય રે ભવિ.
કાષ્ટતણી તો અસિ થકી, કહો કેમ યુદ્ધ ખેલાયરે ? ભવિ. ૩
અહિંસામય ધર્મ કહે, તુજ નામે હિંસા કરાયરે ભવિ.
છતાં પણ કહે ધર્મ થયો, કોના ઘરનો ન્યાયરે ? ભવિ. ૪

કૃપેન્દુ કહે જિનેશ્વરા! સત્ય ધર્મ સમજાયરે ભવિ.
વિનયેન્દુ ગુરૂ પસાયથી, ધર્મથી જય જય થાયરે ભવિ. ૫

## શ્રી શાંતિનાથ જિનસ્તવન

( વ્હાલો મારો ભાવે છે ભાવનારે એ દેશી )

શાંતિ જિનેશ્વર શોલમારે,? અચિરાનંદન નાથ!
કાપોત ઉધાડી પદવી લહીરે, બન્યા નરનાં નાથ. શાંતિ. ૧
વીશ સ્થાનક વિધે સેવીનેરે, ભાવચક્રિ થયા દેવ!
ત્રગડે બેશીને તું ઉપદેશેરે, ભવ્ય સુણે અહમેવ. શાંતિ. ૨
ઉપકાર ગણે ભલે ભક્તજનોરે, પણ ઉપકાર ન કહાય;
અભવ્યને જો ભવ્ય કરે રે, તો તુજ શક્તિ કહાય. શાંતિ. ૩
દો પદવીના ભોક્તા બન્યારે, પણ હું નવિ માનું એક;
પ્રત્યક્ષપદ મુજને દીયોરે, તો તુજ સાચી ટેક. શાંતિ. ૪
વિશ્વાસ છે મુજ વાલ્હારે,! તુજ ઉપરે દીનાનાથ!
કૃપા દૃષ્ટિથી નિહાલશોરે, છેવટ રહીશ તુમ સાથ. શાંતિ. ૫

## શ્રી કુંથું જીનસ્તવન

( જાય છે જાય છે જાય છે રે, આ અવસર અમૂલ્ય જાય છે. )

ગાવો ગાવો ગાવોરે ભવિ! કુંથુંજીનેશ્વર ગુણ ગાવો,
સુર રાજા ઘરે પ્રભુજી જન્મ્યા, મહોચ્છવ કરવા આવોરે;
ભવિ! કુંથું જીનેશ્વર ગુણ ગાવો. ૧

દિશા કુંમારીકા મહોચ્છવે આવે, ચોશઠે ઇંદ્રો મળી આવોરે, ભ. કું.
મેરૂ પર્વતે જઇ નવરાવ્યા, નરસુરના મને ભાવ્યોરે; ભ. કું. ૨
દ્રવ્યચક્રિ થઈ ખટખંડ સાધ્યા, દિક્ષામાં મન લાવ્યોરે, ભ. કું.
ધર્મચક્ર તે આગળ ચાલે, અરિગંજન કહાવ્યોરે; ભ. કું. ૩

પર્ષદા માંહી એમ ઉપદેશ્યો, ચિત્તજ સંસાર કહાવ્યોરે, ભ.કું.
રાગદ્વેષરહિત મન થાવે, વીતરાગ દશા લહાવ્યોરે; ભ.કું. ૪
ચિત્તજ મોક્ષ કહ્યું જિનરાજે, કૃપાચંદને મન ભાવ્યોરે. ભ.કું.
વિનય વડે ભવિ સૌ મળીને, ત્રિલોકીનાથને ધ્યાવોરે; ભ.કું. ૫

## શ્રી અરનાથ જીનસ્તવન

( મુને તે દિનનો વિશ્વાસ છે એ દેશી )

સુદર્શન કુલે ઉપના, અઢારમા અરનાથ;
સાહિબ ! તુમને વિનવું, જોડીને બે હાથ. સુદર્શન. ૧
બે પદવી લીધી સાહિબા !, ચક્રિદ્રવ્ય ભાવ જાણ્યો;
ઈંદ્ર સરિખા સુખ ભોગવી, અંતે વૈરાગ્ય આણ્યો. સુદર્શન. ૨
ચોશઠે ઈંદ્રો સાથે મળી, દિક્ષા મોચ્છવ કરે;
કેવલ જ્ઞાન દર્શન લહ્યું, સુરનર સ્તવના કરે. સુદર્શન. ૩
અજ્ઞાનથી વિષયાસક્ત, બાંધે જીવજ કર્મ;
પણ વિષયો બાંધે નહિં, નથી જીવન ધર્મ. સુદર્શન. ૪
જ્ઞાનથી છૂટે જીવડો, પુદ્ગળથી નવિ છૂટે;
ઉપદેશ્યો ભવ્ય જીવને, મધુર ધ્વનીયેં પ્રભુ તેં ! સુદર્શન. ૫
મયા કરો મુજ ઉપરેં, રાખો તમારી સાથ;
કૃપાચંદ કહે સાહિબા ! નહિ છોડું હવે હાથ. સુદર્શન. ૬

## શ્રી મલ્લિનાથ જીનસ્તવન

( ધોબીડાની દેશી )

નીલવરણે પ્રભુ શોભતાજી, પ્રભાવતી અંગજાતરે,
છ મિત્રો સાથે કપટ કર્યું રે, પૂર્વ ભવની તે વાતરે;
સેવો ભવિ મલ્લિનાથનેરે. ૧

વિંશ સ્થાનક સેવી પ્રભુરે, તિર્થંકર ગોત્ર બંધાયરે;
કુંભ નૃપ ઘરે ઉપનારે, પણ નારી વેદ તુજ થાયરે. સેવો. ૨
સુવર્ણ ગૃહે પ્રતિબોધીયારે, ખટ મિત્રો જે હુવા સાથરે;
દિક્ષા ગ્રહી છએ રાજવીરે, મલ્લિનાથજીને હાથરે. સેવો. ૩
ત્રીજે પ્રહરે કેવલ લહ્યારે, લોકાલોક પ્રકાશરે;
ભવ્ય જીવોને પ્રતિબોધતારે, ચઉયામ ધર્મ પ્રકાશરે. સેવો. ૪
વિનયેથી કૃપેન્દુ કહેરે, મલ્લિ જિનેશ્વર દેવરે !
તુમ સાથે મુજને ગ્રહોરે, કરૂં તમારી હું સેવરે. સેવો. ૫

## શ્રી મુનિસુવ્રત જીનસ્તવન

( આજ હોની દેશી )

સુમતિનૃપ કુલ જાત પદ્માદેવી છે માત આજ હો;
કુર્મલંછન પ્રભુ અંગે ધર્યુંજી. ૧
શ્યામ વરણુ છે કાય, સુરનર લાગે તુજ પાય. આજ હો;
ત્રણ લોકમાંહી તુજ આણા ઠરીજી; ૨
દિક્ષા લીધી જગનાથ, સહસપુરૂષોની સાથ આજ હો;
સાર્થવાહ મોક્ષનાં થયાજી. ૩
બારે પર્ષદા માંહી, સ્ફાટિક આશ ત્યાંહી આજ હો;
દુવિધ મોક્ષ બતાવીયુંજી. ૪
દ્રવ્ય મોક્ષ છે જેહ, આત્મ સ્વરૂપ નહિ તેહ આજ હો;
રત્નત્રયી મોક્ષજ કહ્યુંજી. ૫
હું માગું પ્રભુ ! એહ, આપજો ધરીને સનેહ આજ હો;
કૃપા કરી મુજ ઉપરેજી. ૬

## શ્રી નમીજીન સ્તવન

( ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું એ દેશી )

નમી જિનેશ્વર એકવીશમા કહ્યા, વિજયભૂપ કુલજાત, જિ૦
અનંત શક્તિશાળી પ્રભુ આગળે, કર્મ કોણુ છે માત્ત ! જિ૦ ૧
મનથકી કર્મ બંધ મોક્ષ હુવે, તેના પાંચ પ્રકાર, જિ૦
વિષય કષાય રાગાદિકે મગ્ન થયો, ક્ષિપ્ર પ્રથમ પ્રકાર, જિ૦ ૨
ઉભયલોકથી વિવેક રહિત હુવો, મૂઢ મન બીજો જાણુ, જિ૦
કિંચિત્ રક્ત વિરક્ત વિક્ષિપ્ત કહ્યો, ત્રીજો ભેદ વખાણુ, જિ૦ ૩
સમાધિ થાય સ્થિર મને જેહથી, એકાગ્ર નામ કહાય, જિ૦
પરવિષયથી વિરક્ત હોવે, નિરૂદ્ધ મન લહાય, જિ૦ ૪
અધ્યાત્મજ્ઞાનને તે મેળવે, કોઈ જિજ્ઞાસુ ત્યાંહી, જિ૦
નિરૂદ્ધ મન થયાવિણુ જીવનો, મોક્ષ નહિ છે કયાંહી, જિ૦ ૫
નમિનાથજીની કૃપા થકી, સિઝશે સઘલાં કાજ, જિ૦
કૃપાચંદનું નિરૂદ્ધમન કીજીયેં, વિનયચંદ્રજી મહારાજ. જિ૦ ૬

## શ્રી નેમનાથ જિનસ્તવન

કડખો અથવા પ્રભાતી રાગ

શ્યામ વર્ણુ નમું નેમ બાવીશમો, જાદવ કુળમાં જેહ જાયો;
કૃષ્ણુ તણુા આયુધો ઉંચકયા પ્રભુજીએ, શંખ માંહી તેં સ્વર પૂરાયો.
શ્યામ૦ ૧
અતૂળી મહાબળી બ્રહ્મચારી પ્રભુ, પ્રેમ અનંત ઉરમાંહી છાયો;
પશુઓ ઉઘાડીયા દયા આણી વિભુ!, રાજુલ તણો મોહ છોડાયો.
શ્યામ૦ ૨
ગિરિ ગિરનારે ચઢી મોહરિપુ મારીયો, કેવળ જ્ઞાનદર્શન પ્રગટાયો;
યાદવો ઉદ્ધર્યા રાજુલ ઉદ્ધરી, ઉદ્ધર્યા ભક્તજન દયાળુ કહાયો.
શ્યામ૦ ૩

પણ પાડ એહમાં નાથ! તારો નહિં, રખે તું! મનમાં એમ ફુલાવે;
જાગૃત જીવો તણું ઉપાદાનજ થયું, તું તો એક નિમિત્ત કહાવે.
શ્યામ૦ ૪

મુજ જીવ જાગશે શક્તિ નિજ સંભાળશે, તો હું પણ થાઇશ તુજ જેવો;
પણ કૃપા તાહરી તોજ હું વરણવું, તાર મુજને જો હોય જશ લેવો.
શ્યામ૦ ૫

ઉપાલંભ શ્રવણે સુણી ઓછું મત આણજો, ભક્તિ વશે પ્રભુ! જે કહાયો;
તુજ વિણ સંસારમાં આધાર કો નહિં, કૃપાચંદને મન તુંહીજ ભાવ્યો.
શ્યામ. ૬

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

અજીત જિણંદ સું પ્રીતડી. એ દેશી.

ભાવે કરી જીન પૂજીયેં, ભવિ સાંભલોહો, ત્રેવીશમો જીન ભાણકે
પારસ પારસ મણિસમો; ભવિ સાંભલો હો, અશ્વસેન કુળ ભાણકે
ભાવે કરી જીન પૂજીયેં ૧

અનળમાંહી યુગલ બળતાં, નાગનાગણી હો, ઉદ્ધાર્યાં તે નાથ! કે
ધરણેંદ્ર પદમાવતી, પદ આપ્યો હો, કૃપા કરી નાથ! કે ભા. ૨
નિજ બંધુ કમઠ જે હુવો, ક્રોધ ન લહો અજ્ઞાને કરી પૂર કે
વૈર ઉપાર્જ્યું તુજ ભણી, કીધ નિદાનહો, તુજ દુઃખે આપ્યું ભૂરકે ભા. ૩
ભવાટવીમાં ભમતાં થકાં, કમઠાસુરહો, પ્રતિબોધ્યો તેં નાથકે?
તો વડાઈ હું તુજ કહું, મુજ લીયેહો, તું તાહરી સાથકે. ભા. ૪
પારસમણીના સંગથી, થાય કંચન હો, હોય લોહ શુદ્ધ કે;
વિનયેંદુ ગુરૂનાં પ્રતાપથી, કૃપાચંદ હો, પારસથી થાય બુદ્ધકે ભા. ૫

## શ્રી વીરજિન સ્તવન

સાહેબ સાંભલોરે સંભવ અરજ હમારી એ દેશી.

સાહેબ સાંભલોરે વીરજિન! અરજ હમારી,
હરખ ધરીનેરે મુજને તારો મોહારી;

હું ગાઉં તુજ ગુણુરે નિશ્ચય ભાવ ધરીને,
તું ગતિમતિ તુંહિજરે, કૃપા કરો પ્રેમ ધરીને. સાહેબ! ૧

જીવન માહરોરે પામ્યો આજ હું પ્રીતે,
પ્રભુ! વિસરે નહિરે ચંદ્ર ચકોરની રીતે;
રળીયાત હું થયોરે દર્શન જીનજીના પામી,
જીનવર તારજોરે જીવનમાં નહિ રહે ખામી. સાહેબ! ૨

આપને‌ા જાણીનેરે અમીદૃષ્ટિ સદા તુમેં! ધરજો,
પ્રીત બંધાણીરે અંત લગે એહ ફળજો;
કહું કર જોડીનેરે બોધિબીજ મુજ દીજે,
દિદાર તુજ દીઠેરે સકળ પાતિક મુજ સિજે. સાહેબ! ૩

દાસ જાણી કરીરે વિસારજો નહિ મુજ વ્હાલા!
આવ્યો આસ ધરીરે નહિ ફેરવજો મુજ ઠાલા;
પુનઃ પુનઃ વિનવુંરે પ્રભુ મુજ જીવન આધારા!
ભવોભવ મુજ હજોરે શરણુ તુજ ચરણુનું પ્યારા! સાહેબ! ૪

ઓગણીશ અઠયાસીયેરે પુનમ કારતિક માસે,
મંગળ લાણાપુરેરે રચી ચોવીશી ઉલ્લાસે;
પદે પદે તુજ નામરે સ્મરણ કરૂં દિન રાત્રિ,
વિયોગ નહિ હુવેરે એવું કરજે તું વિધાત્રિ! સાહેબ! ૫

વિનયથી વિનવુંરે દાસાનુદાસ પ્રભુ! તાહરો,
સેવક ઉદ્ધરજેરે હવે વિભુ! આસરો છે તાહરો;
ભટકીશ જો ભવો ભવેરે તો લજ્જા તાહરી જાશે,
મુજ ચિંતા તુજનેરે ભક્તિયેં કૃપાજ થાશે. સાહેબ! ૬

ઇતિ ચોવીશી સ્તવન પૂર્ણમ

## સ્મરણાંજલી

( સિંહવિક્રિડિત છંદ )

શ્રી સદ્દગુરૂ સ્વર્ગમાંહી આપ રહી શ્રી જ્ઞાન રવીશ્વરા !
કરૂં અર્પણ આ ગ્રંથ પ્રેમે કરી સ્વિકારો મુનીશ્વરા !
કીધાં ઉપકાર તેં આ જગ વિષે ભૂલ્યા ન ભૂલાય તે,
કહે કૃપાચંદ આપ ચરણમાં રાખો સદા મુજને. ૧

---

# શ્રી વીશવિહરમાન તિર્થંકરનાં સ્તવનો

## શ્રી શ્રીમંદિર જિન સ્તવન

શુભ જ્ઞાન રસીલી રૂડી દેશનારે લોલ એ દેશી.

શ્રીપુષ્કલાવતી વિજયા ધણીરે લોલ, શ્રી મંદિર સ્વામી ગુણમણીરે લોલ; ટેક
સત્યકી માતાના જાઈયારે લોલ, શ્રી શ્રેયાંસ નૃપ ઘરે આઈયારે લોલ. શ્રી.૧
જંબૂવિદેહમાં જાણીયેરેલોલ, પુંડરિગિણિનયરી વખાણીયેરે લોલ,
રૂક્ષમણી રાણીના કંતજીરે લોલ, વાત કહું તે સુણો ખંતથીરે લોલ. શ્રી.૨
ત્રણ લોકનાં તમેં નૃપ થયારે લોલ, પણ હસ્તિઓ રાજ્યમાં ના મિલ્યારે લોલ
તેથી અસ્વારી બળદની કરીરેલોલ, શંકરની પદવી પ્રગટી ખરીરેલોલ. શ્રી.૩
ત્રીજું લોચન પ્રગટ થયુંરે લોલ, અજ્ઞાનતિમિર જબ દૂરે ગયુંરે લોલ;
એજ નયન મુજ આપજોરે લોલ, કૃપા કરી સંગે સ્થાપજોરે લોલ. શ્રી.૪
વિનયથી તુજ ભક્તિ કરૂંરે લોલ, તુજ અભિધા મુજ હૃદયેં ધરૂંરેલોલ;
એજ કહું નાથ ! કૃપાચંદનારે લોલ, હવે દુઃખો ગયાં ભવોભવનાંરે લોલ. શ્રી.૫

## શ્રીયુગમંદિરજીન સ્તવન

( વાસુપૂજ્યજીન ત્રિભૂવન સ્વામી એ દેશી )

યુગમંદિર જિન સુદૃઢ નૃપનંદન, સુતારા માતાના જાયારે;
વપ્રવિજય વિજયાપુર નાથ! દંતી લંછને ભાયારે. યુ. ૧
પરણી ત્યજી પ્રિય મંગલા રાણી, વેશ્યાસું રઢ લાગીરે;
જોગી થઇને ભોગી કહાવો, એ નીતિ શી? વડભાગીરે. યુ. ૨
જંબૂ વિદેહે ઢુંઢતા મળીયો, હવે ન છોડું તુજ સાથરે;
ભોળામણીયે હવે ન ભોળવાઉં, હાથ ચડયો મુજ નાથરે? યુ. ૩
તું હું એકજ સંગ્રહનય ભાંખે, વ્યવહારે જુદા જુદારે;
હું તું અરૂપી રૂપી પણ એમજ, એ છે વાતના મુદારે. યુ. ૪
તેં ભજ્યું તેને હું પણ ભજું છું, પણ ફેર રહ્યો કેમરે?
તુજ કાજ સિધ્યું ન સિધ્યું માહરૂં, કૃપાચંદ કહે એમરે. યુ. ૫
તુજ કૃપાએ કારજ સિઝસે, એ છે મુજ વિશ્વાસરે,
નાથ! રહેમ નયને જો નિરખો, વિનય કરૂં તુજ પાસરે. યુ. ૬

## શ્રી બાહુજીનેશ્વર સ્તવન

થારા મહેલાલા ઉપર મેહ—એ દેશી.

શ્રી બાહુજિનેશ્વર દેવ અનંત ગુણે ભર્યો હો લાલ, અનંત.
મોહના રાણીનો કંત લંછન કુરંગ ધર્યો હો લાલ, લંછન.
વચ્છ વિજય જંબૂની સુસીમાપુર ઋદ્ધિ ભર્યો હો લાલ, પુર.
સુગ્રીવ નૃપ કુલજાત માત્ર દેખતાં દિલ ઠર્યો હો લાલ. દેખતાં. ૧
જનનીનો ત્યજ્યો પ્રેમ તુમેં થયા વૈરાગીઆ હો લાલ, તુમેં.
ભોગવો અપર "માત" તુમેં વડ ભાગીઆ હો લાલ, તુમેં.
મોટાને કેણુ ન હોય મોટાનાં મોટા પાગીઆ હો લાલ, મોટા.
ફેરે છોટાનું ઠાંમ જે લોકો પાછળ લાગીઆ હો લાલ, જે. ૨

તુંમ કુલની એ રીત પ્રીત પરથી જોડવી હો લાલ, પ્રીત.
પણ જોગીનો એહ છે ધર્મ કર્મની સત્તા તોડવી હો લાલ, કર્મ.
તું છે માહરો સ્વામ તુંથી પ્રીતિ મેં જોડવી હો લાલ, તુંથી.
તુજ વિના સિઝે ન કાજ રાજ કહું માયા ન છોડવી હો લાલ, કહું. ૩
દેવાધિ દેવ કહાવો તુમેં ત્રણુ લોકનાં ધણી ? હો લાલ, ત્રણ.
સૂક્ષ્મ બાદર ત્રસ સ્થાવર જંતુપે દયા ઘણી હો લાલ, જંતુ.
વિનયેંદુ સ્વામિ સુપસાય કહે દાસ તુમ ભણી હો લાલ, કહે.
આપો અક્ષય સ્થાન માન આપો કૃપા ભણી હો લાલ, આપો. ૪

## શ્રી સુબાહુ જીન સ્તવન

ઘરણારે ઢોલા એ દેશી.

શ્રી સુબાહુ જિન સાહેબારે, ભૂનંદાના નંદ. મનનાંરે પ્યારા; !
નિશઢ પિતા જાણીયે રે, કપિતાણું છે લાંછન. મનનાંરે પ્યારા. ! ૧
નલિનાવતી વિજયા ભલીરે, અયોધ્યાનયરી વિખ્યાત. મનનાં; !
કિંપુરિસા રાણી ઘણીરે, ત્રિલોક માંહે પ્રખ્યાત. મનનાં. ! ૨
અનંત દયાળુ છો નાથજી ! રે, પરદુઃખે દુઃખી થાનાર. મનનાં; !
પણ સત્તા છિન્નવી ચારનીરે, ચારનો કીધો સંહાર. મનનાં. ! ૩
જે સંગાતે સદા રહીરે, મિત્રાઈ કીધી જેહ. મનનાં, !
તેહસું ના કરવું ઘટેરે, સજ્જનની રીત નહિ એહ. મનનાં. ! ૪
એમાં ભૂલ ન થાહરીરે, જેવાને તેવો થાય. મનનાં; !
કૃપાચંદ કહે કૃપા કરોરે, હું પણ કરૂં એહ ઉપાય. મનનાં. ! ૫

## શ્રી સુજાત જીન સ્તવન

ધરમ પરમ અરનાથનું એ દેશી.

સુજાત નાથ પંચમ કહ્યા, ધાતકી પૂર્વવિદેહરે;
દેવશેના માતા કહી, પિતા દેવશેન એહરે. સુજાત. ૧

શોભિત વિજય પુષ્કલાવતી, પુંડરિગિણિ નયરીરે;
જયશેના પતિ જાણીયેં, જીત્યા જેણે વયરીરે. સુજાત. ૨
લોકાલોક પ્રકાશીયો, જ્ઞાન સૂર્ય છે ખાસરે;
બીરૂદ સ્યાને ધરો તુમે, યદિ ન કરો પ્રકાશરે. સુજાત. ૩
બીધા તમેં અંધકારથી, કૃત્રિમ રવિ રાખ્યો પાસરે;
ખદ્યોત પ્રકાશ કરે ભલે, પણ કિરણુની નહિ આસરે. સુજાત. ૪
કૃપાચંદ કહે વિનયથી, બોધીબીજ મુજ દીજેરે;
ચિનગારી પ્રગટાવો જ્ઞાનની, એટલો લાહો લીજેરે. સુજાત. ૫

## શ્રી સ્વયંપ્રભ જીન સ્તવન

લાછલદે માત મલાર–એ દેશી.

શ્રી સ્વયંપ્રભ જિનરાજ, તું ત્રિભૂવનકો નાથ!
આજ હો રાજેરે, વિજયાપુરી નયરીયેંજી. ૧
જનની સુમંગળા નામ, પ્રીયશેના રાણીના સ્વામ;
આજ હો પિતારે, મિત્રશેન ભૂપ જાણીયેંજી. ૨
પૂર્વ ધાતકી ખંડ, વપ્રવિજય અખંડ;
આજ હો લંછનરે, નિશાપતિ તણું શોભિતુંજી. ૩
અનંત શક્તિ કહાય, છતાં પણ જીનરાય;
આજ હો બીજારે, દ્વીપેં જાવા સમરથ નહિંજી. ૪
કહેવાઓ કલ્પાતીત, રહો સદા મર્યાદીત;
આજ હો સ્વતંત્રેરે, વિચરે અન્ય મુનિવરાજી. ૫
મર્યાદીત બંધન હોય, મહાન પુરૂષને જોય;
આજ હો સામાન્યરે, નરને કાંઇ નવિ હુવેજી. ૬
વિનયેંદુ ગુરૂજી પસાય, કૃપાચંદ મન ભાય;
આજ હો ગાઉં રે, તુજ ગુણ પ્રભુ માહરાજી! ૭

## શ્રી ઋષભાનન જીન સ્તવન

રસીયાની દેશી

શ્રી ઋષભાનન જીનવરા, વીરશેના અંગજાત; જીનેશ્વર !
કીરાત ભૂધવ પિતા ભલા, જાસ કીરતિ વિખ્યાત. જીને૦ શ્રી. ૧
ધાતકી વચ્છ વિજય ભલી, સુસિમાંપુરી ઉદાર; જીને૦
લંછન વનરાજનું ધર્યું, જયાવતીના ભરતાર. જીને૦ શ્રી. ૨
કેવલી થયા અરિહંતજી, જીત્યા રાગ ને રોષ; જીને૦
અન્ય અરિહંતને ભેટતાં, શું ઉદ્ભવે દોષ ? જીને૦ શ્રી. ૩
તુજ પદને હીણપ લાગે નહિ, નવિ પડાવે ભાગ; જીને૦
છતાં ઉત્તમ એવું આચરે, તો છોટાને થાય લાગ. જીને૦ શ્રી. ૪
પોતાનો જાણી સત્ય કહું, ઓછું ના આણશો દેવ ! જીને૦
વિનયથી કૃપાચંદ કહે, ભક્તિયેં કરૂં તુજ શેવ. જીને૦ શ્રી. ૫

## શ્રી અનંતવીર્ય જીન સ્તવન

ધોબીડા તું ધોજે મનનું ધોતીયુંજી એ દેશી.

અનંત વીર્ય અષ્ટમ જીનવરારે, મંગળાવતી અંગ જાતરે;
પૂરવ ધાતકી ખંડે શોભતીરે, અયોધ્યાનગરી વિખ્યાતરે. અ૦ ૧
પિતા મેઘરથ શોભતાંરે, દ્વિરદ લંછન ઉદારરે;
નલિનાવતી વિજયા કહીરે, વિજયાવતી રાણી વિચારરે. અ૦ ૨
કહેવાઓ મહા દાનેશ્વરીરે, આપો દાનનો ઓધ અપારરે;
પણ દાન તુમેં આપો નહિરે, ગરિબોને વિત્તનો લગારરે. અ૦ ૩
વિનયથી કૃપાચંદ કહેરે, ભક્તિયેં જોડી દોય હાથ રે;
જો અનંતવીર્ય આપો મુજે રે, તો દાનેશ્વરી તુંમ નાથ ! રે. અ૦ ૪

## શ્રી સુરપ્રભ જીન સ્તવન

ગોકુળ વહેલા પધારજોરે એ દેશી.

પશ્ચિમ ધાતકી ખંડમાંરે સુરપ્રભ જિન બીરાજેરે લાલ.
પુષ્કલાવતી વિજયા ભલીરે, પુંડરિગિણિ નગરી છાજેરે લાલ
જીનવર ભક્તિ નિત્ય કીજીયેં રે. ટેક. ૧
અશ્વ અસ્વારી કરી સાહિબારે, વિજયાવતીના નંદરે લાલ;
વિજયભૂપ કુલ દીપકોરે, નંદ શેનાના કંતરે લાલ. જીન૦ ૨
નાશ કીધું મનતણુંરે, થયા અસંજ્ઞી તુલ્ય રે લાલ;
સંજ્ઞી રહ્યો હું આ સમેરે, પણ કિંચિન્નહિ મૂલ્યરે લાલ. જીન૦ ૩
તુજ શેવ્યે મોક્ષ મિલેરે, મુજ શેવ્યે નહિ કાંઈ રે લાલ;
તુજ મુજ અંતર એટલું રે, તે પરખાય આંઈરે લાલ. જીન૦ ૪
વિનયથી હસ્ત જોડીનેરે, કહે કૃપાચંદ એમરે લાલ;
તુજ ભેટયે અંતર ભાંગશેરે,મળશે ઇચ્છિત તેમરે લાલ. જીન૦ ૫

## શ્રી વિશાળપ્રભ જીન સ્તવન

મારા લાલની દેશી.

શ્રી વિશાલ પ્રભ દેવ દશમાં જાણીયેં, મારા લાલ.
ધાતકી પશ્ચિમ વિદેહ માંહી વખાણીયેં; મારા લાલ.
વપ્રવિજય જયકારી નયરી વિજયા ભલી, મારા લાલ.
તિહાં બીરાજે જિનદેવ દેવેંદ્ર નમે રલી રલી; મારા લાલ. ૧
માત ભદ્રાતણાં અંગજાત તાત અહી નૃપ ભલો, મારા લાલ.
સવિતાતણું છે લંછન પ્રછન્ન ધર્યો નિરમલો; મારા લાલ.
વિમલા રાણીના કંત અરિહંત આપ છો, મારા લાલ.
અનંત દયાળુ બિરૂદ ધારણુ કરતા આપ છો; મારા લાલ. ૨

સંભળાવું એક વાત ઘાત કરો અરિ તણી, મારા લાલ.
ભોગવાવે જે તુંમ સુખ નિશ્ચય હણો તેહ ભણી; મારા લાલ.
કૃતઘ્ની થાઓ એમ કેમ ગુણી જાણીયે, મારા લાલ.
આશ્ચર્ય મુજ મનમાંહી આંહીં કેમ વખાણીયે ? મારા લાલ. ૩
સજ્જનની નહિ રીત પ્રીત કેમ તોડીયેં, મારા લાલ.
અનાદિ કાળથી સંગ પ્રસંગ ન છોડીયેં; મારા લાલ.
કહે મુનિ કૃપાચંદ આનંદ ઉરે ધરી, મારા લાલ.
વિનયથી કરૂં તુમ સેવ દેવ આપો મયા કરી. મારા લાલ. ૪

## શ્રી વજ્રધર જીન સ્તવન

મોક્ષનગર લેવા ભણીજી એ દેશી

ધાતકીખંડ પશ્ચિમ દિશેજી, વચ્છ વિજય સુવિખ્યાત;
સુસિમાં નગરી ભલીજી, પદ્મરથ રાજા પ્રખ્યાત,
સોભાગી સાજ્જન ! સેવો વજ્રધરદેવ. ટેક ૧
માતા સરસ્વતિ જાઇયોજી, એકાદશમો જીન ભાણ;
દાહિણ સંખ સાથે રહ્યુંજી, વિજયાવતી રાણી પ્રમાણ. સો ! ૨
વ્યાસી લાખ પૂર્વો રહ્યાજી; ગૃહસ્થાવાસની માંહી;
પીછે સંયમ આદર્યુંજી, લહ્યો કેવલ ત્યાંહી. સો ! ૩
અષ્ટોત્તર સહસ્ર અંગ ધર્યાજી, ઉત્તમ લક્ષણ જેહ;
પાંત્રીશ ભેદ વાણી તણાંજી, ઉપદેશ જીન એહ. સો ! ૪
ક્રોડ દેવે પરિવર્યાજી, વિચરે દેશ વિદેશ;
ભવ્ય જીવ પ્રતિબોધતાજી, અનંત ગુણે પરમેશ ! સો ! ૫
વિનયથી કૃપાચંદ કહેજી, સાંભળજો મુજ નાથ !
ઉદ્ધાર કરો હવે માહરોજી, મુજ લજ્જા તુજ હાથ. સૌ. ૬

## શ્રી ચંદ્રાનન જીન સ્તવન

જીવરે તું શીલ તણો કર સંગ એ દેશી.

ધાતકી પશ્ચિમ ખંડમાંજી, વિજય નલિનાવતી જાણુ;
નગરી અયોધ્યા શોભતીજી, વાલ્મિક ભૂધવ વખાણુ,
ભવિરે ભાવે સેવો ચંદ્રાનન સ્વામ. ટેક. ૧
પદ્દમાવતી માતા કહીજી, રાણી લીલાવતી જાણુ;
ધનુષ્ય પંચ શત દેહ કહ્યુંજી, પોઠી લંછન પ્રમાણુ. ભવિ. ૨
કમ્મપોગ્ગલ શાસ્ત્રે કથ્યુંજી, જીવ અપોગ્ગલી જાણુ;
અપોગ્ગલે પોગ્ગલ નવી લગેજી, અમૂર્ત્ત મૂર્ત્ત સુજાણુ. ભવિ. ૩
મૂર્ત્તનુ ફળ મૂર્ત્ત કહ્યુંજી, ભોગવે સો પણ મૂર્ત્ત;
જીવ કર્મ બાંધે કિમેજી ? ભોગવે કેમ અમૂર્ત્ત ? ભવિ. ૪
મુજ મન શંસય ઉપનોજી, કર હવે દેવ ! તું દૂર;
કૃપાચંદ વિનયેં કહેજી, જેમ આવું તુજ હજૂર. ભવિ. ૫

## શ્રી ચંદ્રબાહુજીન સ્તવન

તિરથ અસાતના નવી કરીયેં એ દેશી.

ભક્તિ કરો જીનદેવની ભવી ભાવે ! એ ટેક
હાંરે ભવિ ભાવેરે ભવિ ભાવે !
હાંરે કર્મો ત્રોડીને મોક્ષ સુખ પાવે,
હાંરે વરે શિવવધુ નાર. ભક્તિ. ૧
પુષ્કરાર્દ્ધ પૂર્વે વિદેહમાં જાણો,
હાંરે પુષ્કલાવતી વિજય પ્રમાણો;
હાંરે પુંડરિગિણિ નયરી વખાણો,
હાંરે ચંદ્ર બાહુ જીન જાણ. ભક્તિ. ૨

માતાજી રેણુકા અતિ શોભે,
હાંરે પિતા દેવાનંદ ભૂપ ઓપે;
હાંરે લંછન પદ્મતણું શોભે,
હાંરે સુગંધા છે તુજ નાર. ભક્તિ. ૩
પુન્ય કરો એમ સર્વે ઉપદેશે,
હાંરે પાપ પુણ્યે ન અંતર વિશેષે;
હાંરે શુદ્ધિ જીવની નહિ એક અંશે,
હાંરે મોહે મૂઢ ગમાર. ભક્તિ. ૪
પુણ્ય પાપના પરિણામને જે તજશે,
હાંરે કૃપા જીન દેવની તેને મળશે;
હાંરે શિવવધુ તેને વરશે,
હાંરે અન્ય બે સંસાર. ભક્તિ. ૫
આસરો છે દેવ હવે તાહરો,
હાંરે હવે મત કરજો મુજ ન્યારો;
હાંરે કૃપાચંદજીને ઉદ્ધારો,
હાંરે કહુ વિનયથી એમ. ભક્તિ. ૬

## શ્રી ભૂયંગદેવ જીન સ્તવન

નાનો તે નાનો નાહલોરે એ દેશી.

ભવિ ભાવે શેવીયેંરે, ભૂયંગદેવ દયાળ;
મહિમા માતા અંગ જાઇઓરે, મહાબલ પિતા ઉદાર. ભવિ૦ ૧
પુષ્કરાર્દ્ધ પૂર્વ વિદેહમાંરે, વપ્રવિજય સુખકાર;
વિજયનગર શોભે ઘણુંરે, ગંધશેના છે નાર. ભવિ૦ ૨
કમળ લંછન અંગે ધર્યુંરે, કમળ ગંધ સમ શ્વાસ;
દુગ્ધ સમ રક્ત કહ્યું રે, ઉજવળ વરણુ ખાસ. ભવિ૦ ૩

ધર્મચક્ર આકાશે ચલે રે, રિપુ વિદારણ જેહ;
બાર સૂર્ય સમ દીપતોરે, ભામંડળ પાછળ એહ. ભવિ૦ ૪
અભવ્ય તન પામી શકેરે, તુજ દીદારકો વાર;
કૃપાચંદ કહે મુજનેરે, આપજો દર્શન ઉદાર. ભવિ૦ ૫

## શ્રી ઇશ્વર જીન સ્તવન

કલ્યાણ રાગ

શ્રી જીન ઇશ્વરા પ્રભુ અનંત ગુણે ભર્યા,
ભક્ત તણી પ્રાર્થના દિલે ધરો જરા. ટેક.
પુષ્કરાર્દ્ધ દ્વીપમાંહી, પૂર્વ વિદેહ જાણુ;
વચ્છ વિજય સુસિમાં નયરી, ગજશેન પિતા વખાણુ. શ્રીજીન. ૧
યશોદા માતાનો તું નંદન, ભદ્રાવતીનો કંથ;
ઈશ્વર નામે તિર્થંકર તું, બતાવે મોક્ષનો પંથ. શ્રીજીન. ૨
ચંદ્ર લંછન અંગે ધાર્યું, શશિસમ શીતળ મુખ;
જે ભવ્ય આવે તુજ શરણમાં, આપે તું શિવ સુખ. શ્રીજીન. ૩
જેમ શશિમાં છાયા દિશે, તુજમાં પણ છે એહ;
આનંદકારી બધાં જીવને, અર્પે શાંતિ તેહ. શ્રીજીન. ૪
પણ તુજ ને ચંદ્રમાંહી, અંતર છે અપાર;
દગ્ધ જીવને શશિછાયા, નાવે સુખ લગાર. શ્રીજીન. ૫
ભવદાવાથી દગ્ધ જીવ જો, પામે તુજ દીદાર;
કૃપાચંદ કહે ભવોભવના, દુઃખ થાય વિસરાલ. શ્રીજીન. ૬

## શ્રી નેમીશ્વર જીન સ્તવન

જગજીવન જગવાલ હો–એ દેશી.

શોલમા નેમીશ્વર જીનવરા, સેનામાતાના નંદ લાલ રે;
વીર ભૂપ પિતા તાહરા, દેખતાં ઉપજે આનંદ લાલ રે. શો. ૧

પુષ્કરાર્દ્ધ પૂર્વ વિદેહમાં, અયોધ્યા નગરી ઉદાર લાલ રે;
નલિનાવતી વિજયા કહી, મોહનાદેવી નાર લાલ રે. શો. ૨
લંછન કમળનું શોભિતું, કમળ સમ છે નેણુ લાલ રે;
શ્રવણે સુણતાં દુઃખ હરે, એહવા તુજ છે વેણુ લાલ રે. શો. ૩
ત્રગડે બેશી જીનવરા, પર્ષદા બારે માંહી લાલ રે;
અખંડ ધ્વનીયેં ઉપદેશો, સંસાર સ્વરૂપ ત્યાંહી લાલ રે. શો. ૪
વિનયેંદુ ગુરૂજી પસાયથી, કૃપાચંદ કહે એમ લાલ રે;
નેમિ જીનેશ્વર મયા કરો, તો દુઃખ રહે કહો કેમ? લાલરે. શો. ૫

## શ્રી વીરશેન જીન સ્તવન.

કંત તમાકુ પરિહરો એ દેશી.

શ્રી વીરશેન સ્વામી સેવીયેં, ભાનુમતિનો નંદ મેરેલાલ;
ભૂમિપાળ પિતા ભલા, નામથી થાય આનંદ મેરેલાલ. શ્રી. ૧
પશ્ચિમ પુષ્કરાર્દ્ધમાંહી ભલી, વિજય પુષ્કળાવતી જાણુ; મેરે.
પુંડરિગિણિ નયરી કહી, ઘોરી લંછન વખાણુ મેરેલાલ. શ્રી. ૨
રાજશેના નારી ત્યજી, થયા યોગીંદ્ર દેવ મેરેલાલ;
કેવલ લહી તિર્થપતિ થયા, સુરનર સારે શેવ મેરેલાલ. શ્રી. ૩
અહોભાગ્ય તેહના ગણું, રહે સદા જે સમીપ મેરેલાલ;
આત્મકાર્ય તેહના હુવે, કરે ભક્તિ સદીવ મેરેલાલ. શ્રી. ૪
ગજ મુખથી કવળ પડે, કીડી સકુટુંબ પોષાય મેરેલાલ;
એક અંશ જો આપશો, ઓછું લગાર ન થાય મેરેલાલ. શ્રી. ૫
પણ મેં પાપ કીયા ઘણાં, કેમ ઉતરીશ ભવપાર ! મેરેલાલ;
કૃપા કહે સુણો નાથજી !, તાહરો છે આધાર મેરેલાલ. શ્રી. ૬

---

## શ્રી મહાભદ્ર જીન સ્તવન.

તુજ સાથે નહિ બોલું રૂષભજી એ દેશી

પુષ્કરાર્દ્ધ પશ્ચિમ ક્ષેત્રમાં, વપ્ર વિજય સુખકારીજી;
વિજયા નામે નયરી શોહે, ઉમાદેવી માત ઉદારીજી.
સેવોરે ભવિયાં મહાભદ્ર જીનવર, જે છે પરમોપકારીજી. ટેક. ૧
અમર ભૂધવ પિતા રૂયડા, સુરીકંતા નામે રાણીજી;
ગજ અસવારી નિત્ય કરો છો, અમૃત સમ છે વાણીજી. સેવો. ૨
અનાદિ કાળે સંસારે ભમીયો, તુજ દર્શન નહિ પાયોજી;
નરક તિર્યંચ મનુજ દેવા, ગાઢ મિથ્યાત્વે વાહ્યોજી. સેવો. ૩
અનાર્ય કુલ જાતિ વંશે, અનાર્ય ઘરમેં રાચ્યોજી;
પાંચ ઇંદ્રિયનાં વિષય સુખમાં, રાત દિવસ હું માચ્યોજી. સેવો. ૪
હવે આવ્યો છું તુજ ચરણુમાં, કૃપાદૃષ્ટિયેં નિહાળોજી;
મુજ અવગુણ સામે નહિ જોતાં, તું છે મહા દયાળોજી. સેવો. ૫
વિનય થકી કર સંપૂટ કરીને, મસ્તકે અંજળી લગાડીજી;
કૃપાચંદ કહે તુજ સંઘાતે, રાખો રયણી દહાડીજી. સેવો. ૬

## શ્રી દેવયસ જીન સ્તવન.

બેડલે ભાર ઘણો છે રાજ એ દેશી.

દેવજસ સ્વામિ સુંદર શોહે, ગંગા માતાના જાયા;
સંવરભૂતિ ભૂધવ પિતા, સુસિમાંપુરીના રાયા.
સ્વામિ! પ્રેમ ધરીને રાજ, સુણજો વિનતિ હમારી. ટેક. ૧
પુષ્કરાર્દ્ધ દ્વીપે પશ્ચિમ દિશે, વચ્છ વિજય વખાણું;
ચંદ્રમાનું લંછન નિરમલ, મહાવિદેહ પ્રમાણું. સ્વા૦ ૨
કાલ અનંતો જગ ઢુંઢતાં, હવે હાથે તું ચડીયો;
સપ્તરાજ ઉંચે હું આવ્યો, તુજ ચરણુમાં પડીયો. સ્વા૦ ૩

પદ્દમાવતીનાં કંતજી રૂડા, આવ્યો હવે હું પાસે;
જો નિરાશ કરશો વ્હાલા!, તો પછી કેમ જીવાસે!. સ્વા૦ ૪
કૃપા વદે વિનયથી પ્યારા!, હાથ હવે તું! ધરજે;
નહિ તો લજ્જા જાશે તારી, ઉદ્ધાર મુજ તું! કરજે. સ્વા૦ ૫

## શ્રી અજીતવીર્ય જીન સ્તવન.

રાવણ દિગ્વિજય ચાલીયો એ દેશી.

શ્રી અજિતવીર્ય સ્વામિજી, કનિનિકા માતાના જાયારે;
પિતા રાજપાલ પાલતા, અયોધ્યા નગરીના રાયા રે. શ્રી. અ. ૧
વિજય નલિનાવતી કહી, લંછન છે સ્વસ્તિકરે;
રયણ માલાના વાલહા!, હવે નહિ છે બીકરે. શ્રી અ. ૨
પુષ્કરાર્દ્ધ પશ્ચિમ વિદે, વિંશમા જીન રાજરે;
ત્યજી ઉપાધિ સંસારની, સિધ્યાં સકલ કાજરે. શ્રી અ. ૩
જગ ઉપકારી સાહિબા! કરો ઘણા ઉપકારરે;
પણ તુમથી હું દૂરે રહ્યો, કેમ ઉતરૂં ભવ પારરે!. શ્રી અ. ૪
એહમાં દોષ ન તાહરો, મુજ પુણ્યજ થોડારે;
મહેર કરો હવે નાથજી!, નહિ પડશો મોડારે. શ્રી અ. ૫
ફરી ફરી કહેવું કિશ્યું, સુજ્ઞ જનને વચનરે;
કૃપાચંદ કહે નાથજી!, તુજ શું લાગ્યું મુજ મનરે. શ્રી અ. ૬
વાણી વિલાસ ન આવડે, નથી જાણું જ્ઞાનરે;
પીંગળ તર્ક ભણ્યો નથી, પ્રાર્થના તું કરજે માનરે; શ્રી અ. ૭
વેદ નિધિ અંક શશિ શાલે, કચ્છ કાંદાકરા મઝારરે;
અશાડ પુનમ ગુરૂવારે, રચી વીશી ઉદારરે. શ્રી અ. ૮
ઓછું અધિક વિપરીત જે, મિથ્યા દુષ્કૃત મોયરે;
વિનયેંદુ ગુરૂ સાનિધ્યમાં, અંતર ઉર્મિ એ જોયરે. શ્રી અ. ૯

ઇતિશ્રી વિંશતિ સ્તવન પૂર્ણમ

# શ્રી વિંસવિહરમાન જીનનાં માતાપિતાદિનું કોષ્ટક

## જંબૂના મહાવિદેહનાં નામો

| નંબર. | તિર્થંકર નામો. | માતાનાં નામો. | પિતાનાં નામો. | વિજયનાં નામો. | નગરીનાં નામો. | લંછનનાં નામો. | રાણીનાં નામો. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રીમંદિર | સત્યકી | શ્રેયાંસ | પુષ્કલાવતી | પુંડરિગિણિ | ઋષભ | રૂક્ષમણી |
| ૨ | યુગમંદિર | સુતારા | સુદ્દઢ | વપ્ર | વિજયા | ગજ | પ્રિયમંગલા |
| ૩ | બાહુ | વિજયા | સુગ્રીવ | વચ્છ | સુસિમા | મૃગ | મોહના |
| ૪ | સુબાહુ | ભૂનંદા | નિશઢ | નલિનાવતી | અયોધ્યા | કપિ | કિંપુરિસા |
| | **પૂર્વધાતકી ખંડ વિદેહનાં** | | | | | | |
| ૫ | સુજાત | દેવશેના | દેવશેન | પુષ્કલાવતી | પુંડરિગિણિ | સૂર્ય | જયશેના |
| ૬ | સ્વયંપ્રભ | સુમંગળા | મિત્રશેન | વપ્ર | વિજયા | ચંદ્ર | પ્રિયશેના |
| ૭ | રૂષભાનન | વીરશેના | કીરતિ | વચ્છ | સુસિમાં | સિંહ | જયાવતી |
| ૮ | અનંતવીર્ય | મંગળાવતી | મેઘરાજા | નલિનાવતી | અયોધ્યા | ગજ | વિજયાવતી |
| | **પશ્ચિમધાતકી ખંડનાં વિદેહનાં** | | | | | | |
| ૯ | સુરપ્રભ | વિજયાવતી | વિજય | પુષ્કલાવતી | પુંડરિગિણિ | અશ્વ | નંદસેના |
| ૧૦ | વિશાલપ્રભ | ભદ્રા | નાગ | વપ્ર | વિજયા | સૂર્ય | વિમલા |
| ૧૧ | વજ્રધર | સરસ્વતિ | પદ્મરથ | વચ્છ | સુસિમાં | શંખ | વિજયાવતી |
| ૧૨ | ચંદ્રાનન | પદ્માવતી | વાલ્મિક | નલિનાવતી | અયોધ્યા | વૃષભ | લીલાવતી |
| | **પૂર્વપુષ્કરાર્દ્ધ વિદેહનાં** | | | | | | |
| ૧૩ | ચંદ્રબાહુ | રેણુંકા | દેવાનંદ | પુષ્કલાવતી | પુંડરિગિણિ | કમળ | સુગંધા |
| ૧૪ | ભૂયંગદેવ | મહીમા | મહાબલ | વપ્ર | વિજયા | કમળ | ગંધસેના |
| ૧૫ | ઈશ્વર | જસોદા | ગજશેન | વચ્છ | સુસિમાં | ચંદ્ર | ભદ્રાવતી |
| ૧૬ | નેમીશ્વર | સેના | વીરસેન | નલિનાવતી | અયોધ્યા | કમળ | મોહના |
| | **પશ્ચિમપુષ્કરાર્દ્ધ વિદેહનાં** | | | | | | |
| ૧૭ | વીરશેન | ભાનુમતી | ભૂમિપાળ | પુષ્કળાવતી | પુંડરિગિણિ | વૃષભ | રાજશેના |
| ૧૮ | મહાભદ્ર | ઉમાદેવી | દેવશેન | વપ્ર | વિજયા | ગજ | સુરિકંતા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯ દેવયશ | ગંગા | સંભરભૂતિ | વચ્છ | સુસિમાં | ચંદ્ર | પદ્માવતી |
| ૨૦ અજિતવીર્ય | કનિનિકા | રાજપાર | નલિનાવતી | અયોધ્યા | સ્વસ્તિક | રત્નમાલા |

ઇતિ કોષ્ટક પૂર્ણમ્

## શ્રી દર્શન ચોવીસીમાં બોલવાનાં દુહા

( દોહરા )

પાય નમું જિન દેવને, નાભિનંદન નાથ!
અજીત જિત્યા કર્મને, પ્રભુ! ગ્રહો મુજ હાથ. ૧
સંભવનાથ સોહામણા, અશ્વલંછન દેવ!
અભિનંદન અવિધારજો, મુજ વીનંતિ પ્રભુ! હેવ.
સુમતિ જિનેશ્વર આપજો, સુમતિ મુજને દયાળ!
પદ્મ પ્રભુજી જાઉં વારણે, તુજ ગુણ અપરંપાર. ૩
સુપાર્શ્વ પાર્શ્વ મણિ સમા, તાર્યા ભવ્ય અનેક;
ઉજ્વળ વદન ચંદ્ર પ્રભુ! તારજો કિંકર એક. ૪
સુવિધિ જિન વિધિ સહ ભજો, સર્વે જંતુઓ આજ;
શીતળ પદને આપશે, શીતળનાથ મહારાજ. ૫
શ્રી શ્રેયાંસ અગિયારમા, સહાય કરો હું બાળ;
રક્ત વર્ણ દ્વાદશમા, વાસુપૂજ્યજી દયાળ. ૬
શ્રીવિમળ! વિમળ પદ આપજો, કાપી કર્મના મૂળ;
અનંત ધામ પ્રભુ અનંત દીયે, જાએ ભવોનું શૂળ. ૭
ધર્મ નામે સર્વ લોકમાં, ચાલી છે ધમાલ;
સત્ય માર્ગ બતાવીને, શાંતિ કરો શાંતિ! હાલ. ૮
છઠા ચક્રિ તમે પ્રભુ! કુંથું ત્રિભૂવનપાળ!
અરનામે અરિ નાશીને, પહોંચ્યા જઈ પાતાળ. ૯
બ્રહ્મચારી મલ્લિનાથજી, નીલવરણ સુકુમાળ;
મુનિ સુવ્રત જીન વિસમાં, મુજને કરો નિહાલ. ૧૦

નેમિનાથ હાથ જોડીને, વીનંતિ કરૂં પ્રભુ! આજ;
નેમનાથ યાદવ વંશી! તારો મુજને આજ. ૧૧
અહી યુગલ ઉઘાડીયો, પારસનાથ દયાલ;
શાસનપતિ મહાવીર જીન, આપો મોક્ષ કૃપાલ. ૧૨
ગૌતમ તણા ગુણ ગાવતા, ભવની ભાવટ જાય,
કૃપા કરો કૃપા કહે, નમું વિનયેંદુ ગુરૂરાય. ૧૩

---

## ચોરાસી લાખ જીવાયોનીમાં ક્રોડ ઉપરની વસ્તુ કઈ કઈ છે?

(આછે લાલની દેશી)

શ્રી જ્ઞાન રવિ છે નામ, કરૂં હું તસ પરિણામ, આ છે લાલ,
સરસ્વતિ માતાને નમુંજી. ૧
જીવાયોનીમાં વસ્તુ, ક્રોડથી ઉપર જેહ આ છે લાલ;
નામ કહું હવે તેહનાંજી. ૨
સાંભળજો ભવિ લોક, ઈહ વચન નહિ ફોક આછે;
કહ્યું શાસ્ત્ર હિતેચ્છુ લોકનાંજી. ૩
ત્રણ ક્રોડ બાણું લાખ, જીવનાં ભેદ એ ભાંખ આ છે;
લક્ષ ચોરાસી યોની મધ્યેજી. ૪
બે ક્રોડ પૂરણ જોય, ઈંદ્રિ એટલી હોય આ છે;
યોની ચોરાસી લક્ષ મધ્યેજી. ૫
ત્રણ ક્રોડ છત્રીશ લાખ, કષાય એટલા ભાંખ આ છે;
એક ક્રોડ છાશઠ લક્ષ છેજી. ૬
સંઘયણ કહ્યા એહ, વળી સંસ્થાન લેહ આ છે;
એક ક્રોડ ચમોતેર લક્ષ છેજી. ૭

હવે ત્રણ યોગ વખાણુ, બ્યાસી લક્ષ ક્રોડ એક જાણુ આછે;
લક્ષ ચોવીશ ઉપરેં કહ્યાજી. ૯
ચાર ક્રોડ ચોશઠ લક્ષ, ઉપયોગ એટલા દક્ષ. આછે;
ગુણુસ્થાન તે હવે કહુંજી. ૧૦
ત્રણુ કોટી દ્વાદશ લાખ, પર્યા ચોરાણું લાખ. આછે;
ક્રોડ ત્રણુ સાથે લહુંજી. ૧૧
જ્ઞાન કોટી એક જાણુ, અષ્ટદશ લક્ષ પ્રમાણુ. આછે;
અજ્ઞાને ઉપજે જે જીવડાજી. ૧૨
બે ક્રોડ કમ છ લાખ, દર્શન ક્રોડ બાવન લાખ આછે લાલ;
લેશ્યા ભેદ કહે જીનવરાજી. ૧૩
ત્રણુ ક્રોડ લક્ષ, બ્યાસી જાણી, લેશ્યા એટલી વખાણી આછે લાલ;
શરીર ભેદ જીન એમ કહેજી. ૧૪
બે ક્રોડ બાણું લાખ, ક્રોડ એક અડશઠ લાખ આછે લાલ;
મરણુ જીવ એટલા લહેજી. ૧૫
બે ક્રોડ વીશ લક્ષ જાણુ, સમવશરણુ પ્રમાણુ આછે લાલ;
સન્ની અસન્ની કોટી દશ લક્ષ છેજી. ૧૬
પંચ કોટી દશ લક્ષ પ્રાણુ, બ્યાસી લક્ષ કોટી પ્રમાણુ. આછે લાલ;
દૃષ્ટિ જીવાયોની માંહી અછેજી. ૧૭
સાઢા પંચ ક્રોડ જાણુ, આતમા એટલા વખાણુ આછે લાલ;
ભાવ ક્રોડ ત્રણુ લક્ષ ચાલીશ છેજી. ૧૮
પંચદશ કોટી નવ લક્ષ, કુલકોડી તે પ્રત્યક્ષ આછે લાલ;
સંજ્ઞા ક્રોડ તિ લક્ષ છત્તીશ છેજી. ૧૯
દો ક્રોડ ચતુર્થ લક્ષ ધ્યાન, તિન ક્રોડ પેંતીશ લક્ષ જાણુ આછે લાલ;
સમુદ્ઘાત એટલા કહ્યાજી. ૨૦

સંખ્યા વેદનીની જાણુ, અઢીક્રોડ દો લાખ પ્રમાણુ આછે લાલ;
પ્રશ્નોત્તર માલા ગ્રંથેથી લહ્યાજી. ૨૧

ગજ વેદ નિધિ શશિ જાણુ, ભાદ્ર કૃષ્ણુ વખાણુ આછે લાલ;
ચાતુરમાસ નવીનાલે રહીજી. ૨૨

વિનયથી પ્રણુમી પાય, વિનય શશિ ગુરૂજીની સહાય આછે લાલ;
બાલમુનિ કૃપાચંદજીએ કહીજી. ૨૩

ઓછો અધિકો જેહ, વિપરીત કહેવાણો તેહ આછે લાલ;
મિથ્યા દુષ્કૃત મુજ એહ હજોજી. ૨૪

---

# ચોરાસી લાખ જીવયોની વિષે

( કુંડલીઆ છંદ )

જીવાયોની સૌ જીવો તણી, લક્ષ ચોરાસી કહીયેં,
મૂળભેદ પૃથ્વી તણાં, ગણુતાં એમ લહીયેં;
ગણુતાં એમ લહીયેં, તેના અર્ધ જ દીજે,
થાય સાર્દ્ધ ત્રણુ લક્ષ, પણુ શત એટલા લીજે;
કહે મુનિ કૃપાચંદ, વર્ણ ગંધ રસે જ ગણી,
ત્રણુ સ્થાવરની એમ, થાય યોની સૌ જીવો તણી. ૧

# ચોરાસી લાખ જીવાયોનીનો કોષ્ટક

| | | મૂળ-વર્ણ | ગંધ | રસ | સંસ્થાન | ફરસ | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | પૃથવી | ૩૫૦+૫= | ૧૭૫૦+૨= | ૩૫૦૦+૫= | ૧૭૫૦૦+૫= | ૮૭૫૦૦+૮= | ૭૦૦૦૦૦ |
| ૨ | પાણી | ૩૫૦+૫= | ૧૭૫૦+૨= | ૩૫૦૦+૫= | ૧૭૫૦૦+૫= | ૮૭૫૦૦+૮= | ૭૦૦૦૦૦ |
| ૩ | અગ્નિ | ૩૫૦+૫= | ૧૭૫૦+૨= | ૩૫૦૦+૫= | ૧૭૫૦૦+૫= | ૮૭૫૦૦+૮= | ૭૦૦૦૦૦ |
| ૪ | વાયુ | ૩૫૦+૫= | ૧૭૫૦+૨= | ૩૫૦૦+૫= | ૧૭૫૦૦+૫= | ૮૭૫૦૦+૮= | ૭૦૦૦૦૦ |
| ૫ | પ્રત્યેકવનસ્પ | ૫૦૦+૫= | ૨૫૦૦+૨= | ૫૦૦૦+૫= | ૨૫૦૦૦+૫= | ૧૨૫૦૦૦+૮= | ૧૦૦૦૦૦૦ |
| ૬ | સાધારણવન | ૭૦૦+૫= | ૩૫૦૦+૨= | ૭૦૦૦+૫= | ૩૫૦૦૦+૫= | ૧૭૫૦૦૦+૮= | ૧૪૦૦૦૦૦ |
| ૭ | બેઇંદ્રિ | ૧૦૦+૫= | ૫૦૦+૨= | ૧૦૦૦+૫= | ૫૦૦૦+૫= | ૨૫૦૦૦+૮= | ૨૦૦૦૦૦ |
| ૮ | તેઇંદ્રિ | ૧૦૦+૫= | ૫૦૦+૨= | ૧૦૦૦+૫= | ૫૦૦૦+૫= | ૨૫૦૦૦+૮= | ૨૦૦૦૦૦ |
| ૯ | ચોઇંદ્રિ | ૧૦૦+૫= | ૫૦૦+૨= | ૧૦૦૦+૫= | ૫૦૦૦+૫= | ૨૫૦૦૦+૮= | ૨૦૦૦૦૦ |
| ૧૦ | દેવતા | ૧૦૦+૫= | ૫૦૦+૨= | ૨૦૦૦+૫= | ૧૦૦૦+૫= | ૫૦૦૦૦+૮= | ૪૦૦૦૦૦ |
| ૧૧ | નારકી | ૨૦૦+૫= | ૧૦૦૦+૨= | ૨૦૦૦+૫= | ૧૦૦૦+૫= | ૫૦૦૦૦+૮= | ૪૦૦૦૦૦ |
| ૧૨ | તિર્યંચપંચેંદ્રિ | ૨૦૦+૫= | ૧૦૦૦+૨= | ૨૦૦૦+૫= | ૧૦૦૦+૫= | ૫૦૦૦૦+૮= | ૪૦૦૦૦૦ |
| ૧૩ | મનુષ્ય | ૭૦૦+૫= | ૩૫૦૦+૨= | ૭૦૦૦+૫= | ૩૫૦૦૦+૫= | ૧૭૫૦૦૦+૮= | ૧૪૦૦૦૦૦ |
| ૧૪ | સંખ્યા | ૪૨૦૦+૫= | ૨૧૦૦૦+૨= | ૪૨૦૦૦+૫= | ૨૧૦૦૦૦+૫= | ૧૦૫૦૦૦૦+૮= | ૮૪૦૦૦૦૦ |

# બાર કુલ ગોચરી ને દશાંગી સુખની સઝાય

( લક્ષણ પાંચ કહ્યા સમકિત તણાં—એ દેશી )

શ્રી જીનપતિ શ્રી મહાવીરજી, જ્ઞાન રવિ નમી પાય સુજ્ઞાની
સરસ્વતિ સ્વામી નિવચન રસ આપજો, કરી મુજ ઉપર સુપસાય.
સુજ્ઞાની, શ્રી જીન આણા નિજ શિર વહીયેં.
તો પામીજેં ભવ પાર સુજ્ઞાની ૧
ગોચરી સાધુજી કરે કુલ બારની, એમ કહ્યું આચારાંગ માંહી; ૦))
તેહનાં નામો સંક્ષેપે હું કહું, સાંભળો શ્રોતા ઉચ્છાહી. સુ. શ્રીજીન ૨
ઉગ્ર અને વલી ભોગરાજન કુલ, ચોથો ક્ષત્રી ગણાય; સુ. શ્રી.
આદિનાથનો વંશ અતિ રૂયડો, ઇક્ષવાકુ જણાય. સુ. શ્રી. ૩
છઠ્ઠો યુગલ તણો વંશ જાણીયેં, હરિવંશ તાસ અભિધાન; સુ.
સપ્તમ કુલ ગોષ્ટક તણો કહ્યો, અષ્ટમ ગંદક વિધાન. સુ. શ્રી. ૪
ગામમાં ઉદ્‌ઘોષણા કરનારને, ગંદક નામ આચારાંગે; સુ.
વાર્દ્ધિક તે સુથાર નવમો કહ્યો, ગ્રામરક્ષક મન રંગે. સુ. શ્રી. ૫
એકાદશા સાર્થપત્યાદિક કહ્યા, દ્વાદશે શાળવી જોય. સુ.
ચાર મમાં જાસ કુલે નવિ ભક્ષે, તે કુલે ગોચરી હોય. સુ. શ્રી. ૬
માંસ મદિરા ત્રીજે માખણ કહ્યો, ચોથો મધ નવિ ખાય; સુ.
પ્રથમ દ્વિતીય તદન વર્જીત હુવે, પછી બે ઔષધે અપાય. સુ. શ્રી. ૭
વર્ત્તમાન કાલે કુલ દિશે જુજુઆ, બ્રહ્મ ભટ્ટી યદુવંશ; સુ.
જાતી વણીક તણી ચોરાશી કહી, ક્ષત્રી ચોરાસી વંશ. સુ. શ્રી. ૮
વિપ્ર તણી ચૌરાસી જ્ઞાતિ કહી, ચૌરાસી ચૌરાસી ઠામ; સુ.
પણ મુનિ ક્ષેત્ર કાલ ભાવ જોઇ કરી, ગોચરી લિએ ઠામોઠામ. સુ. શ્રી. ૯
રાજસ તામસ મુનિ આહાર નવિલિએ, જેથી વધે ઉન્માદ; સુ.
વિષય તણી વૃદ્ધિ જેમ નહિ હુવે, નવિ હોવે જેમ પ્રમાદ. સુ. શ્રી. ૧૦

એમ મુનિવર જીન આણા પાલે, તો પામે દશાંગી સુખ; સુ.
તેહના નામો સંક્ષેપે કહું, પામી શ્રી ગુરૂ મુખ. સુ. શ્રી. ૧૧
પ્રથમ નિરોગપણું તનું જાણીયે, બીજો દીર્ઘાયુ થાય; સુ.
જાવ અઢા પરાભૂત તે નવિહોવે, ત્રીજો સુખ કહેવાય. સુ. શ્રી. ૧૨
સંતોષ સમ જળે અન્યનવિ કહ્યું, પંચમ સુકુલિનો નાર; સુ.
શબ્દ સુકોમળ રૂપ અતિ દીપતો, છઠો સુખ ઉદાર. સુ. શ્રી. ૧૩
મન ગમતા ગંધરસમિલે, ફરસ અતિ સુકુમાલ; સુ.
અષ્ટમેં ભોગ મળે દેવો તણાં, શાલીભદ્ર સુખનિહાલ. સુ. શ્રી. ૧૪
નવમ સુખ જે અનાબાધપણે, ભોગવે ભોગ ઉદાર; સુ.
વલી દિક્ષા તસ સનમુખ હોવે, ઉત્તમ કુલે અવતાર. સુ. શ્રી. ૧૫
કર્મ ખપાવી અંતે કેવલ લહી, પામે શાશ્વત ઠામ; સુ.
નભાંક ગજેંદ્રિ તણી સાલમાં, ચોમાસો માંડવી ઠામ. સુ. શ્રી. ૧૬
મુનિ કૃપાચંદજી શાસ્ત્રથી લહી, કહ્યા સુખ દશાંગી એહ; સુ.
ઓછો અધિકો વિપરીત જે થયો, ક્ષમા યાચું તેહ. સુ. શ્રી. ૧૭

---

મુનિહેમચંદજી સ્વામી સંગૃહિત

## આ ભવરત્ન ચિંતામણીની સઝાય.

આ ભવરત્ન ચિંતામણી સારીખો, વારોવાર ન મલશેજી;
ચેતી શકે તો ચેતજે જીવડા, આવો સમય ન મલશેજી. આ. ૧
ચાર ગતિ ચોરાશી લખયોની, તેહમાં તું ભમી આયોજી;
પુણ્ય સંયોગે સ્વપ્નની સંગતે, માનવનો ભવ પાયોજી. આ. ૨
વહેલો થા તું વહેલો જીવડા, લે જીનવરનું નામજી;
કુગુરૂ કુદેવ કુધર્મને છંદી, કીજે આતમ કામજી. આ. ૩
જેમ કઠીઆરે ચિંતામણી લાધો, પુણ્ય તણે સંયોગજી;
કાંકરાની પરેં નાખી દીધો, ફરી નહિ મલવા જોગજી. આ. ૪

એક કાલે તું આવ્યો જીવડા, એક કાલે તું જાશેજી;
તેહની વિચ્ચે તું બેઠો જીવડા, કાલ આહેરી નિકાશેજી. આ. ૫
ધન્ય સાધુ જે સંજમ પાલે, સુધા મારગ દાખેજી;
સાચું નાણું જે ગાંઠે જ બાંધે, ખોટે દૃષ્ટિ ન રાખેજી. આ. ૬
માત, પિતા, દારા, સુત, બંધવ, બહુ વિધેં વિરતિ જોડેજી;
તેમાંથી જો કાજ સરે તો, સાધુજી ઘર કેમ છોડેજી. આ. ૭
માયા, મમતા, વિષય સહુ છંદી, સંવર, ક્ષમા એક કીજેજી;
ગુરૂ ઉપદેશ સદા સુખકારી, સુણી અમૃત રસ પીજેજી. આ. ૮
જેમ અંજલીમાં નીર ભરાણું, ક્ષણક્ષણ ઓછું થાયજી;
ઘડી ઘડીએ ઘડીયાલાં વાજે, ક્ષણ લાખેણી જાયજી. આ. ૯
સામાયિક મન શુદ્ધે કીજે, શિવરમણી ફલ પામીજેંજી;
માનવ ભવ મુક્તિનો કામી, તેમાં ભરોસો શાનો લીજેજી. આ. ૧૦
દેવ ગુરૂ તમેં દ્રઢ કરી ધારો, સમકિત શુદ્ધ આરાધોજી
છ કાય જીવની રક્ષા કરીને, મુક્તિનો પંથ સાધોજી આ. ૧૧
હૈયા ભિતર મમતા રાખો, જનમ ફરી નહિ મલશેજી
કાયર તો કાદવમાં ખૂતા, શૂરા પાર ઉતરશેજી. આ. ૧૨
ગુરૂ કંચન ગુરૂ હીરા સારિખા, ગુરૂ જ્ઞાનના ભરીયાજી;
કહે અભયરામ ગુરૂ પશાએ, જીવ અનંતા તરીઆજી. આ. ૧૩

---

### કવાલી

બીનંતિ એક સુણલે, મુજે મહાવીર દેવા. એ ટેક
મુજકો સતાવત ભારી, કામ ક્રોધ કરત ખૂંવારી;
ઈશસેં તું છોડા લે, મુજે. ૧
નીતિ પંથે ચલા દે, અનીતિ તુહી તજા દે;
તુજ સાથમેં અબ રખલે, મુજે. ૨

કૃપા કર અબ મુજપેં, અર્જ કરત હું તુજપેં;
ભવ દુઃખો સેં છોડા લે, મુજે. ૩
પાપ ફંદમેં ફસાયો, તુંહી યાદ ન આયો
અબ ફંદ તુંહી કટા દે, મુજે. ૪
ચંદ રૂપ સેં આયો, મોહ મુજકો ઘેરાયો;
અબ શરણમેં તું રખ લે, મુજે. ૫
દયાળુ દેવ તુહીં હો, સબ દુઃખ હરન તુહીં હો;
અબ કષ્ટો સેં છોડા લે, મુજે. ૬
કર ઉદ્ધાર અબ મેરા, મેં શરણ લીયા તેરા;
હેલી બાત તું સુન લે, મુજે. ૭
છિદ્ર ન પેખો પ્યારે, મેં આયા હું તુજ દ્વારે;
હેલી કૃપા અબ કર લે, મુજે. ૮

---

## શ્રાવકની સવા વિશ્વાની દયાનું સ્વરૂપ

પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, અને વનસ્પતિ કાય એ પાંચ સ્થાવરની દયા શ્રાવકથી પળી શકતી નથી; કારણ કે સચિત્ત આહારાદિકનો આરંભ કરવો પડે છે અને તેમાં છ કાયના જીવોની હિંસા થાય છે, તેથી વીસ વિશ્વામાંથી અર્ધો અર્ધ એટલે દશ વિશ્વા દયા ઓછી થઈ, માત્ર ત્રસ જીવની દયા રહી. તેમાં પણ બે ભેદ છે. (૧) સંકલ્પ એટલે જાણી જોઈને હિંસા કરવી અને (૨) આરંભથી હિંસા કરવી તે. શ્રાવકોને અનેક આરંભ કરવા પડે છે તેથી આરંભ હિંસાનો ત્યાગ થઈ શકતો નથી. જાણી જોઈને સંકલ્પ પૂર્વક જીવહિંસાનો ત્યાગ થઈ શકે છે તેથી દશમાંથી પાંચ વિશ્વા-

દયા ઓછી થઈ. હવે સંકલ્પથી જીવને નહિં મારવાની જે દયા રહી છે તેમાં પણ બે ભેદ છે. (૧) સાપરાધિ (૨) નિરપરાધિ. અપરાધવાળા જીવોની દયા શ્રાવકોથી પળી શકતી નથી કેમકે ચોર ઘરમાં ચોરી કરવા આવે તો તેને મારવો પડે, કુતરૂં કરડવા આવે તેને લાકડી મારવી પડે, પોતાની સ્ત્રી સાથે કોઈ વ્યભિચાર સેવન કરતો હોય તેને મારવો પડે, રાજાના સૈન્યમાં નોકરી હોય તો હિંસા કરવી પડે, વળી હિંસક જનાવરો ફાડી ખાવા આવે તો તેને પણ મારવા પડે, તેથી સંકલ્પથી પણ હિંસાનો સર્વથા ત્યાગ થઈ શકતો નથી; કારણ કે અપરાધિ જીવોને મારવા પડે છે, માટે પાંચ વિશ્વામાંથી અઢી વિશ્વા દયા ઓછી થઈ અને બાકી અઢી વિશ્વા દયા રહી. નિરપરાધિ જીવોને નહિં મારવા એમ રહ્યું. તેમાં પણ બે ભેદ છે (૧) સાપેક્ષ અને (૨) નિરપેક્ષ. આમાંથી સાપેક્ષ નિરપરાધિ જીવોની દયા શ્રાવકથી પળી શકતી નથી કારણ કે ઘોડા, બળદ, પાડા વિગેરેને મારવા પડે છે. હવે તે જીવોએ આપણો કાંઈ અપરાધ કર્યો નથી, ઉલટા તેઓના પર બોજો મૂકીએ છીએ છતાં જો તે બરાબર ચાલે નહિ, તો મારવા પડે છે, તેમજ આપણા શરીરમાં રોગ થવાથી કોઈ વખત કીડા પડે છે અને તે કીડાઓને દવા લગાવવાથી મારી નાંખવામાં આવે છે. હવે એ કીડાએ આપણો અપરાધ કર્યો નથી, કર્મવશે એવી યોનીમાં ઉત્પન્ન થયા છે તો પણ તેઓની હિંસાનો ત્યાગ શ્રાવકથી થઇ શકતો નથી તેથી સવા વિશ્વા દયા ઓછી થઇ. બાકી સવા વિશ્વો દયા રહી. એટલે જાણી જોઈને નિરપરાધિ નિરપેક્ષ જીવોની હિંસા કરવી નહિ.

---

# અથ શ્રી પંચ મહાવ્રતોની ઢાલો.

## ઢાળ ૧ લી

( કપૂર હોવે અતિ ઉજળો રે એ દેશી )

સકલ મનોરથ પૂરવેરે, પ્રણમું પાર્શ્વના પાય;
તેહ તણે સુપસાયથીરે, કરૂં પંચ મહાવ્રતની સઝાય. મુનિજન.
એ પહેલો વ્રત સાર, જેથી લહીયે ભવજળ પાર. મુનિ. ૧
પ્રાણાતિપાત વેરમણ કહ્યો રે, પહેલો વ્રત સુવિચાર;
ત્રસ સ્થાવર બેઉ જીવનીરે, રક્ષા કરે અણગાર. મુનિ. ૨
પ્રાણાતિપાત કરે નહિ રે, ન કરાવે કોઇ પાસ;
કરતાને અનુમોદે નહિ રે, તેહનો મુક્તિમાં વાસ. મુનિ. ૩
જયણાએ મુનિ ચાલતાંરે, જયણાએ બેસંત;
જયણાએ ઉભા રહેરે, જયણાએ સોવંત. મુનિ. ૪
જયણાએ ભોજન કરેરે, જયણાએ બોલંત;
પાપ કર્મ બાંધે નહિરે, તે મુનિ મ્હોટા મહંત. મુનિ. ૫
પહેલા મહાવ્રતની ભાવનારે, જે ભાવે મુનિરાય;
કાન્તિવિજય કહે તેહનારે, પ્રેમે પ્રણમું પાય. મુનિ. ૬

## ઢાલ ૨ જી

( જીવડા તું મકર નિંદા પારકી રે એ દેશી. )

અસત્ય વચનરે મુખથી ન બોલીએ, જેમ નાવેરે સંતાપ;
મહાવ્રત બીજુંરે જીનવર એમ ભણે, મૃષાસમો નહિં પાપ. અસ.૧
ખારા જલથીરે તૃપ્તિ ન પામીએ, તેમ ખોટાનીરે વાત;
સૂણતાં સાતારે કેમહી ન ઉપજે, વલી હોવે ધર્મની ઘાત. અ.૨
અસત્ય વચનથીરે વૈર પરે ઘણું, કોઇ ન કરે વિસવાસ;
સાચા માણુસ સાથે ગોઠડી, મુજ મન કરવાની આસ. અ.૩

સાચા નરને રે આદર સૌ કરે, લોક ભણે જશ વાદ;
ખોટા માણુસ સાથે ગોઠડી, પડિ હોવે વિષવાદ. અસત્ય. ૪
પાલી ન શકેરે ધર્મ વિતરાગનું, કર્મ તણે અનુસાર;
કાન્તિવિજય કહે તે પ્રશંસીએં, જે પાલે શુદ્ધ આચાર. અસ.૫

## ઢાલ ૩ જી

(ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો એ રાગ.)

ત્રીજું મહાવ્રત સાંભલો, જે છે અદત્તા દાન;
દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવના, ત્રિવિધ કરે પચ્ચક્ખાણ. ૧
તે મુનિવર તારે તરે, નહિં લોભનો લેશ;
કર્મક્ષય કરવા ભણી, પહેર્યો સાધુનો વેષ. તે મુનિવર. ૨
ગામ, નગર, પુર વિચરંતાં, તૃણ માત્ર જે સાર;
સાવદ્ય હોવે તે નવિ લિએ, અણ આપ્યો રે લગાર. તે મુનિ૦ ૩
ચોરી કરતાં ઈણ ભવે, વધ બંધન પામંત;
રૌરવ તે નરકે પડે, એમ શાસ્ત્રો બોલંત. તે મુનિ૦ ૪
પરધન લેતાં પરતણા, લીધા બારજ પ્રાણ;
પરધન પરનારી તજે, તેહનાં કરૂં રે વખાણ. તે મુનિ૦ ૫
કુટુંબ કબીલો નારી છોડીને, છોડી છંદી માબાપ;
તેહની તે થાય પ્રશંસા, અણ હુતો થાય સંતાપ. તે મુનિ૦ ૬
ત્રીજું મહાવ્રત પાલતાં, મોક્ષ ગયા કેઇ ક્રોડ;
કાન્તિવિજય કહે તેહનાં, પાય વંદુ બે કરજોડ. તે મુનિ૦ ૭

## ઢાલ ૪ થી

(ઋષભજીનેશ્વર પ્રિતમ મહારોરે એ દેશી.)

સરસ્વતિ કેરારે ચરણ કમળ નમું રે, મહાવ્રત ચોથોરે સાર;
કહેશું ભાવે રે ભવીયણ સાંભલોરે, સુણતાં જયજયકાર. ૧

એહવા મુનિનેરે હું પાએ નમુંરે, પાલે શીલ ઉદાર;
અઢાર સહસ સીલાંગ રથના ધણીરે, ઉતારે ભવપાર એ. ૨
ચોથા વ્રતને સમુદ્રની ઉપમારે, બીજી નદીઓ સમાન;
ઉત્તરાધ્યયન અધ્યયન બત્રીશમાંરે, ભાંખ્યો શ્રી વર્દ્ધમાન. એ. ૩
કોશ્યા મંદિર ચોમાસો રહ્યોરે, ન ચલ્યો શીલ લગાર;
તે સ્થુલીભદ્રને જાઉં ભામણેરે, નમો નમો સો વાર. એ. ૪
સીતા દેખી રાવણ મોહીયોરે, કીધાં ક્રોડી ઉપાય;
સીતા માતા શીલથી નવિ ચલ્યાંરે, જગમે જશ ગુણ થાય. એ. ૫
શીયલ વિહુણા જે માણસારે, જેહવાં આવર ફૂલ;
શીલ ગુણે કરી જે સોહામણાંરે, તે માણસ બહુ મૂલ. એ. ૬
પ્રહ ઉઠીને નિત્ય સ્મરણ કરૂંરે, જેણે જગ જીત્યોરે કામ;
વ્રત લહીને જે પાલે નહિરે, તસ નવિ લીજેરે નામ. એ. ૭
દશમેં અંગે શીયલ વખાણીયોરે, શીયલ ધર્મ માંહે સાર;
કાન્તિવિજય એણી પરેં ભણેરે, શીયલ પાલો નરનાર. એ. ૮

## ઢાલ ૫ મી

(આવ્યો આવ્યો રે સામલીયા કાંઈ ચલો એ દેશી.)

આજ મનહ મનોરથ અતિરે ઘણો, મહાવ્રત ગાવો પાંચમાં તણો;
તિહાં સર્વ થકી પરિગ્રહને તજે, તેને સંજમ રમણી અતિ ભજે. આ.૧
જેહથી સંયમ યાત્રા નિરવહીયેં, તે પરિગ્રહમાંહે નવિ કહીયેં;
જે ઉપરેં મૂર્ચ્છા હોએ ઘણી, તેને પરિગ્રહ ભાંખે ત્રીજગ ધણી. આ.૨
તૃષ્ણા તરૂણીસું જે મોહીયા, તેણે વિશ્વાવિશે ખોહીયા,
તૃષ્ણા તરૂણી જસ ઘર બાલા, તેના જગ સઘલાં ઓશીયાલા. આ.૩
તૃષ્ણા તરૂણી જેણે પરિહરી, તેહને સંજમશ્રી પોતે વરી;
સંજમ રમણી જસ પટરાણી, તેને પાય નમે ઇંદ્ર ઈંદ્રાણી. આ.૪
સંજમ રમણીશું જે રાતા, તેને ઇહભવ પરભવે સુખ શાતા;

પાંચે મહાવ્રતની ભાવના કહી, તે આચારાંગ સૂત્રેથી લહી. આ.૫
શ્રીકીર્તિવિજય ઉવઝાય તણો, જગ માંહે જશ મહિમા ઘણો;
તેનો શિષ્ય કાન્તિવિજય એમ કહે, એ સઝાય ભણે તે સુખલહે. આ.૬

## ઢાલ ૬ ઠી

રાત્રિ ભોજનની.

સકલ ધર્મમાં સારજ કહીયેરે, મનવંચ્છિત સુખ જેથી લહીયેરે;
રાત્રિ ભોજન પરિહારોરે, એ છઠોવ્રત જગમાં સારોરે. ૧
મુનિજન ભાંખે એ વ્રત પાલોરે, રાત્રિભોજન દૂષણ ટાલોરે;
એહ ભવે એ સુખદાઈરે, પરભવે મોક્ષ સવાઇરે. ૨
મુનિજન ભાંખે એ વ્રત પાલોરે, રાત્રિભોજન ત્રિવિધે ટાલોરે;
રાત્રિ ભોજન કરતાં નિહાળોરે, ઘણાં જીવનો થાય સંહારોરે. ૩
માર્કંદઋષિ બોલે એમ વાણીરે, રૂધિર સમાન સઘલો એ પાણીરે;
અન્ન આમીષ સરખો જાણોરે, દિવાનાથ થાય જબ રાણોરે. ૪
જૂંથી જલોદર થાએરે, કીડી આવે તો બુદ્ધિ જાએરે;
કોઇ વારો ઉદરે આવેરે, કોષ્ટ રોગ તો નિશ્ચય થાવેરે. ૫
પક્ષી જાનવર કહીએ જેહરે, રાત્રે ચણું ન ચણે તેહરે;
રાત્રે ઈર્યા ન સધાયરે, રાત્રે વિહાર ન થાયરે. ૬
દેવજી સ્વામિ બુદ્ધિના બલીયારે, તલકસિં સ્વામિ તપસ્યાનાં ભરીયારે;
છઠ્ઠા વ્રતની છઠ્ઠી એ ઢાલ રે, તમે સાંભલો વાણી રશાલરે. ૭

## શ્રી સૂર્યમલ્લજી સ્વામીના ગુણાનુવાદ.

( મારવાડી મુનિ રત્નરાજ કૃત )

### દોહરા.

શ્રીદાયક શાસન પતિ, વંદી શ્રીવર્દ્ધમાન;
ગુણગાઉં ગુણવંતના, ભવિક સુણો ધરી કાન. ૧

જન્મભૂમિ માતા પિતા, દિક્ષા ગુરૂ અધિકાર;
વિનયોદ્યમ વિદ્યા વિવિધ, શિષ્ય નામ સંથાર. ૨
ઇત્યાદિ સંક્ષેપ શું, દાખીશ મતિ અનુસાર;
નિસુણો સબ શ્રોતા સુહિત, ગુણિ પદસું ધર પ્યાર. ૩

રાગ કલ્યાણ.

શ્રી જગતપતિ, સુનો જિનમતિ, સૂર્યમલ્લજી યતિ,
તાકી કીરતિ છતી થેં, ગાવો ધરી રતી. ટેક.
સૂર્યમલ્લજી મુનિગણ માંહે, સાચા સૂર્ય સમાન;
મુજ મન અતિ પ્રમુદિત થયો છે, ગ્રંથ ન તસ ગુણગાન. સુનો. ૧
મરૂધર જનપદ માંહે શોભન, રામુ વાલો ગ્રામ;
આદિ પ્રસિદ્ધ પ્રજાપતિ કુલમેં, ઉપજ્યા ગુણનાં ધામ. સુનો. ૨
કૃષ્ણજી નામે તાત જીનોકા, ફૂલબાઇજી માત;
છીપ માંહે મુક્તાફલ માફક, જાયા નંદ સુજાત. સુનો. ૩
ઓગણીસેં ઓગણીસની સાલે, મૃગશિર શિત પખ માંય;
શુભ તિથીવાર આદિ શુભવેલા, પામ્યા પુન્ય પસાય. સુનો. ૪
નિજકુલ ક્રમ કરતુત સાંચવી, સ્થાપ્યો નામ ઉત્સાંહી;
સૂર્યમલ્લજી નામ પ્રમાણે, નિજ કુલ ક્રમ નભકે માંહી. સુનો. ૫
અપર પક્ષ દ્વિતીયા ઈંદુપર, વૃદ્ધિ પામતા તામ;
માતપિતા સંગે ગુર્જરમાં, આવ્યા કારણ પામ. સુનો. ૬
પણવિંશે અણહિલ પાટણમેં, માવિત્રને યોગ;
શ્રીજ્ઞા(ના)નચંદ્રજી સ્વામિ સદ્‌ગુરૂ, પામ્યા પુણ્ય સંયોગ. સુનો. ૭
સામાયિક આદિ શ્રીજિનાગમ, શિખે ધરી આહ્‌લાદ;
જ્ઞાનમાં ધ્યાન ચકોર ચંદ, જિમ પરહરીયો પ્રમાદ. સુનો. ૮
અષ્ટાવિંશે અતિ મહોત્સવયુત્ત, મંડનપુરી મઝાર;
પોષ શુકલ ચતુર્થિને દિન, ભયે આપ અણગાર. સુનો. ૯

સ્વમત ને વલી પરમત કેરા, આગમનો અભ્યાસ;
સુગુરૂ કૃપાથી ક્રમે કરીને, પૂરણ થયો પ્રયાસ. સુને. ૧૦
વૈયાકરણ ને કાવ્ય કોષવૃત્ત, અલંકાર ને ન્યાય;
કિંબહુના પંચાંગી માંહી, અપ્રતિહત ગતિ થાય. સુને. ૧૧
શ્રી સદ્ગુરૂના ઈંગિતજ્ઞાતા, વાણી અમૃત ધાર;
અધ્યાત્મ રસકા રસિયા, તિમહિજ અક્ષર સુંદરાકાર. સુને. ૧૨
ભાષા ગ્રંથ સમકિત કૌમુદી, વિરચ્યો ભવ્ય નિમિત્ત;
કાવ્યશ્લોક આદિ બહુ કવિતા, સુનતા કર્ણ પવિત્ત. સુને. ૧૩
ગુરૂપદ આણા શિરપર ધરકર, વિચર્યા દેશ વિદેશ;
ભ્રમતમ હરવા કારણ માનું, દીપે અવર દિનેશ. સુને. ૧૪
વિનયિ વિનયચંદ્રજી સ્વામિ, લક્ષ્મીચંદ્રજી સુકુમાલ;
ચોપને વર્ષે શુભ વાસરે, શિષ્ય થયા સમકાલ. સુને. ૧૫
ઓગણીસેંના પંચાવનમાં, દેશલપુર ગુરૂપાસ;
સ્વપરને પ્રકાશ કરંતાં, સુખે રહ્યા ચૌમાસ. સુને. ૧૬
ચોમાસાનાનંતર ભૂજપુરમાં, પઉધાર્યા મહા ભાગ;
પૂર્વ અશુભોદયને ઉદય, પ્રગટાવ્યા અથાગ. સુને. ૧૭
રત્ન યત્ન જીમ શ્રીગુરૂસંઘે, કીધાં ઘણાં ઉપાય;
પણ શ્રેષ્ઠ વસ્તુ નિકૃષ્ટ કાલમેં, નવિ ઠહરે એ ન્યાય. સુને. ૧૮
ભેદજ્ઞાન બલમુનિ દિલ નિર્મલ, પરમ સમાધિ ભાવ;
શ્રીવિજયપાલજી સ્વામિ આદિ, મુનિ દૃશતિ ન પ્રસ્તાવ. સુને. ૧૯
વ્યથોદધિ આત્મરૂચી નૌકા, સદ્ગુરૂ નિર્યામીક;
ક્ષપક ને ભાવ સમાધિવરતે, તિહાં શી મરણની બીક? સુને ૨૦
પોષ શ્વેત છઠની રજનિ ગઇ, ઘટિકા ચાર પ્રમાણ;
તિણ અવસર અનુમાન પ્રમાણે, પોતા અમર વિમાન. સુને. ૨૧

પ્રાણુંતે સકલ નિયોગ સાચવ્યો, શ્રાવક જન કર શોક;
એહ સ્વભાવિક એહવા મુનિનો, વસમો લાગે વિયોગ. સુનો ૨૨
ધન્ય કૃતારથ પુન્ય કૃત્યમુનિ, કીધો નિજ કલ્યાણ;
દુષમકાલે આપ સંભાલે, બલિહારી તસુ જાન. સુનો ૨૩
એમ ગુણીગણ અવલંબીને, ગુણી ધરજો નિજ ગુણચાય;
અતિ સંક્ષેપે ગુણીગુણ ગાયા, પ્રમોદભાવ પશાય. સુનો ૨૪
રત્નત્રયની જે ઐકયતા, તેહજ મુક્તિ માગ;
રત્નમુનિપદ મહિમા મહાતમ, તે પામો મહાભાગ. સુનો ૨૫

## શ્રીજ્ઞાનચંદ્રજી સ્વામીની પંદર તિથિની જોડ

[ શ્રી લક્ષ્મીચંદ સ્વામિકૃત ]

( દીઠી હો પ્રભુ દીઠી એ દેશી. )

પડવે હો ગુરૂ પડવે પહેલી તિથ,
લીધી હો ગુરૂ લીધી શુભ તુમેં વાટડીજી
મહાવ્રત હો ગુરૂ મહાવ્રત કેરે પંથ,
માંડી હો ગુરૂ માંડી જ્ઞાનની હાટડીજી. ૧
બીજે હો ગુરૂ બીજે બળીયા આપ,
તોડયાં હો ગુરૂ તોડયાં બંધન આકરાજી
જોડયા હો ગુરૂ જોડયાં સદ સદભાવ,
કાઢયા હો ગુરૂ કાઢયા કર્મનાં કાંકરાજી ૨
ત્રીજે હો ગુરૂ ત્રીજે તત્ત્વ ત્રણ,
થાપી હો ગુરૂ થાપીને નિશ્ચલ રહ્યાજી
જ્ઞાન હો ગુરૂ જ્ઞાન ને દર્શન શુદ્ધ,
કરી હો ગુરૂ કરીને તુમ બળીયા થયાજી ૩

ચોથે હો ગુરૂ ચોથે ભણીયા સૂત્ર,
ધાર્યાં હો ગુરૂ ધાર્યાં તત્ત્વ ભલભલાંજી
યોગી હો ગુરૂ યોગીના શિરતાજ,
થયા હો ગુરૂ થયા યોગથી નિરમલાજી ૪
પાંચમેં ગુરૂ પાંચમે પરમ પવિત્ર,
તરણુ હો ગુરૂ તરણુ તારણુ પદ લયાજી
તારતા હો ગુરૂ તારતા ભવ્ય જીવ,
વિચરો હો ગુરૂ વિચરો દિલે ધરી દયાજી ૫
છઠે હો ગુરૂ છઠે છોડાવણુ કાજ,
માનું હો ગુરૂ માનું ગુર્જર દેશે ગયાજી
લાભ હો ગુરૂ લાભ શિષ્યનો લેય,
પાછા હો ગુરૂ પાછા કચ્છ દેશે ફર્યાંજી ૬
સાતમેં હો ગુરૂ સાતમેં દિક્ષા દેય,
નામ હો ગુરૂ નામ સૂર્યમલ્લજી ધર્યોજી
જ્ઞાન હો ગુરૂ જ્ઞાન આપી અપાર,
શિષ્ય હો ગુરૂ શિષ્ય આપ સમો કર્યોજી ૭
આઠમેં હો ગુરૂ આઠમે ગુરૂ ને શિષ્ય,
ગાજે હો ગુરૂ ગાજે અતિશે શુભ પરેંજી
જોડી હો ગુરૂ જોડી ચંદ ને સૂર્ય,
દીપે હો ગુરૂ દીપે ભવ્ય જીવ ઉપરેંજી ૮
નવમેં હો ગુરૂ નવમેં જ્ઞાનથી નિત્ય,
તમ હો ગુરૂ તમ હરતા વિચરો પ્રભુજી
ટાલો હો ગુરૂ ટાલો સંશય અનેક,
યોગથી હો ગુરૂ યોગથી આપ થયા વિભુજી ૯

દશમે હો ગુરૂ દશમે દરિશણ તુમ,
પુન્યે હો ગુરૂ પુન્યે પામે ભવીજનાજી
ભાવે હો ગુરૂ ભાવે સુણે વખાણ,
થઈ હો ગુરૂ થઇને શ્રોતા એક મનાજી ૧૦
ઇગ્યારશે હો ગુરૂ ઇગ્યારશે આપ,
તાપ હો ગુરૂ તાપ સહો ઉસન્ન ઋતેજી
શીત હો ગુરૂ શીત નિવારણ હેત,
વસ્ત્ર હો ગુરૂ વસ્ત્ર મૂકો ટાઢ છતેજી ૧૧
બારસે હો ગુરૂ બારસે શીત ને તાપ,
પરિસહ હો ગુરૂ પરિસહ ચૌદ વર્ષ સહ્યાંજી
ટાલી હો ટાલી બંધન અનેક,
બાલી હો ગુરૂ બાલી કર્મ નિરમલ થયાંજી ૧૨
તેરસે હો ગુરૂ તેરસે તરવા કાજ,
તપ હો ગુરૂ તપ જપ અનેકવિધ કર્યાંજી
વાચણી હો ગુરૂ વાચણીનો ઉદ્યમ,
કરી હો ગુરૂ કરી સહુના મન હર્યાંજી ૧૩
ચૌદશે હો ગુરૂ ચૌદશે ચોપનશાલ,
શિષ્ય હો ગુરૂ શિષ્ય વિનય લક્ષ્મી કર્યાંજી
આપી હો ગુરૂ આપી સૂત્ર જ્ઞાન,
થાપી હો ગુરૂ થાપી અભયપદ ઉધર્યાંજી ૧૪
પુનમે હો ગુરૂ પુનમે પૂરણ પ્રેમ,
હેમ હો ગુરૂ હેમચંદે લીયો આસરોજી
ભવોભવ હો ગુરૂ ભવોભવ તુમચી સેવ,
આપી હો ગુરૂ આપી માર્ગ કરો પાંસરોજી ૧૫

અરજી હો ગુરૂ અરજી ધરજો સામ,
પ્રેમે હો ગુરૂ પ્રેમે દિલ વિષે સદાજી
વિનયેં હો ગુરૂ વિનયે લક્ષ્મીચંદ,
અલગો હો ગુરૂ અલગો નવિ કરજો કદાજી ૧૬

## સપ્તવારની જોડ (શ્રીલક્ષ્મીચંદ સ્વામીકૃત)

(શીતલજીન સહજાનંદી એ દેશી.)

આદિતે અકળ કળા ભાળી, મને લાગી ગુરૂજી શું તાળી,
તેતો કોઇએ ન શકે ટાળી, જ્ઞાનરવિ ગુરૂ છે મારા;
જ્ઞાનક્રિયા બે માંહિ સારા. ટેક ૧
સોમે શોભે છે ગુરૂરાયા, પુરેપુરી લાગી મને માયા,
દરરોજ પૂંજું હું ગુરૂ પાયા, જ્ઞાનરવિ ૨
મંગળે મંગળ ગાઓ નરનારી, મોટા મંગળ છે ગુરૂભારી,
રાખો દિવસ રાત હૃદયે ધારી, જ્ઞાનરવિ ૩
બુધે બુદ્ધિ દિલમાં આણો, ગુરૂ ગુણે ઓળખી જાણો,
પછે ફરિ ફરિ નહિ મલશે ટાણો, જ્ઞાનરવિ ૪
ગુરૂવારે ગુરૂ મલ્યા ગિરવા, ભવોભવ તણાં દુઃખડાં હરવા,
ધારો ગુરૂ શિવ રમણી વરવા, જ્ઞાનરવિ ૫
શુક્રે સુકૃત કરવા સારૂં, મન વચન કાયેં ગુરૂ ધારૂં,
તેથી અવતાર સફળ થાય મારૂં, જ્ઞાનરવિ ૬
શનિવારે સ્વામી દીઠા સાચા, હવે કદી ભાવ ન કરૂં કાચા,
ગુરૂ મલ્યા ગુણે કરી જાચા, જ્ઞાનરવિ ૭
સાતે વાર સ્નેહેં જે ગાશે, તેનાં દુઃખ દારિદ્ર સર્વે જાશે,
શ્રી કહે સુખ સંપત્તિ નિત્ય થાશે, જ્ઞાનરવિ ૮

## શ્રીજ્ઞાનચંદ્રજી સ્વામીની જોડ ( ખેતસિંહ સંઘવીકૃત )

સેવો સુખદાયક ગુરૂપદને, સ્વામી નાનચંદ્રજી તજી મદને. સેવો.ટેક.
ગુરૂ તમે જ્ઞાન ગુણે ભરીયા, ગુરૂ તમે સમતા રસના દરિયા
તજી કામ ક્રોધ ને ભવ તરીયા, સેવો સુખદાયક ગુરૂપદને. ૧
સ્વામિ કર્મચંદ્રજી ગુરૂ ધારી, સંજમ લીધો તજી ધન નારી
મહા વૈરાગી બલિહારી. સેવો. ૨
લઘુવયથી વૃદ્ધ સંયમથી, ભાઇ ગુરૂ ભાઇ સહીત તપથી
સ્વામી વૃજપાલજી નમું તનથી. સેવો ૩
શોહે શશી સૂર્ય જ્યું મુનિગણમેં, વહે નદી પૂર ગુણી જનમેં
પસર્યો જશ અતિશય જન પદમેં. સેવો. ૪
સ્વામિ જ્ઞાનચંદ્રજી ચોમાસે, વરસ પંચાવને ઉલ્લાશે.
દેશલપુર પવિત્ર કર્યો વાસે. સેવો. ૫
રયણત્રયથી અંતર શોભે, બાહિર શિષ્ય ત્રયથી નિરલોભે
ગુરૂથી પરમતવાદી ક્ષોભે. સેવો. ૬
વડા શિષ્ય લઘુવય વ્રતધારી, મહા પંડિત જ્ઞાની ભારી
વંદે નરનારી હું જાઉં વારી. સેવો. ૭
સૂરજ સમ સ્વામિ સુર્યમલ્લજી, ધારી ઉપદેશની જીમ જલધિ
ધારે તસ ટાલે કલિ મલ્લજી. સેવો. ૮
શ્રીવિનયચંદ્રજી વિનયે પૂરા, સંજમ શૃંગાર સજ્યો સૂરા
તજ્યો મોહફંદને સ સનૂરા. સેવો. ૯
લક્ષ્મીચંદજી લક્ષણવંતા, લઘુ વયથી સંયમી ગુણવંતા
એવા શિષ્યોથી ગુરૂ દીપંતા. સેવો. ૧૦
ગુરૂગુણ ચરણ કરણ ધરીયા, ગુરૂ સમ દમ ગુણવર વરીયા.
કરે ક્રિયા તાર્યા પરિયા. સેવો. ૧૧

મહામુનિના દર્શને હું ગયો, ધન્ય પુન્ય કૃતારથ પાપ ગયો
અતિ આનંદ મુજ તન મન ભયો. સેવો. ૧૨
એતસીં સંઘવી હું કરજોડી, કોટડી ગામ વાસી મદ મોડી
ગુરૂ વંદો નિત્ય વંદો કહું ગુણ ક્રોડી. સેવો. ૧૩
ઓગણીશસત પંચાવન વરસે, શુભ કારતિક પંચમી દિવસે
જોડ કરી એ શુક્રવારે હરષે. સેવો. ૧૪

---

શ્રી સૂર્યમલ્લજી સ્વામી કૃત

## ગુરૂ ગુણ ગહુંલી

( જીરે મારેની દેશી )

જીરેમારે જગતપ્રસિદ્ધ ગુરૂરાય, પુન્ય પસાએ પામીયેં જીરેજી
„ સુગુણ સાહેલીને સાથ, વિધિયેં ગુરૂને વાંદીએં „ ૧
„ જ્ઞાન ધ્યાન શુભ તાન, ચરિત્ર પંથે સંચરે „
„ ખટકાયના પ્રતિપાલ, પાંચ ઈંદ્રિને વશ્ય કરે „ ૨
„ આગમગુણ મણિ ખાણ, અંત લહ્યો શુભ ઉદ્યમે „
„ ગીતારથ પદ સાર, ઉગ્યો છે જસ લક્ષ્યમેં „ ૩
„ દેશનાં અમૃત ધાર, શ્રોતાજન મન ગહગહે „
„ સમ્યક્ જ્ઞાન અંકૂર, ભવિહૃદયમાં લહલહે „ ૪
„ બૂજે જાણ અજાણ, સર્વ વ્રતી કેઈ આદરે „
„ ધારે કેઈ ગ્રહી વ્રત, નિયમ ઘણાં કેઈ આચરે „ ૫
„ સમતા તણા ભંડાર, ગુણ દરિઆ ગુરૂ દીપતા „
„ મન વચ કાયા પવિત્ર, કુમતિ કુટીલને જીપતા „ ૬
„ ચાલો સહીર સઉ સાથ, ગુરૂ આગલ ગહુંલી કરો „
„ અક્ષત સાથીઓ સાર, અક્ષયપદ વેગે વરો „ ૭
„ એહવા ગુરૂની સેવ, પૂરવ પુણ્યે પામીયેં „
„ જો કરીએં નિત્ય સેવ, જ્ઞાન રવિને પામીયેં „ ૮

## શ્રી નાનચંદ્રજી સ્વામીની જોડ (આર્યાજી જેતબાઈ કૃત)

(સીતા આવે રે ધરી રાગ એ દેશી)

સરસ્વતિને ચરણે લાગું, માગું અવિચલ વાય;
ગુણ ગુરૂનાં ગાઉં હું રંગે, આણી અધિક ઇચ્છાય.
વેલા આવી રે સંઘને આજ,
નાનચંદ્રજી સ્વામી તુમે લીધો સ્વર્ગનો રાજ. ૧
સંઘ સકલ ભૂજપુર આવીને, વીનંતિ કરે વારંવાર;
કૃપા કરી ચોમાસું પધારો, મુંદ્રા શહેર મઝાર. વેલા. ૨
બહુ આગ્રહથી ચોમાસે પધાર્યા, સંઘને અતિશયાનંદ;
ગુરૂ મુખ કમલ શાંતિ પેખી, પ્રીત ચકોર ને ચંદ. વેલા. ૩
ચરમ ચોમાસો મુંદ્રે રહીને, કીધાં બહુ ઉપકાર;
ધર્મની ધૂની વર્ત્તે ભારી, રંજીત થાય નરનાર. વેલા. ૪
સૂર્ય પરેં પ્રતાપી કહીયેં, સોમ સમ શીતલ વીર;
મેરૂ પરેં ધીર જ્ઞાનાદિક, ગુણ ગણે ગંભીર. વેલા. ૫
રત્નાકરમાં રત્ન જેમ, માન સરોવર હંશ;
તિમ ચતુર્વિધ સંઘમાં ગુરૂ, શોભિત તિલક સુરંશ. વેલા. ૬
વાણી અમૃત તુલ્ય વરસે, જેમ ભાદ્રપદ નીર;
આનંદપ્રવાહ વહ્યો વિશ્વે, જેમ દરિયાઈ વીર. વેલા. ૭
અધ્યાતમ રસ પોષક સ્વામી, નયનિક્ષેપ નિરધાર;
સ્યાદ્ વાદ વાણીધારક, અર્થ તરંગ અપાર. વેલા. ૮
વચન વાણી સુણી ભવિપ્રાણી, દિલગિર થયા દિલમાંય;
ગુરૂવાણી મધુરી જાણી, જ્ઞાનામૃતનીચ્છાય. વેલા. ૯
જ્ઞાનરત્ને ગુરૂ આયુ જાણી, શ્યો કરવો પરિહાસ;
કાચી કાયા એ છે કારમી, શ્વાસનો નહિ વિસવાસ. વેલા. ૧૦

મુંદ્રાનો સંઘ સર્વ મલીને, ભક્તિ ધરે ધરી ખ્યાસ;
સેવા કરે ગુરૂની ઉચ્છરંગે, આણી અધિક ઉલ્લાસ. વેલા. ૧૧
બહુ આગ્રહથી સંઘ તેડાવે, ગુરૂદર્શનને કાજ;
પૂર્ણ ઈચ્છા ન થઇ કોઇની, મનહાંમ રહી મનમાંજ. વેલા. ૧૨
ભાદ્રવા સુદ આઠમ શનિવારે, ગુરૂજી સ્વર્ગ નિવાસ;
આકાશે દેવ દુંદુભી વાજે, તેમ મેઘ દેવનો નાદ. વેલા. ૧૩
જિણુ વેલા ગુરૂ સ્વર્ગે પોતા, શિષ્ય થયા દિલગીર;
મૂર્છા આવી ધરણી ઢલીયા, એવી અવસ્થા કેમ શીર. વેલા. ૧૪
ચરમ ચોમાસો ગુરૂજી જાણી, શિષ્ય દૂર મેલી દેહ;
આપ ગુરૂ અંતર રાખ્યો, સ્વર્ગમાં પાંતિ ન લેત. વેલા. ૧૫
અર્કશશી સમ દેદીપ્યમાન, હોય બંધવનું નૂર;
લઘુ બંધવને વીછવો દીધો, અંત સમે ન હજૂર. વેલા. ૧૬
ગામ શહેર પાટણનાં શ્રાવક, દિલગીર થયા સુણી નામ;
ગુરૂવંદન કમલ નવિ નિરખ્યો, હૈડે રહી ગઇ હાંમ. વેલા. ૧૭
જે દિનથી ગુરૂ સ્વર્ગે સિધાવ્યા, ભવિક હૃદય અકુલાય;
સંઘ ચતુરવિધમાં પડિ ખામી, જ્ઞાની ગુરૂની આય. વેલા. ૧૮
પાર ન આવે ગુણ સમુદ્ર ગુરૂનો, મુજ અલ્પબુદ્ધિ નિરધાર;
કૃપા કરી કિંકરને તારો, નાત તણો આધાર. વેલા. ૧૯
સંવત્ ઓગણીશ ત્રેશઠના, બેરાજા તલ મુઝાર;
અષ્ટૈકબાદ વાર ભૃગુના, કારતિક માસ સુધાર. વેલા. ૨૦

## શ્રી જ્ઞાનચંદ્રજી સ્વામીની જોડ (માંયાશાહ કૃત)

(દુહા.)

ચોવીસ જીનવર નમી, નમી સરસ્વતિ માય;
શુભ વચન આપો શારદા, સહુજનને મન ભાય. ૧

અસ્થિર સંસાર જાણી કરી, લીધો સંજમ ભાર;
નાનચંદ્રજી સ્વામી તણાં, ગુણ ગાશુ હર્ષ અપાર. ૨

## ઢાલ ૧ લી.

(પ્રથમ ગોવાલીયા તણે ભવેજી એ દેશી.)

કચ્છ દેશમાં જાણીયેંજીરે, રૂડો ઘેલડા ગામ,
ઓશવાલ વંશે ઉપનાજીરે, પુણ્યવંત પ્રાણીનામ;
મુનીશ્વર સંજમ લીનારે જેહ. ૧
પીતા કાંગોશાહ જાણીયેંજીરે, જેઠીબાઇ ઉર અવતાર;
બંધવ દોય સોહામણાંજીરે, રત્નતણે અનુહાર; મુની. ૨
બાલપણે બુદ્ધિ આગલાજીરે, દયા ઘણી દિલમાંય;
કુલ કર્તવ્યને સાંચવેજીરે, થર થર ધ્રુજે કાય. મુની. ૩
મહી મંડલમાં વિચરતાંજીરે, સ્વામિ કર્મચંદજી તે વાર;
ભવિક જીવને તારતાંજીરે, કરતાં બહુ ઉપકાર. મુની. ૪
યોગ જાણી પર્ષદા તણોજીરે, ભિન્ન ભિન્ન દિયે ઉપદેશ;
અનિત્યપણું તે દાખવેજીરે, દયા ધરમનો રેશ. મુની. ૫
વાણી સુણી સદ્‌ગુરૂ તણીજીરે, મન વશીયો વૈરાગ;
અસ્થિર સંસાર જાણી કરીજીરે, તતક્ષણ દીધો ત્યાગ. મુની. ૬
ગુરૂમુખેથી ધારીયાંજીરે, પંચે મહાવ્રત સાર;
જીન આજ્ઞા શિર પર ધરીજીરે, પાલે પંચાચાર. મુની. ૭
પાંચે આશ્રવ પરિહર્યાજીરે, સંવર લીધોજી લાર;
ક્ષમા ખડગ કરમાં ધરીજીરે, કર્મનાં કાપણહાર. મુની. ૮
પાંચ સુમિતિ ત્રણ ગુપ્તિનેજીરે, પાલી લીયે સંભાર
ષટકાયાને ઓળખીજીરે, ટાલી હિંસા અસાર. મુની. ૯
ગુરૂ આમનાથી ધારીયાંજીરે, શાસ્ત્ર સર્વે સુજાણ;

અહોનીશ રહે અભ્યાસમાંજીરે, પાલે જીનવર આણ. મુની. ૧૦
શીયાલે લે શીતનેજીરે, હેમંત ઋતુ જેણી વાર;
ધ્યાન ધરે જીન તણોજીરે, વસ્ત્ર તણો પરિહાર. મુની. ૧૧
ઉનાળે લીયે આતાપનાં જીરે, ગ્રીષ્મ ઋતુ વિકરાલ;
અગ્નિ તણી પરે પરજલેજીરે, વેલુ જિહાં અસરાલ. મુની. ૧૨
કાયર દેખી થર હરે જીરે, કંપણ લાગે દેહ;
મુનિવર મનથી ના ચલેજીરે, દેહને આણે ખેહ. મુની. ૧૩
એ આદે કરણી કરેજીરે, તપસ્યા બાર પ્રકાર;
બાહ્યાભ્યંતર બેહુ વિધેજીરે, કરતાં તે અંગીકાર. મુની. ૧૪
કર્મકટક શું નિત્ય લડેજીરે, જે મરગુ ચઢીયો સૂર;
બાવીશ પરીસહો જીતતાંજીરે, સમતાએ ભરપૂર. મુની. ૧૫
બંધવ હોય સોહામણાંજીરે, જેમ શશી ને સૂર;
દેશના અમૃત સારખીજીરે, શંસય કરતાં દૂર. મુની. ૧૬
જ્ઞાની ચાહે જ્ઞાનનેજીરે, જેમ મયૂર મન મેહ;
ચકવાને મન ચાંદલોજીરે, તેમ મુજ સ્વામી શું નેહ. મુની. ૧૭
દોષ બેંતાલીશ ટાલીનેજીરે, લેવે સુઝતો આહાર;
આધાકરમી આદે દર્ઇજીરે, નહિ દોશ શું વ્યવહાર. મુની. ૧૮
ભેખ જગતમાં છે ઘણાંજીરે, નહિ કોઈ તુમ તોલ;
રત્ન ચિંતામણી આગલેજીરે, કેમ કરે કાંકરો મોલ. મુની. ૧૯
દેશ વિદેશે વિચરતાંજીરે, કરતાં આતમ ઉદ્ધાર;
આપ તર્યા પર તારવેજીરે, શોભા વધારી સંસાર. મુની. ૨૧
સંવત ઓગણીશ પચીશમાંજીરે, પત્રી ગામ મઝાર;
કીયો ચોમાસો ભાવસુંજીરે, અધિક કીયો ઉપકાર. મુની. ૨૧
એવા મુનિ ગુણ ગાવતાંજીરે, પાતિક દૂર પલાય;
દેવસીં શાહ સુત વિનવેજીરે, નિત નિત વંદુ પાય. મુની. ૨૨

## નાનચંદ્રજી સ્વામીની જોડ [શા ગાંગજી વીરજી કૃત]

દુહા.

પ્રથમ શ્રમણ ભૂપતિ પ્રથમ, પ્રથમ કુંમર પણ એહ;
પ્રથમ જીનેશ્વર જગ જયો, આદીશ્વર ગુણ ગેહ. ૧
ઋષભશેન આદિક ગુણી, એક સહસ સત ચાર;
બાવન અધિકા જાણીયેં, વંદુ વાર હજાર. ૨
ઉદધિ સુતાસુત ચુન કરે, તાસ વાહન જસ હોય;
તાસ સુતા પ્રણમું સદા, દેજો વંચ્છીત મોય. ૩
વિજય જ્ઞાન સ્વામીના, ગુણનો નાવે પાર;
અલ્પમતિએ વર્ણન કરૂં, નિસુણો સહુ નરનાર. ૪

### ઢાલ ૧ લી

( કપુર હોવે અતિ ઉજલો રે એ દેશી. )

જંબૂ દ્વીપ સોહામણોરે, લક્ષ યોજન વિસ્તાર;
દક્ષિણ ભરતમાંહી અચ્છેરે, કચ્છ દેશ મનોહાર. ભવિકજન.
નિસુણો ગુરૂ ગુણ ગ્રામ, સુણતાં સંપતિ ધામ; ભ. ૧
ઘેલડા ગામ તેમાં ભલું રે, વણિક વશે ગુણ ધામ;
ઓશવાલ વંશમાં ઉપનારે, કાંયોશાહ તસ નામ. ભ. ૨
જેઠીબાઇ તસ્ય ભારજારે, શીયલવંતી સુપવિત્ર;
પતિવ્રતા સાચી સતીરે, જેહની ઉત્તમ રીત. ભ. ૩
તસ્ય કુંખે અવતર્યારે, ગુણમણિ રયણ ભંડાર;
નંદન ત્રીન સોહામણારે, નામ કહું તસ સાર. ભ. ૪
જયેષ્ટ સર્વથી ચાંપસીરે, નરસિંહ બીજું નામ;
લઘુ બંધવ વિજપાલજીરે, સર્વ ગુણના ધામ. ભ. ૫
અનુક્રમે શ્રી કર્મચંદ્રજીરે, સ્વામી ગુણ ભંડાર;

સમવસર્યા તે ગામમાંરે, સ્યાદવાદ મત ધાર. ભ. ૬
ઉત્તરાધ્યયને ઉપદેશયોરે, મોક્ષના હેતુ ચાર;
ધૂરપદેં માનુષ્ય ભવ કહ્યોરે, શ્રુત સુધા સંયમધાર. ભ. ૭
અથવા ગૃહસ્થને ત્યાગીનોરે, ધર્મ પ્રકાશ્યો વિધવિધ;
એહ ધર્મ ભવિ આદરીરે, જીવ અનંત થયા સિદ્ધ. ભ. ૮

વાણી સુણી વૈરાગીયારે, શ્રી વિજયપાલજી સ્વામ;
દિક્ષા લઈ સહ ગુરૂ કણેજી, વિચરતાં ગામો ગામ. ભ. ૯
ત્રણ વર્ષ વિત્યા પછીરે, શ્રી નરસિંહ તસ ભ્રાત;
દિક્ષા લીધી સ્વામીપેંરે, જ્ઞાનચંદ્રજીના પ્રાપ્ત. ભ. ૧૦
ગુરૂ મુખે શિખ્યા ઘણુંરે, વાંચ્યા શાસ્ત્ર અનેક;
રહસ્ય ધાર્યા કેઈ સૂત્રોનાંરે, જેહની અવિચળ ટેક. ભ. ૧૧

નવતત્ત્વને ઓળખ્યાં રે, લિખે નિક્ષેપા ચાર;
ખટ દ્રવ્ય જેણે જાણીયારે, નય સ્વરૂપ નિરધાર. ભવિ. ૧૨
પંચ સુમિતિ ત્રણ ગુપ્તિનેરે, આરાધે નિશદિશ;
ઉત્કૃષ્ટિ દયા પાલતાંરે, પૂર્ણ વિશ્વાવીશ. ભવિ. ૧૩

સોહતાં મહી મંડલ મધ્યેરે, જાણે આદિત્ય ને સોમ;
શાંત સ્વભાવ છે જેહનુંરે; પસર્યો ધર્મ રોમરોમ. ભવિ. ૧૪
રવી પરેં જ્ઞાન પ્રકાશતાંરે, સાયર જેમ ગંભીર;
અપ્રમત ભારંડ જિયુંરે, મેરૂ તણી પરેં ધીર. ભવિ. ૧૫

પંચ મહાવ્રત પાલતાંરે, જીપતાં ચાર કષાય;
મારતા કામ વિકારનેરે, જે મહાપ્રબલ કહેવાય. ભવિ. ૧૬
ભોગને રોગ સમ ગણેરે, કંચનને ગણે કાચ;
દેહને ખેહ સમી ગણેરે, ધર્મમાં રહે રાચ. ભવિ. ૧૭
અનાચારને વરજતાંરે, પાલતાં પંચાચાર;

મિથ્યાત્વને દૂરે કર્યોરે, ધાર્યો સમકિત સાર. ભવિ. ૧૮
દોષ બેંતાલીશ ટાલીનેરે, લેવે સુઝંતો આહાર;
બાહ્ય ને અભ્યંતર તણીરે, તપશ્યા બાર પ્રકાર. ભવિ. ૧૯
શ્રીજ્ઞાનેંદુ સ્વામીજીરે, તપશ્ચર્યા ઉત્કૃષ્ટ કીધ;
શીત અને આતાપનારે, વર્ષ ચતુરદશ લીધ. ભવિ. ૨૦
ગ્રામાનુગ્રામે વિચરતાંરે, તાર્યા લોક અનેક;
દે ઉપદેશ કેઇ ભવ્યનેરે, ટાલે મિથ્યાત્વ છેક. ભવિ. ૨૧
ચાતક ચાહે મેહનેરે, ચંદને જેમ ચકોર;
કમલ ચાહે જેમ અર્કનેરે, પુષ્પ ચાહે જેમ ભોર. ભવિ. ૨૨
મીન ચાહે જેમ ઉદકનેરે, સીતા ચાહે રામ;
લક્ષ્મી જેમ ગોવિંદનેરે, તેમ હું દરિશણ સ્વામ. ભવિ. ૨૩
ધન્ય તે નગરી લોકનેરે, માતા પિતાને ધન્ય;
જાસકુલેં આવી અવતર્યારે, એહ પુરૂષ રતન. ભવિ. ૨૪
ગુરૂગુણ જો સુરગુરૂ કથેરે, તો પણ નાવે પાર;
તો હું પામર કેમ કહુંરે, ગુરૂ ગુણનો વિસ્તાર. ભવિ. ૨૫
૯ ૬ ૯ ૧
સંવત અહીરસ નિધિવિધુરે, પોષ માસ સુખકાર;
ઋતુ તિથિ પક્ષ શ્વેતમાંરે; રૂડો ભાસ્કર વાર. ભવિ. ૨૬
વિજયપાલજી સ્વામીનાંરે, તિમ જ્ઞાનેંદુ સ્વામ;
ભક્તિ ભાવે ગુણગાઈઆરે, વીર પુત્રે પત્રી ગામ. ભવિ. ૨૭

## મહાસતી લાડકુંવરબાઇ આર્યાજીની જોડ.

( રાગ ભરથરીનો )

સરસ્વતી માતા પાય નમી, સદ્‌ગુરૂ લાગું પાયજી;
ગુણ ગાઉં સતી લાડકુરબાઈનાં, જેથી પાપ પલાયજી.
સતી તણાં ગુણ ગાયસું. ટેક. ૧

સતીજી કિંહાં ઉપના, તે સુણજો અધિકારજી;
શ્રોતાજન ભાવે કરી, કહું તેનો વિસ્તારજી. સ. ૨
જંબુદ્વિપનાં ભરતમાં, દેશ કચ્છ જાણોજી;
જીલ્લો માંડવી જાણીયેં, ગામ બિદડા વખાણોજી. સ. ૩
બિદડા ગામમાં ઉપના, પિતા માલસિંહ નામજી;
માતા મૂળી બાઇ જાણીયેં, પુત્રી ભચી બાઇ નામજી.
સુપુત્રી મિલે પુણ્ય યોગથી. ૪
રામાણીયામાં પરણાવીઆ, શા કાનજી વેરસિં સાથજી;
સુખ ભોગવે સંસારનાં, પતિ પત્ની બે સાથજી. સુ. ૫
કઠીન કર્મના જોગથી, પતિ પામ્યા મરણજી;
ભચી બાઇ આવ્યા ત્યારે, માત પિતાના શરણજી. સુ. ૬
માત પિતાના ઘરે આવીયાં, પછી શું બન્યો બનાવજી;
શ્રોતાજન તુમેં સાંભળો, રાખો નિશ્ચલ ભાવજી. સુ. ૭
કોઈક કારણનાં જોગથી, ચિંતવ્યું અસ્થિર સંસારજી;
તેવે સમયે પધારીઆ, સતી વીરબાઇ સારજી.
સુગુરૂ મિલે પુણ્ય જોગથી. ૮
ગુરૂણીજીને વાંદવા, ચાલ્યા ભાઈ ને બેનજી;
દેશના સુણી પ્રતિબોધ થયો, ધાર્યા શાસ્ત્રના વેણજી. સુ. ૯
સંવત ઓગણીશેં ત્રેપને, મહા માસમાં જાણજી;
ભચીબાઇ ચાલ્યા ગુરૂણી સંગે, તેના કરૂં વખાણજી. સુ. ૧૦
ભચીબાઇએ પ્રતિજ્ઞા કરી, નાનચંદ્રજી સ્વામિ પાસજી;
દિક્ષા દેવરાવું વેલજીભાઇને, પૂરૂં મનની આશજી. સુ. ૧૧
ત્યાર પછે દિક્ષા લહું, એવો અભિગ્રહ કીધજી;
તે અભિગ્રહ પૂરણ કીયો, પછી દિક્ષા લીધજી. સુ. ૧૨

માતા પિતાની આજ્ઞા લઈ, ભાઈ બેન તે વારજી;
ચાલી આવ્યા ગુરૂજી કને, માન્યો ગુરૂજીનો ઉપકારજી. સુ. ૧૩

બાર માસ ભેગા ફર્યા, શાસ્ત્રનો કીધો અભ્યાસજી;
ગુરૂજી સાથે રહેતાં થકાં, શિખ્યા વિનય વિચારજી. સુ. ૧૪

સંવત ઓગણીસો ચોપનેં, વૈશાક શુક્લ પંચમી જાણુજી;
ગુરૂવારને દિવસે, લાખાપુર કીધ પ્રયાણુજી. સુ ૧૫

ગ્રામાનુગ્રામ વિહરતા, જ્ઞાનચંદ્રજી સ્વામિ તે વારજી;
વેલજી, લાલજી બેઉ મળી, લીધો સંયમ ભારજી. સુ. ૧૬

વિનયચંદ્રજી સ્વામિ થયું, નામ વેલજીનું તામજી;
લક્ષ્મીચંદ્રજી સ્વામિ ઠવ્યું, ગુરૂજીએ લાલજીનું નામજી. સુ. ૧૭

પંડિત ગુરૂ સૂર્યમલ્લજી સ્વામિનાં, શિષ્ય થયા સુખદાયજી;
શુદ્ધ સંયમને પાળતાં, કાળ નિર્ગમ થાયજી. સુ. ૧૮

ભચી બાઈએ દિક્ષા ગૃહી, ગામ કાંદાકરા મજારજી;
વૈશાખ સુદ બારસ દિને, વર્ત્યો જય જય કારજી. સુ. ૧૯

શિષ્યણી વીરબાઈ સતીના, લાડકુર બાઈ અભિધાનજી;
જૈન મારગ દિપાવંતા, કરતા આત્મનું કામજી. સુ. ૨૦

એકદા પ્રસ્તાવે આર્યાજી, પધાર્યા બિદડા મજારજી;
માતપિતાને પ્રતિબોધીયા, આપી બોધ અપારજી. સુ. ૨૧

અજ્ઞાનીથી જ્ઞાની કિયા, કીધો બહુ ઉપકારજી;
માત પિતા ઉપકાર જાણીને, પાલે ધરમ તે વારજી. સુ. ૨૨

ગામો ગામે વિહરતાં, સુખે કરતા વિહારજી;
મુંદ્રા શહેરમાં પધારીયા, લાડકુર બાઈ સતી આવારજી. સુ. ૨૩

ગુરૂજીની આજ્ઞા થકી, ચોમાસો રહ્યા મુંદ્રા માંહ્યજી;
સંવત ઓગણીસેં પંચાવને, અસાડ માસ જબ આયજી. સુ. ૨૪
સુખે સંયમ પાળતાં, શ્રાવણ સુદ બીજ જાણજી;
ચક્રિની વ્યાધિ થકી, આર્યાજી થયા નિરવાણજી. સુ. ૨૫
સંઘ ચતુર્વિધ વિસ્મય થયો, આ શું બન્યો બનાવજી;
લાડકુરબાઈ સ્વર્ગે ગયા, રાખી સમતા ભાવજી.
લાડકુર બાઈ સ્વર્ગે ગયા. ૨૬
શ્રાવણ સુદ બીજ દિને, રચી માંડવી સારજી;
સાચા કીનખાપ તણી, એકત્રીશ ખંડી સારજી. લા. ૨૭
મુંદ્રા વિગેરે શહેરોમાં, વલી બીજા ગામજી;
કામ ધંધો છોડીને જંપે, સદા પ્રભુજીનું નામજી. લા. ૨૮
સંવત [1]ઓગણીસેં સતોતેરે, આસો માસ સારજી;
કૃષ્ણ પક્ષની અષ્ટમી, ભલો છે બુધવારજી.
ગુણ ગાયા મહા સતી તણા. ૨૯
મોખા ગામનો રહીશ છું, કરમસિં મારૂં નામજી;
પિતા નામ કુરપાર છે, માતા દેમતબાઇ નામજી. ગુ. ૩૦
ગુરૂકુલ વાસે વાસો વસી, લાખાપુર ગામ મજારજી;
ગુણગાયા લાડકુરબાઈ સતીનાં, આતમહિત સુખકારજી. ગુ. ૩૧
ભૂલચુક જે હુવે, બુધજનો બુદ્ધિવંતજી;
તુચ્છ બુદ્ધિનો હું અચ્છું, સુધારી વાંચજો સંતજી. ગુ. ૩૨

---

૧ કચ્છી સંવત્ અસાડ સુદ ૨ થી ગણાય છે. કારણ કે ૧૯૭૭ ના વૈશાખ સુદ ૬નાં કરમસિંહે દિક્ષા લીધી છે.

## પંચ નિર્ગ્રંથની સઝાય.

( રઘુપતિરામ હૃદયમાં રહેજોરે. એ દેશી. )

સખી પડવે તે સદ્ગુરૂ નમીયેંરે, જ્ઞાન રવિને હૃદયમાં ધરીએરે;
તો સહસા ભવ સમુદ્રથી તરીએ, સખે સુણો વિનંતિ એક મારીરે.
સખી બીજે તે બકુશ નિગ્રંથ રે, બીજો કુશીલ નામે નિગ્રંથરે;
સાંભળો તેહતણો વિરતંત. સખે. ૨

સખી ત્રીજે તેહનાં બે ભેદ રે, શરીરોપકરણ એ ભેદ રે;
પુનર્બન્નેનાં પંચ ભેદ. સખે. ૩

સખી ચોથે તે આભોગ જાણોરે, બીજો અનાભોગ વખાણોરે;
સંવૃત્તા સંવૃત્ત ચોથો પ્રમાણો. સખે. ૪

સખી પંચમે સૂક્ષ્મ કહીયેં રે, તેહનો વિરતંત હવે લહીયેં રે;
તિહાં પ્રથમ ભેદ ઉચ્ચરીયેં. સખે. ૫

સખી છઠે તે ન કરવા યોગ્યરે, જાણે પણ તેહ કરે જોગરે;
પ્રથમ બકુશ નામે આભોગ. સખે. ૬

સખી સાતમે અજાણથી કરતોરે, અનાભોગ બકુશને ધરતોરે;
તેતો પંચમ કાલે વિચરતો. સખે. ૭

સખી આઠમે સંવૃત્ત કહીયેં રે, મૂળ ઉત્તર ગુણ તેના લહીયેં રે;
ગુપ્ત દોષો તેમાં જ વહીયેં. સખે. ૮

સખી નવમેં અસંવૃત્ત કહીજે રે, પ્રગટપણે સા દોષ વહિજે રે;
સૂક્ષ્મ મેલને દૂર કરીજે. સખે. ૯

સખી દશમેં પંચ ભેદ કીધાંરે, તનુપકરણના ભેદ જેણે લીધાંરે;
તેતો શિવપુરમાં ગયા સીધા. સખે. ૧૦

સખી એકાદશે ઉપકરણુરે, દેહ શુદ્ધ રાખે વળી ચરણુ રે;
વિના કારણે આચરે એ ત્રણ. સખે. ૧૧
સખી બારમેં ચારિત્ર છે ભિન્નરે, સંજમ પાળવામાં નહિ ખિન્નરે;
પૂર્વ કર્મથી ન રહે તેનું મન. સખે. ૧૨
સખી તેરમેં બે ભેદ જાણોરે, પ્રતિસેવના કષાય વખાણો રે;
કુશીલ નિગ્રંથ તેહ પ્રમાણો. સખે. ૧૩
સખી ચઉદમેં બેનાં પંચ ભેહરે, જ્ઞાનદર્શન ચારિત્ર તપ એહરે;
આજીવિકા નિમિત્તે કરે તેહ. સખે. ૧૪
સખી પુનમેં યથા સૂક્ષ્મ જાણોરે, પંચમે નિજ પ્રશંસા વખાણોરે;
કષાય કુશીલ બીજો તે પ્રમાણો. સખે. ૧૫
સખી પંદર તિથિ થઈ પૂરીરે, શતક પચીશ ઉદ્દેશ છઠે રૂડીરે;
ભગવઈ સૂત્રે વાત નહિ કૂડી. સખે. ૧૬
સખી અમાવાસે સંજવલ કષાયોરે, દીયે શ્રાપ મુનિ કરણી ઠાયોરે;
તેતો પંચમ કાલાંતે ઠહરાયો. સખે. ૧૭
સખી ત્રિભેદ મુનિવર કહીયેંરે, તસ કૃપા નિજ શિર વહીયેંરે;
નિશિથ જીવાનુશાસને લહીયેં. સખે. ૧૮
સખી વેદગજ આંકચંદ્ર જાણોરે, ભાદ્ર શુકલાષ્ટમી રવિ પ્રમાણોરે;
ગુરૂ ગુણગાયા નવીનાલે વખાણો. સખે. ૧૯
સખી મુનિ કૃપાચંદે ભાંખીરે, નિગ્રંથ સ્તુતિની વીશી દાખીરે;
વિનયેંદુ ગુરૂની આણા શિરે રાખી. સખે. ૨૦

---

# અથશ્રી નીતિ શતક દોહરા

જે ચાહે આપણપેં, ચાહીયે તેને સર્વદા; કૃપાકપટ બીચે રહે, તબ પ્રીતિ ન હુવેકદા. ૧. પ્રેમ કરી કપટ રમે, તે નર નીચ કહાય; વિશ્વાસઘાતી માનવી, કૃપા સુખી ન થાય. ૨. પ્રેમ જો ઉપજે દેખતાં, પૂર્વ સંબંધ જોય; દ્વેષ ઉપજે જો કદી, પૂર્વવૈર તે હોય. ૩. ગુપ્ત વાત રાખે મિત્રથી, એ પ્રેમ ન કહેવાય; પ્રેમપુન્યથી નિપજે, પાપે કૃપા પુન્ય ગણાય. ૪. આપ્યું મન પોતાતણું, પાછું તે ન લહાય; મસ્તક ધડ જૂદું હુવે, કૃપાપ્રેમ તે કહેવાય. ૫. સુખના સાથી સર્વ હુવે, દુઃખમાં જાએ દૂર; કૃપાપ્રેમથી નવ હુવે, એવું કામજ ક્રુર. ૬. સજ્જન સાથે પ્રીતડી, કીધી ન જાએ ફોક; કૃપા આપસમો કરે, જો બોલ ન કરીએ ફોક ૭. વિનયવડો સંસારમાં, વિનય સમ નહિ કોય, કૃપા વિનય વૈરીતણો, મિત્ર કરે તું જોય. ૮. કઠોર વચન વદતાં થકાં, મિત્ર દુશ્મન હોય; કૃપા દુશ્મન મિત્ર હુવે, મિષ્ટ વચન વદી જોય. ૯. માતપિતા થકી પ્રિય, મિત્ર સંસારે હોય; કૃપા મિત્રથી ગુરૂ કહ્યા, મિલેપુન્યજો હોય. ૧૦. ગુરૂપ્રીતિ સંસારમાં, વિરલાજન પર હોય; કૃપાપુણ્ય જો પાધરા, પ્રીત ઝીલે તે સોય. ૧૧. પારસમણિના જોગથી, લોઢું કંચન હોય; તેમ ગુરૂકૃપા થકી, ભવ્ય જીવ તું જોય. ૧૨. શુરૂ કર્મિ સંસારમાં, દિશે થોક થોક; પણ ગુરૂ કૃપા જો હુવે, કર્મ થાય સર્વ ફોક ૧૩. સાચી સિખ દુર્જન તણી, હૈયે ન ઠહરાય; સજ્જન ની દુષ્ટમતિ, કૃપા સાચી ગણાય. ૧૪. સાચા બોલો સંસારમાં, સૌથી પોતે ગણાય, અન્યને જૂઠું કહે પણ, કૃપા સ્વ જૂઠું જણાય ૧૫. જેવો જન પોતે હુવે, તેવો દેખે અન્ય, કૃપા ઉદ્ગાર આવે તેવો, જેવું ખાધું અન્ન ૧૬. સુખ દુઃખ સંસારમાં, અરટમાળા જોય; દિવસ પછી રત્રિ હુવે, કૃપા પુનઃદિવસ હોય. ૧૭. દુર્જનના સંસર્ગથી સજ્જનમતિ ભ્રષ્ટ હોય; કૃપાસજ્જનના સંગથી, દુર્જન સુધરે કોય. ૧૮. કાચી બુદ્ધિ જેહની, પલટો તેનો થાય; સોનું કથીર ન હુવે, કૃપા મહેનત જાય. ૧૯. સ્થિરચિત્ત નહિ જેહનું, તેનું કાર્ય ન થાય; બળ કરી વંધ્યા મરે, કૃપા સંતતી ન થાય. ૨૦. વિધિ પ્રતિકૂળ

જેહને, અવલાં પડે તસ દાવ; કૃપા ઉદ્યમ ધૈર્યધર્મથી, કર્મનો ફિરે ભાવ ૨૧. સર્વ શાસ્ત્ર ભણ્યો પણ, વિવેક નહિ લિગાર; કૃપા મહેનત માથે પડી, એળે ગયો અવતાર. ૨૨. પરોપકાર કર્યો નહિ, સંચય ન કીધું પુન્ય, દ્રવ્ય ભેગું કરી ગયો, કૃપા થઇ ગયો શૂન્ય. ૨૩. શિક્ષા દે બીજા ભણી, પોતે ન કરે કાંય; કૃપા મૂર્ખ તેહ છે, ફોકટ વાણી જાય. ૨૪. ગાંડો ન જડે જગતમાં, સૌ ડાહ્યા જણાય; કૃપા ગર્દભ મન વિષે, આપ ડાહ્યો ગણાય. ૨૫. મનશુદ્ધ હોય જેહનું, વ્યવહાર શુદ્ધજ થાય; કૃપા કહે તે જગતમાં, ઉત્તમ નર કહેવાય. ૨૬. મનમેંહી ઐકહૈ, બચનમેંહૈઔર; બર્તનમેંહી ઔર હૈં, કૃપા કથે હી ઔર. ૨૭. વિશ્વાસ નહિ પોતાતણું, તેથી ન કાર્ય સધાય, કૃપા પશુ સમજાણીયે જન્મ ફોકટ જાય. ૨૮. ઘડી ઘડી રંગ પાલટે, માણસ કેમ કહેવાય; કૃપા અસ્થરચિત્તનું, પશુ પરે કાળ જાય. ૨૯. ઉતાવળ કરતા થકાં, કાર્ય બગડી જાય; ભલે હોય અમૂલ્ય પણ, કૃપા ફરી જાય. ૩૦. ક્રોધથી જો કાર્ય હુવે, તો કરે સૌ લોક; કૃપાનિર્બળ અધિક કરે, પણ થાય સર્વફોક. ૩૧. પંગુ નહિ પામી શકે, ઉંચ આમ્રફળ; તેમ કૃપા લાયક વિના, મહેનત થાય વિફળ. ૩૨. પ્રભુ પ્રભુ રટતાં થકાં, પ્રભુ ન મળે ક્યાંય; પ્રથમ લાયકાત મેળવો, કૃપા પ્રભુ સ્વમાંય. ૩૩. બાહિર શોધે ધર્મને, અંતર શોધ્યો નાહીં; કૃપા ઢુંઢી જો મરે, ધર્મ રહ્યો સ્વમાંહી. ૩૪. માની જાણે જગતમાં, મુજ સમ અવર ન કોઇ; કૃપામાન ન રહી શકે, રાવણે લંકા ખોઇ. ૩૫. દ્રવ્ય ભેગું કરી મરે, ન ખરચે ન ખાય; લોભી સાથે નહિ લીયે, કૃપા દુરગતિએ જાય. ૩૬. માયા ભૂંડી સંસારમાં, મૂક્યો નાહિ કો જન; ભોગી ત્યાગી સર્વ પણ, કૃપા મુંઝાયો મન. ૩૭. આશા અધિકી રાખીને, ન કરે ઉદ્યમ લગાર; કૃપા જન્મ જન્મે વહી, આશા કબ ફળનાર. ૩૮. વ્યવહાર શુદ્ધ દાખવે, અંતર ભીનો નાંહી; કૃપા પાપી જીવપરે, રખડે સંસાર માંહી. ૩૯. પાત્ર વિચાર કીધા વિના, આપે દાન ઉદાર; કૃપા ઉખડ ભૂમિમાં, ફોકટ જાય જલ ધાર. ૪૦. દાન જ્ઞાનનું મોટકું, જેથી થાય જ્ઞાન; મોક્ષ થાય જ્ઞાનજ થકી, કૃપા સાચું માન. ૪૧. મન વાણી કાયા થકી, જો પાળે બ્રહ્મચર્ય, કૃપા બળ બુદ્ધિ વધે, આખર મિલે શિવવર્ય.

૪૨. બીજાને સુસિખ આપતાં, એજ ગ્રહે જો આપ; કૃપા તો સંસારના, મટી જાય સંતાપ. ૪૩. અભય દાનથી પામીએ, તન નિરોગી જોય; પોતાને અભય દીયે, કૃપા મોક્ષજ હોય. ૪૪. તપ થકી પાપી તરે, તપથી જાએ પાપ; કૃપા ક્ષમા સાથે મિલે, નહિ તો વધે સંતાપ. ૪૫. ભાવના શુદ્ધજ રાખીએ, ભાવથી ભાવડ જાય; કૃપા દુષ્ટ ભાવના થકી, જવાસો સુકાય. ૪૬. જ્ઞાન મેળવો માનવી, જેહ તેહની પાસ; કૃપા દત્તાત્રયજીએ કીધા, ગુરૂ ત્રેવીશ ખાસ. ૪૭. સમભાવી જે માનવી, ન રાખે દ્વેષ ને રાગ; કૃપા ભવ તેના મટે, મુક્તિમાં પાડે ભાગ. ૪૮. ચારિત્ર નિર્મળ જેહનું, જગમાં તે પૂજાય; કૃપા મહાવીર બુદ્ધદેવ, ગાંધી ઈશુધર્મરાય. ૪૯. છાપ પડે જગમાં તેહની, વચન અંગીકરાય; ચારિત્ર વિણુ તે શું કરે, કૃપા સ્વગુણ કદી ગાય. ૫૦. પદવી મળે જો મોટકી, કરવો પરોપકાર; કૃપા નહિતો પામશો, લોકોનો તિરસ્કાર. ૫૧. ગરીબ નવ સંતાપીયે, સંતાપ્યે પુન્યનાશ; કૃપા પાપ પુણેસહી, રાવણ ન પ્હોંચી આશ. ૫૨. દિલ્લીપતિ દુર્યોધન, અલ્લાઉદ્દીન પાદશાહ; સંહાર કીધો માનવોનો, કાંઇ ન લીધો લાહ. ૫૩. બાંધી મુઠી આવીયો, જાવું ખાલી હાથ; પુન્યપાપ સાથે હુવે, કૃપા અન્ય નહિં સાથ. ૫૪. આપ સમ અન્યને ગણો, રાખો મૈત્રી ભાવ, કૃપા દુનીયામાં એટલું, નરભવનો એ લાવ. ૫૫. પરોપકારી જગ વિષે, કરતા રહે ઉપકાર; કૃપા દામ નહિ લીએ, નદી વૃક્ષ સંતકા સાર ૫૬. સર્વ શાસ્ત્રો જોઇ લહો, માંહે એહીજ બોધ; કૃપા ઉપકાર કીધા વિના, કાં બનોછો યોધ. ૫૭. સંગ ન કીજે લુચ્ચા તણો, સંગથકી દુઃખ થાય, પાણી ઘાટે જતાં થકાં, કૃપા અંગ ભીંજાય. ૫૮. ભક્તિ કરો ઈશ્વર તણી. ભક્તિએ ભવપાર; કૃપા ગૌતમ શ્રેણિક નૃપ, ધ્રુવ પ્રલ્હાદ શીવકુમાર. ૫૯. ગુરૂ ઉપકારી જગ વિષે, બતાવે મુક્તિ ઉપાય; કૃપા પાપથી ઉદ્ધરે, સાચા સંત કહેવાય. ૬૦. ગુણ ઓલવે પાપીયો, ઉદ્ધાર નવ થાય; કૃપા દુઃખ પામે સદી, વિનય વિહુણો ગણાય. ૬૧. વિનય વિવેક વિણુ માનવી, પશુ તુલ્ય ગણાય; ગુરૂ કૃપા પાણુ જો હુવે, પશુથી દેવજ થાય. ૬૨. કહે પણ

કરે નહિ, એ મોટો લબાર; ભસતો કુત્તો કરડે નહિં; મૌની ફાડી ખાનાર. ૬૩. બાળકને દબાવતાં, માનસ માર્યો જાય; કૃપા અંકુર દબાવતાં, મહા વૃક્ષ ક્ષય થાય. ૬૪. બાળક પૂછે જે પ્રશ્નને, જાણવાને ઉમેદ; કૃપા વડીલો ગાંડો ગણી, ઉત્તર નાપે એક. ૬૫. ધર્મીનાં સંસર્ગથી, દુષ્ટ બુદ્ધિ શુદ્ધ હોય, કૃપા હોલાએ ઉઘાડીઓ, પારાધીને તું જોય. ૬૬. પુત્ર પૌત્રાદિ પુત્રવધુ, ચાકર સુગુણા હોય, ધન્ન ધાન્ય પુષ્કળ મિલે, કૃપા ધર્મ વિણ શૂન્ય હોય. ૬૭. ઉદાર સત્યવાદી વલી, ત્રીજો વિનયવાન; અનુચર વર્ગ રાખે ખુશી, તે માણસ ગુણવાન. ૬૮. કામો કરે કીર્તિ તણાં, પાંચમો ગુણ કહેવાય; પ્રતાપ દેખાડે નૃ વિષે, શાસ્ત્રે જાણ કહેવાય. ૬૯. કરે શુભ કર્મો સદા, પંડિતને આપે માન; વધારે સેવક બંધુઓ, દ્વાદશ નૃ ગુણવાન. ૭૦. લઘુ અરિ પર કૃપા કરે, કરે વૃદ્ધ શત્રુનો નાશ, શરણાગતને નિર્ભય કરે, પંદરમો ગુણ એ ખાસ. ૭૧. હિતચિંતે મિત્રો તણું, જૂઠમાં ન દે લક્ષ; પરગુણ ગ્રહણ કરવા ભણી, કૃપા મોટો હોય દક્ષ. ૭૨. નિપુણતા ધરાવે કળા વિષે, માને પરનો ઉપકાર; નજર રાખે ગૃહ કાર્યમાં, આપત્તિયે ઉપાય કરનાર. ૭૩. સમાન દૃષ્ટિ રાખે વલી, બાવીશમો ગુણ કહેવાય; કરે જતન સ્વપર તણો, ત્રેવીશમો ગુણ એ થાય. ૭૪. અલ્પોપકાર માને ઘણો, ઘણો માને અલ્પ; પત્નિવ્રત પાલે સદા, કૃપા પચીશમો ગુણ કલ્પ. ૭૫. હિત ઇચ્છે સર્વ તણું, અહિતે ન રાખે ચિત્ત; સત્ય વક્તા કોમળ હૈયું, જીતેંદ્રિય સર્વનો મિત્ત. ૭૬ ઉત્તમ નર શાસ્ત્રે કહ્યો, યુધિષ્ઠિર પાંડુ નંદ; તેમ અવર અવની વિષે, કૃપા ન જડે નૃકંદ. ૭૭. સમજાવે પ્રિય વાણીથી, કરે પ્રતિજ્ઞા જેહ; આપે વસ્તુ પર પ્રત્યે, અન્યે માગી હોય તેહ. ૭૮. છિદ્રો જાણે પરતણા, મધ્યમ પુરૂષ કહેવાય; દુનીયામાં કૃપા કહે, એવા મનુષ્યો ઘણાંય. ૭૯. દુષ્ટોપદેશ આપે પર પ્રત્યે, વલી માર ખાનાર; ઘાયલ થાય શસ્ત્રથી, ક્રોધે પાછો ન ફિરનાર. ૮૦. નાશ કરે ઉપકારનો, થાય નહિ મિત્ર એહ; દુષ્ટ બુદ્ધિ હૃદયે વશે, કૃપાઽધમ પુરૂષ તેહ. ૮૧. રોગ શત્રુ ને ચાડીયા, છે અપકાર કરનાર; ઉપાય ન કરે તેહનો,

કૃપા પ્રાણ હરનાર. ૮૨. પરદેશી સાથે પ્રીતડી, કરાવે પશ્ચાતાપ; એક પક્ષા સ્નેહથી, કૃપા થાય સંતાપ. ૮૩. દુઃખીને દુઃખી મિલે, જાણે પરની પીડ; પણ સુખીને દુઃખી મળે, કૃપા શું જાણે ભીડ. ૮૪. પરોપકારી માણસો, હરે પરનું દુઃખ; વિપત્તિ પોતે વ્હોરી લીયે, કૃપાપરને દે સુખ. ૮૫ જ્ઞાન વિનાની જે ક્રિયા, ફોકટ કષ્ટ કહેવાય; કૃપાજ્ઞાન સાથે મળે, શિવપુરે લઇ જાય. ૮૬. આત્મ સ્વરૂપ જાણ્યું નહિ, ક્રિયામાં મશગૂલ; કૃપા દુઃખ મિટ્યા નહિ, મોટી થઇ એ ભૂલ. ૮૭ જે જીવને સંતાપીએ, તે તો વૈરી થાય: કૃપા વૈર જરૂર લીએ, નિર્બળ જ્યારે થવાય. ૮૮ દેશ વિદેશ ભલે ફિરે, જુએ નવ નવા લોક; પણ પોતામાં કાંઇ નહિ, કૃપા ફેરો ફોક. ૮૯. બે જણાની વાતમાં, ત્રીજો જે થાનાર; મૂર્ખ જાણો તેહને, કૃપા નીતિ વિચાર. ૯૦. દિવસ અને રાત્રિ વલી, ખા ખા જે કરનાર; પશુ તુલ્ય જાણો સહી, કૃપા તે મનુષ્ય ગમાર. ૯૧. વૈદ્ય બતાવે રોગને, ગૃહ બતાવે જોષીયો; ભૂવા બતાવે ભૂતર, કૃપા દુઃખી પાપીઓ. ૯૨. બહુ બોલકા માણસો, પામે માન આ કાલ; મૌની માર્યો જાય છે, કૃપા સાચો બેહાલ. ૯૩. આડંબર કરે ઘણો, માંહે પોલમ્ પોલ; પાપ ઘડો ફૂટે તદા, કૃપા વાગે ઢોલ. ૯૪. દીધી મતિ બીજા તણી, ન કરે કાંઇ કાજ; ઉકલે કૃપા હૈયા થકી, બાંધે પાણી પેલાં પાજ. ૯૫. નીતિમાર્ગે વર્તતા, થાય સુખ જરૂર; કૃપા અનીતિ જ્યમ હુવે, દુઃખ થાય ભરપૂર. ૯૬. સંપ થકી સુખ સંપજે, સંપથી જાયે ક્લેશ; કૃપા કુસંપ જ્યમ હુવે, સુખ નહિં લવ લેશ. ૯૭. સંવત ૧૯૯૨ નાં, ચૈત્ર વદી અમાસ; દૂહા શત પૂરણ થયા, કૃપા પત્રીએ ખાસ. ૯૮. યુવાચાર્ય મહારાજજી, વિનયચંદ્રજી સ્વામ; તે તણી કૃપા થકી, પૂરણ સિદ્ધા કામ. ૯૯. નીતિશતક પૂરણ થયો, વરતે જે નરનાર; કૃપા કલ્યાણ તેહના, થાય જયજયકાર. ૧૦૦.

ઇતિ સંપૂર્ણમ્



